आवन्निआ खणद्ध पि पइ थिर ते करंति अणुराय।
परसमया तहवि मण तुह समयन्नूण न हरति॥

—ઋષભ પંચાશિકા

અન્યનાં આગમો અડધી ક્ષણ સાભળવા છતાં પણ તારા વિષેનો અનુરાગ ( હે જિનદેવ ! ) સ્થિર કરે છે. અને તેથી તારા સિદ્ધાન્તના જાણકારોનુ ચિત્ત તે હરી શકતા નથી.

## અનુક્રમણિકા

## ટૂંકામાં

—"જિનવાણી" નામના બંગાળી માસિકમાંથી અનુવાદેલા આ લેખો, અવકાશે અનુક્રમે ગુજરાતી માસિકમાં પ્રકટ થઈ રહ્યા હતા

—એ ત્રણ લેખો પ્રકટ્યા પછી, ઊંઝાવાળા વૈદ્યરાજ નગીનદાસ ભાઈનું લક્ષ ખેચાયું. કહેણ આવ્યું. "આ લેખો પુસ્તક રૂપે પ્રકટ થાય તો વિદ્વાનોના હાથમાં સંગ્રહરૂપે મૂકી શકાય."

—ટૂંકામાં, આ પુસ્તકની એ જન્મકથા છે.

—આ લેખોના મૂળ લેખક શ્રીયુત હરિસત્ય ભટ્ટાચાર્યજી છે. તેઓ જૈન શાસ્ત્ર-સાહિત્યના પારંગત હોવાનો દાવો નથી ધરાવતા જૈન શાસ્ત્ર-સિદ્ધાંતના એક અભ્યાસી તરિકે જ એમણે આ લેખો લખ્યા છે. એક જૈનેતર યથાશક્ય સાવધાની રાખે તો પણ ક્વચિત્ ગેરસમજ થઈ જાય. આ લેખોમાં એવું કંઈ થવા પામ્યું છે કે નહિ તે હું નથી જાણતો.

—બાકી તો શ્રી ભટ્ટાચાર્યજીનુ વાંચન જ જૂદું હોય તો પાઠફેર થવા પામે અને વર્ષો ઉપર આ લેખો લખાયા હોય તો છેક છેલ્લી ઐતિહાસિક માહીતી ન આપી શકે એ સંભવિત છે.

—જૈન દર્શન પરત્વેની એમની શ્રદ્ધા, બહુમાન વૃત્તિ તો આ લેખમાળાની પ્રત્યેક પંક્તિ ઉચ્ચારી રહી છે.

—એમનો તુલનાત્મક અભ્યાસ અને પ્રવાહવાળી લેખનશૈલી જોતા કોઇ પણ જૈન કે જૈનેતરને સન્માન સ્ફુર્યા વિના નહી રહે.

—'જિનવાણી' માસિક, લાંબુ આયુષ્ ભોગવવા ભાગ્યશાળી ન થયુ તેથી શ્રી ભટ્ટાચાર્યજીના લેખો પણ અધૂરા જ રહી જવા પામ્યા, એ એક ખેદની વાત છે. જૈનેતર જીજ્ઞાસુઓ જૈન દર્શન પ્રત્યે કેવી શ્રદ્ધાની નજરે જુએ છે તે આ લેખો ઉપરથી જણાશે.

—બનારસ–હિંદુ–યુનીવર્સીટીના જૈન ચૅરના પ્રમુખ પંડિત શ્રી સુખલાલજીને કેટલાક લેખો, સંશોધનની દ્રષ્ટિએ વંચાવી જોયા છે. પૂરતો અવકાશ ન હોવા છતાં એમણે આ લેખો વાંચ્યા અને નિદર્શન પણ લખી મોકલ્યુ

—પંડિત સુખલાલજીએ, પૂજ્ય મુનિરાજ દર્શનવિજયજીએ, પંડિત શ્રી ભગવાનદાસભાઇએ તેમજ શ્રી હીરાચંદભાઇએ સલાહ, સૂચના તથા ટિપ્પણ આદિ લખી આપવામાં અને પ્રુફના સંશોધન વિગેરેમાં જે સહકાર આપ્યો છે તે બદલ અંતઃકરણપૂર્વક એમનો અહીં ઉપકાર માનું છું.

—ઉંઝાવાળા વૈદ્યરાજ નગીનદાસભાઈ એ, પુસ્તક–પ્રકાશનની બધી ગોઠવણ કરી આપી, મને ઉત્તેજીત કર્યો તે માટે તેમનો પણ ઋણી છુ.

—આ પુસ્તકમાં રહી જવા પામેલા દોષો, જો કોઈ બતાવશે તો હું એમનો આભાર માનીશ અને બીજી આવૃત્તિ કાઢવાનું સદ્‌ભાગ્ય સાંપડશે તો એ દોષોની પુનરાવૃત્તિ નહીં થવા દઉં.

સુશીલ

# નિદર્શન

વડિલોએ રાખેલ ભીમ એ નામ ગૌણુ કરી આપમેળે પોતાનું સુશીલ નામ ધારણુ કરનાર અને તે નામને ગુણુનિષ્પન્ન સિદ્ધ કરનાર ભાઇ સુશીલ વાચક અને વિચારક જૈન જનતાથી ભાગ્યેજ અજાણ્યા છે. ઘણાં વર્ષ અગાઉ કાશીમાં અમે બંને સાથે પણ રહેલા. ત્યારપછી પણ અમારો પરિચય રહ્યો છે. ભાઇ સુશીલે પ્રસ્તુત લેખો વાંચી તે ઉપર કાંઇ લખવા જ્યારે મને સૂચવ્યું ત્યારે એક રીતે મને બહુજ આંતરિક સતોષ થયો; તે એમ માનીને કે . ભાઇ સુશીલના હૃદયમાં મારૂં સાદર સ્થાન હોવું જોઇએ અને યોગ્ય લેખકના સમુચિત લેખો વાચી જઈ તે ઉપર કાંઇક લખવાની તક મળે છે આ સંતોષથી

પ્રેરાઈ મેં કાંઇક લખવા કબુલ્યું અને તે બધા લેખો સમગ્ર ભાવે ધ્યાનપૂર્વક સાંભળી જઈ અત્રે મારા ઉપર તે વિષે પડેલી છાપ સંક્ષેપમાં વ્યક્ત કરૂં છું. પ્રસ્તુત લેખો વિષે કાંઇક લખું તે પહેલાં અનુવાદક અને મૂળ લેખક વિષે પણ થોડો ઇશારો કરી દેવો યોગ્ય ધારૂં છું.

ભાઈ સુશીલ, મૂળ બંગાળી લેખોના અનુવાદક છે. તેમનું બંગાળી ભાષા વિષયનુ સચોટ જ્ઞાન કેવુ છે તે જેઓ બીજી રીતે ન જાણતા હોય તેઓ માત્ર આ લેખોના વાચનથી પણ બરાબર સમજી શકશે. આ ગુજરાતી અનુવાદો વાચનારને ભાગ્યેજ એવી કલ્પના આવે કે આ અનુવાદ છે. માત્ર બંગાળી ભાષાનું પર્યાપ્ત જ્ઞાનજ આ સફળતાનું કારણ નથી. ભાઈ સુશીલની ગુજરાતી ભાષા અને લેખનશૈલી એ જેમ સાધારણ નથી તેમ અપક્વ પણ નથી, એ વસ્તુ કેવળ અગ્રલેખ ખાતર જાણુ જૈન પત્ર વાચનાર જગતને કહેવાની જરૂર રહેતીજ નથી. બંગાળી અને ગુજરાતી ભાષાનો ઠીક ઠીક પરિચય ધરાવનાર તથા લેખનશક્તિસંપન્ન અનેક ભાઇઓ અને થોડીક બહેનો સુદ્ધા આજે ગુજરાતમાં છે છતા એમાંના કોઈએ પ્રસ્તુત લેખોના અનુવાદનું કામ કર્યું હોત તો તે આટલું સફળ થાત એ વિષે મને ભારે શંકા છે. કારણ, એવા લેખકો પૈકી કોઇને જૈન શાસ્ત્રીય જ્ઞાનનો

ભાઈ સુશીલ જેટલો સ્પષ્ટ અને પકવ પરિચય હોય એમ હું નથી જાણતો. આ બધાં કારણોને લેઇ, ભાઇ સુશીલ પોતાના અનુવાદ કાર્યમાં ખૂબ સફળ થયા છે. એમની અનુવાદ્ય લેખોની પસંદગી પણ જૈન દર્શનના વિશિષ્ટ અભ્યાસીઓની દૃષ્ટિએ યોગ્ય છે. કારણ કે પુષ્કળ વાંચન અને ચિંતન પછી પરિશ્રમ પૂર્વક નવી શૈલીએ એક જૈનેતર બંગાળી ગૃહસ્થને હાથે લખાએલા આ લેખો જેમ નવજીજ્ઞાસુ ગુજરાતી જગતમાં પ્રેરણા આપે તેવા છે; જેમ એ લેખો ગુજરાતી અનુવાદ સાહિત્યમાં એક વિશિષ્ટ ફાળો આપે તેવા અને દાર્શનિક ચિંતનક્ષેત્રમાં યોગ્ય ઉમેરો કરનાર થઈ પડે તેવા છે; તેમ એ લેખો માત્ર ઉપાશ્રયસંતુષ્ટ છતાં સગવડનિમગ્ન જૈન ત્યાગી વર્ગને વિશાળ દૃષ્ટિ પુરી પાડે તેવા તેમજ તેમના પોતાના જ વિસ્મૃત કર્તવ્યની યાદી આપે તેવા પણ છે.

પ્રસ્તુત લેખોના મૂળ લેખક શ્રીયુત હરિસત્ય ભટ્ટાચાર્ય ઘણાં વર્ષ અગાઉ ઓરીએન્ટલ કૉન્ફરન્સના પ્રથમ અધિવેશન પ્રસંગે પૂનામાં મળેલા. તે વખતે જ તેમના પરિચયથી મારા ઉપર એટલી છાપ પડેલી કે એક બંગાળી અને તે પણ જૈનેતર હોવા છતા જૈન સાહિત્ય વિષે જે અનન્ય રસ ધરાવે છે તે નવયુગની જિજ્ઞાસાનું જીવતું પ્રમાણ છે. તેમણે 'રત્નાકરાવતા-

રિકાંનો અંગ્રેજી અનુવાદ કરેલો તેને તપાસી અને છપાવી દેવો એવી એમની ઇચ્છા હતી. હું તે વખતે અંગ્રેજી અનુવાદ જાતે તપાસી કાંઈ પણ કહી શકું એવી યોગ્યતા ધરાવતો નહિ; તેથી મેં એ તપાસવાનું કામ તે વખતના મારા સાથી એક ગ્રેજ્યુએટ જૈન મિત્ર જે હમણાં જેલમાં છે તેમને આપ્યું. એ અંગ્રેજી અનુવાદ અમે છપાવી તો ન શક્યા. પણ અમારી એટલી ખાત્રી થઈ કે ભટ્ટાચાર્યજીએ આ અનુવાદમાં ખૂબ મહેનત કરી છે. અને તે દ્વારા તેમને જૈનશાસ્ત્રના હૃદયનો સ્પર્શ કરવાની એક સરસ તક મળી છે. ત્યારબાદ આટલે વર્ષે જ્યારે તેમના બંગાળી લેખોના અનુવાદો મેં વાંચ્યા ત્યારે તે વખતે ભટ્ટાચાર્યજી વિષે મેં જે ધારણા બાંધેલી તે વધારે પાકી થઈ અને સાચી પણ સિદ્ધ થઈ. શ્રીયુત ભટ્ટાચાર્યજીએ જૈન શાસ્ત્રનું વાંચન અને પરિશીલન લાંબા વખત લગી ચલાવેલું. એના પરિપાક રૂપે જ તેમના આ લેખો છે એમ કહેવું જોઈએ, જન્મ અને વાતાવરણથી જૈનેતર હોવા છતાં તેમના લેખોમાં જે અનેકવિધ જૈન વિગતોની યથાર્થ માહિતી છે અને જૈન વિચાર-સરણીનો જે વાસ્તવિક સ્પર્શ છે તે તેમના અભ્યાસી અને ચોકસાઈપ્રધાન માનસની સાબીતી પૂરી પાડે છે. પૂર્વીય તેમજ પશ્ચિમીય તત્ત્વચિંતનનું વિશાળ વાંચન એમની એમ એ. ડીગ્રીને શોભાવે તેવું છે

અને એમનું દલિલપૂર્વક નિરૂપણ એમની વકીલી બુદ્ધિની સાક્ષી આપે છે ભટ્ટાચાર્યજીની આ સેવા માત્ર જૈન જનતામાં જ નહિ પરંતુ જૈન દર્શનના જિજ્ઞાસુ જૈન–જૈનેતર સામાન્ય જગતમાં ચિરસ્મરણીય બની રહેશે.

મારૂં આ કથન વાચનાર ધ્યાનમાં રાખે કે હું આ લેખો વિષે મારો વિચાર સંક્ષેપમા અને પ્રતિપાદક સરણીએ જ દર્શાવી રહ્યો છું. એના દરેક મુદ્દાપરત્વે વિસ્તારપૂર્વક અને સમાલોચક દૃષ્ટિએ પણ લખવાને સ્થાન છે, છતાં અત્યારે એ દૃષ્ટિએ નથી. પ્રથમ એ જોવુ ઘટે કે આ લેખો કયા પ્રકારના જિજ્ઞાસુઓને ઉદ્દેશી લખાએલા છે ? 'જિનવાણી' પત્ર બંગાળીમાં નીકળતું. એ પત્રમાં પ્રગટ થએલ આ લેખો મુખ્ય ભાગે બંગાળી વાચકોને ઉદ્દેશી લખાએલા છે. બંગાળી વાચક એટલે જન્મથી ગુરૂવચનને 'તહત્તિ' 'તહત્તિ' કરનાર એક શ્રદ્ધાળુ જૈન નહિ, તેમજ બંગાળી વાચકવર્ગ એટલે નાના કે મોટા એક એક મુદ્દા-પરત્વે વિવેચક અને સમાલોચક દૃષ્ટિએ ઊંડામાં ઊંડી સત્યની શોધ ચલાવનાર કોઈ છેક જ આધ્યાત્મિક વર્ગ એમ પણ નહિ; પરતુ એ વાચકવર્ગ એટલે દર્શન સામાન્યમાં રસ ધરાવનાર, દરેક દર્શન વિષે ઓછીવત્તી માહિતી ધરાવનાર, તર્કસરણી અને તુલનાત્મક પદ્ધતિનું મૂલ્ય આંકનાર તેમજ પથ કે

વાડાની દિવાલ વિનાના વિશાળ જ્ઞાન-આકાશમાં પોતાના મનને મુક્તપણે ઉડવા દેવા ઇચ્છનાર એવો વાચક વર્ગ સમજવો. આ પ્રકારના બંગાળી વાચક વર્ગમાં જૈન કરતાં જૈનેતર જનતાનો જ ભાગ મુખ્ય અને મોટો આવે છે એ સ્મરણમાં રાખવુ ઘટે. એવા જૈનેતર વર્ગમાં પણ મોટે ભાગે કૉલેજના વિદ્યાર્થીઓ અને પંડિત પ્રોફેસરો વગેરેનો જ સમાવેશ થાય છે. જ્યારે જન્મથી જૈનેતર અને બુદ્ધિપ્રધાન વર્ગને ઉદ્દેશી જૈન દર્શનનાં સર્વસામાન્ય અને વિશિષ્ટ તત્વો વિષે કોઇ સફળતાપૂર્વક લખવા ઇચ્છે ત્યારે એ સ્વાભાવિક છે કે તેણે એ તત્વોનું નિરૂપણ બને તેટલું રોચક અને બુદ્ધિગ્રાહ્ય કરવું ઘટે. નિરૂપણની રોચકતા એની શૈલી ઉપર અવલંબિત છે અને તત્ત્વોની બુદ્ધિગ્રાહ્યતા અન્ય દર્શનના તત્ત્વોની તેમ પશ્ચિમીય વિચારપ્રવાહો સાથેની સરખામણી કે તુલના ઉપર અવલંબિત છે. જૈનેતર વર્ગમાં પણ જૈન દર્શનની વિશિષ્ટ જીજ્ઞાસા જગાડવા લખાએલ આ લેખોની નિરૂપણ શૈલીમાં આપણે રોચકતા અને બુદ્ધિગ્રાહ્યતા બન્ને જોઇએ છીએ. કારણ કે આ લેખોની શૈલી એવી પ્રતિપાદનાત્મક અને યુક્તિબદ્ધ છે કે તેમાં જૈન દર્શનની વિશિષ્ટ સ્થાપનાનો ઉદ્દેશ હોવા છતાં તેમાં નથી ઉગ્રતા, કટુકતા કે નથી કોઈનું આક્ષેપવાળું ખંડન. આ લેખોમા જે જે મુદ્દાની ચર્ચા કરી છે તે

મુદ્દાપરત્વે ભારતીય બીજાં દર્શનોની અને જૈન દર્શનની તાર્કિક સરખામણી કરવામાં આવી છે. એટલું જ નહિ પણ ઘણે સ્થળે તો તે તે મુદ્દા પરત્વે પશ્ચિમીય વિચારકોમા પણ કેવા કેવા પક્ષ પ્રતિપક્ષ છે તે મુદ્ધાં દર્શાવ્યું છે. તેથી આ લેખો વાંચનાર મધ્યમ વર્ગને જૈન તત્ત્વ બુદ્ધિગ્રાહ્ય બનાવ-વામા બહુ જ સરળતા પડે તેમ છે.

અભ્યાસ તેમજ સમજશક્તિની દૃષ્ટિએ અને રૂચિપુષ્ટિની દૃષ્ટિએ મારી માન્યતા પ્રમાણે પ્રસ્તુત લેખોમાં પ્રથમ સ્થાન 'ભારતીય દર્શનોમાં જૈન દર્શનનું સ્થાન' એ લેખનું આવે છે* બીજું સ્થાન 'જૈન દૃષ્ટિએ ઈશ્વર' એ લેખનુ, ત્રીજું સ્થાન 'જૈન વિજ્ઞાન' એ લેખનું અને ચોથું સ્થાન 'જીવ' એ લેખનું આવે છે. ભારતીય દર્શનનું શું સ્થાન છે એ બાબત જૈન દર્શનના અભ્યાસીએ પ્રથમ જાણવી ઘટે. ઈશ્વરનો પ્રશ્ન જેમ વ્યાપક છે તેમ રોચક પણ છે. જૈન દર્શનનું સ્થાન જાણી લીધા પછી એ પ્રશ્ન પરત્વે જૈન માન્યતા જાણવી આવશ્યક છે. ત્યારબાદ સમસ્ત જૈન તત્ત્વોનો પ્રશ્ન આવે છે જેનો ઉકેલ

* બીજા લેખો તત્કાળ તૈયાર નહી થવાથી, માત્ર ચાર લેખો જ પંડિતજીને મોકલ્યા હતા કર્મવાદ, ભ. પાર્શ્વનાથ તથા મહામેઘવાહન ખારવેલ. એ લેખો પાછળથી ઉમેર્યા છે —અનુવાદક

'જૈન વિજ્ઞાન' લેખમાં થઇ જાય છે. 'જીવ' વિષેની જૈન માન્યતા જાણવાનું મન કદાચ પહેલાં પણ થાય છતાં અહીં એ માન્યતા એટલી સૂક્ષ્મ રીતે અને ન્યાયની પરિભાષામાં ચર્ચી છે કે તે વિષયના લેખને અંતમાં રાખવાથી સાધારણ વાચકોની રૂચિ અને સમજશક્તિનો, પ્રથમ ત્રણ લેખના વાચન દરમ્યાન થએલ વિકાસ, ચોથા લેખના વાચનને પૂર્ણ કરવામાં મદદ આપશે, અને દલીલની સૂક્ષ્મતા તથા ન્યાયની પરિભાષા સાધારણ શ્રાવકના ઉત્સાહને મોળો નહિ પાડે.

અત્રે લેખો તો ફક્ત ચારજ છે, અને તે બધા પુર્ણ જ છે એમ પણ નથી છતાં સામાન્ય રીતે એમ કહી શકાય કે જૈન દર્શનને લગતા તાત્વિક બધા મુખ્ય મુદ્દાઓ આમાં આવી જાય છે; આ લેખો જાણે વાચક ઉમાસ્વાતિના તત્વાર્થ અને તેની ટીકાઓનું તુલનાત્મક સમર્થન જ ન હોય! એમ લાગે છે. તેથી તત્વાર્થગત બધી મુખ્ય બાબતોનું આધુનિક શૈલીએ આ લેખોદ્વારા સ્પષ્ટીકરણ થઇ જાય છે. આ લેખો વાંચ્યા પછી કોઇ જૈનેતર પણ તત્વાર્થ વાંચે તો તેને એ સમજવામાં બહુજ મદદ મળે.

પ્રાચીન ગ્રીક તત્વચિંતકોથી માંડી મધ્યમ યુગના અને છેક અર્વાચીન યુગના યુરોપીય તત્વ-ચિંતકોના જૈન દર્શનના મુદ્દા સાથે અનુકૂળ કે પ્રતિ-કૂળ હોય એવા વિચારો પ્રસ્તુત લેખોમાં આવે છે.

તેથી પશ્ચિમીય તત્ત્વજ્ઞાનથી પરિચિત હોય એવા જિજ્ઞાસુ વાચકને જૈન દર્શન વાંચવાનુ વિશેષ મન થઇ આવે અને એની સવિશેષ સમજુતી પડે એવી યોજના આ લેખોની છે. તેમજ જેઓ માત્ર જૈન દર્શનના તત્ત્વથી પરિચિત હોય અને એ વિષે પશ્ચિમીય વિચારકોની દૃષ્ટિ ન જાણતા હોય તેઓને પણ જૈન તત્ત્વની વ્યાપક સમજ પૂરી પાડવાની યોજના અને સગવડ આ લેખોમાં છે.

જૈન સાહિત્યના આગમિક અને તાર્કિક બંને પ્રકારના મહત્વપૂર્ણ ગ્રંથોનું તાત્ત્વિક નિરૂપણ આ લેખોમાં આવી જાય છે. પછી ભલે એ નિરૂપણ દિગંબરીય ગ્રંથોને આધારે, શ્વેતામ્બરીય ગ્રંથોને આધારે કે ઉભય પક્ષના ગ્રંથોને આધારે થયું હોય. આમ હોવા છતાં આ લેખો ઉપરથી એમ લાગે છે કે તેના લેખકનો મુખ્ય અભ્યાસ જૈન તાર્કિક ગ્રંથો (જેવા કે 'રત્નાકરાવતારિકા,' 'પ્રમેયકમલ માર્તંડ' 'સ્યાદ્વાદ મંજરી' આદિ) નો હોવો જોઇએ. તેથી અત્યારે જે જૈન જૈનેતર વિદ્યાર્થીઓ જૈન તર્કશાસ્ત્રનો અભ્યાસ કરતા હોય અથવા જેઓએ જૈન તર્કશાસ્ત્રની પરીક્ષા આપી હોય તે બધાને આ લેખોનું વાચન ઘણી દૃષ્ટિએ કામનું છે. સંસ્કૃત ભાષામાં તર્ક પદ્ધતિએ ચર્ચાએલ મુદ્દાઓ અને તેને લગતી વિગતો સરલતાથી લોક ભાષામાં કેવી રીતે મૂકી શકાય અને

જટિલ મનાતા શાસ્ત્રીય જ્ઞાનને કાંઈક સરલ કેમ કરી શકાય એનો પદાર્થપાઠ શુષ્ક પંડિતોને આ લેખો આપી શકશે.

આ ચારે લેખો વાંચતી વખતે કેટલાક મુદ્દા પરત્વે, કેટલીક વ્યાખ્યાઓ પરત્વે અને કેટલીક તુલના પરત્વે મને મારાં જૂનાં હિંદી લખાણો અને ગુજરાતી લખાણોનું સ્મરણ થઇ આવ્યું. કર્મગ્રંથોની એ પ્રસ્તાવનાઓ, પુરાતત્ત્વ અને જૈન સાહિત્ય સશોધકના એ લેખો, તત્ત્વાર્થનું એ વિવેચન વગેરે બધુ મારા મનમાં તાજું થવા લાગ્યું; અને એમ ભાસવા લાગ્યુ કે પ્રસ્તુત લેખોના વાચકો જો એ લખાણો ધ્યાનથી સમજપૂર્વક વાંચશે તો તેમની સમજશક્તિ અને માહિતીમાં વધારો થવા ઉપરાંત ચોક્કસ પ્રકારની સંગીનતા પણ આવશે. એજ રીતે મને એમ પણ લાગ્યું કે એ લખાણોને વાંચ્યાં હોય એવા વાચકો જો આ લેખો વાંચશે તો તેમની એ લખાણો વિષેની પ્રતીતિ વધારે દૃઢ અને સ્પષ્ટ થશે. પ્રથમ છૂટા છૂટા છપાએલ અને નહિ છપાએલ આ અનુવાદોનો એક પુસ્તકમાં સંગ્રહ થયો છે, તે અનેક દૃષ્ટિએ વિશેષ ઉપયોગી છે. કૉલેજમાં ભણનાર વિદ્યાર્થી વર્ગ તેમજ તેમના જેવી અને જેટલી યોગ્યતા તથા જિજ્ઞાસા ધરાવનાર અન્ય વાચક વર્ગ–પછી તે

# ભારતીય દર્શનોમાં
# જૈન દર્શનનું સ્થાન

ભૂતકાળના દુર્ભેદ્ય અંધારામાં ઘણી ઘણી વસ્તુઓ ઢંકાઈ ગઈ છે સંશોધકો અથવા ઇતિહાસપ્રેમીઓ ખંત અને ઉત્સાહ-પૂર્વક એને બહાર પ્રકાશમાં લાવવા જે મહેનત કરી રહ્યા છે તે ખરેખર પ્રશંસાને પાત્ર છે, પરંતુ તેઓ સમસ્ત ઘટના-ઓને, સામાજિક પ્રસંગોને જ્યારે વિક્રમ પૂર્વેની કે પછીની કોઈ એક સદીમાં મૂકવાનો આગ્રહ પકડી બેસે છે ત્યારે તેઓ પાટા ઉપરથી ઉતરી પડે છે. વૈદિક ક્રિયાકાંડનો સમય નિર્ણીત કરવા જતાં વિદ્વાનો એ જ પ્રમાણે અંદરઅંદરના વાદ-વિવાદમાં ગુંચવાઈ ગયા—ચોક્કસ સમય નક્કી કરી શક્યા નહીં વૈદિક ક્રિયાકાંડ અને બહુદેવવાદની પડખોપડખ અધ્યા-ત્મવાદ અને તત્ત્વવિચાર ઉગી નીકળતા દેખાય છે, પરંતુ

કેટલાક પંડિતો માને છે કે અધ્યાત્મ અને તત્ત્વવિદ્યા તો પાછળનાં છે, તત્ત્વવિચાર અને ક્રિયાકાંડ એક સાથે રહી શકે જ નહીં. પહેલાં ક્રિયાકાંડ હશે અને પછી કોઈ એક ચોક્કસ સમયને વિષે—કોઈ શુભ મુહૂર્ત્તે તત્ત્વવિચારના ફણગા ફુટી નીકળ્યા હશે આ યુક્તિવાદ બરાબર નથી. જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મમા પહેલું કોણ ? એ વિષે ઘણો વાદ-વિવાદ થઈ ચૂક્યો છે કોઇએ જૈન ધર્મને બૌદ્ધ ધર્મની શાખા માની લીધી તો કોઈએ જૈનમતને બૌદ્ધમત કરતાં પણ પ્રાચીન માન્યો. જરૂર, આ બધા વાદાનુવાદમા એક પ્રકારની જીજ્ઞાસાવૃત્તિ-સત્ય ઉકેલવાની સ્પૃહા સમાએલી છે અને તે સન્માનને યોગ્ય છે પરંતુ હુ પોતે માનુ છુ કે એ પ્રકારનો ઉહાપોહ કાનને રૂચિકર લાગે તો પણ એની બહુ કીંમત નથી; એનો મૂળ પાયો જ જોઈએ તેટલો મજબૂત નથી હોતો.

આપણે જો મનુષ્યપ્રકૃતિનો વિચાર કરીએ તો ચિંતન, મનન એ મનુષ્યમાત્રની પ્રકૃતિનું એક ખાસ લક્ષણ છે એમ સ્વીકારવુ પડે. એટલે કે ઘણા લાંબા કાળથી મનુષ્યસમાજની અંદર અધ્યાત્મચિંતા તેમ જ તત્ત્વવિચારની ઝરણીઓ વહેતી રહી છે. જે સમયે સમાજ અર્થહીન ક્રિયાકાંડના બોજા નીચે છેક દબાઈ ગયેલો હોવાનું આપણે માનીએ છીએ તે સમયે પણ-પ્રારંભિક અવસ્થામાયે, કંઈક ને કંઈક આધ્યાત્મિકતા તો જરૂર હશે વાસ્તવિક રીતે સામાજિક બાલ્યાવસ્થામાં જે છૂપી મૂઢતા હોય છે તેનાં ક્રિયાકાંડ આધ્યાત્મિકતાની પ્રસ્તાવનાની કંઈક ગરજ સારે છે. એ આધ્યાત્મિકતા જોઈએ તેટલી પરિસ્ફુટ નથી હોતી, છતાં સમાજની પ્રત્યેક અવસ્થામાં

કંઈક વિચારવિકાસ, પ્રચલિત નીતિ–પ્રદ્ધતિમાં પલટો આણ-
વાની મનોભાવના અને એ રીતે આદર્શને ક્રમે ક્રમે ઉચ્ચ
સ્થાને સ્થાપવાની આકાંક્ષા અહોનિશ જાગૃત રહે છે જ.
એટલા માટે કોઈ પણ દર્શનની જન્મતિથિ નક્કી કરવી
અશક્ય બને છે. જેઓ જુદા જુદા દર્શનના અધિષ્ઠાતા
તરીકે ઓળખાય છે તેમની પહેલાં એમણે પ્રવર્તાવેલા દર્શ-
નના સૂક્ષ્મ બીજ હોય છે બૌદ્ધમતનો પ્રચાર બુદ્ધદેવે કર્યો
અને જૈનમતનો પ્રથમ પ્રચાર શ્રી વર્ધમાન–મહાવીરે કર્યો
એ એક ખોટી ધારણા છે. એટલુ નિશ્ચિત છે કે એ બે
મહાપુરુષો પહેલાં લાબા સમય પૂર્વે બૌદ્ધ અને જૈનશાસનમાં
મૂલ તત્ત્વો સૂત્રરૂપે પ્રચલિત હતા, એ તત્ત્વોનો ખૂબ સ્પષ્ટ-
રૂપે પ્રચાર કરવો, એમાંનાં માધુર્ય તથા ગાંભીર્ય જનસમૂહને
સમજાવવાં અને વૃદ્ધથી માંડી બાળક સુધીના તમામ સ્ત્રી–
પુરૂષો એનો સમાદર કરે એવી પરિસ્થિતિ ઉપજાવવી એને
એ મહાપુરૂષોએ પોતાના જીવનનુ ગૌરવમય વ્રત માન્યું
હતું મૂળ તત્ત્વના હીસાબે, બુદ્ધ અને મહાવીરના જન્મ
પહેલાં ઘણા સમયથી બૌદ્ધ અને જૈનમત હતા. બન્ને મત
પ્રાચીન છે, ઉપનિષદ્‌ના જેટલા જ પ્રાચીન છે એમ
કહી શકાય.

બૌદ્ધ અને જૈનમતને ઉપનિષદ્‌ના સમકાલીન માન-
વાનુ કંઇ ખાસ પ્રમાણ નથી અને તે બન્ને મતને ઉપનિષદ્
જેટલા પ્રાચીન માની શકાય નહીં, એવો જો કોઈ વાધો
ઉઠાવે તો તે ઠીક નથી ઉપનિષદો ખુલ્લી રીતે વેદનો વિરોધ
નહોતા કરતા તેથી તેના શિષ્યોની સંખ્યા બીજા કરતાં ઘણી
વધારે હતી. અવૈદિક મતવાળા પ્રથમ અવસ્થામાં કઈક શંકા-

ગ્રસ્ત હતા અને તેથી તેમને ખુલ્લી રીતે બહાર પડતાં ઘણો સમય વીતાવવો પડ્યો હશે તે અપ્રકટ હતા તેથી અધ્યાત્મવાદસ્વરૂપે, ઉપનિષદ્‌ના યુગમાં હૈયાતજ નહીં હોય એમ ન કહી શકાય, કારણ કે જે સમયે ચિંતકો, સાધકો અથવા તપસ્વીઓ તત્ત્વની ચિંતામાં તલ્લીન હતા તે વખતે તેમણે ઉપનિષદ્‌માં વર્ણવેલા માર્ગની જ શોધ કરી હોય એ અસંભવિત છે. એ સમયે વિચાર અને ચિંતનની કોઇને સંપૂર્ણ સ્વતંત્રતા હતી અને પૂરેપૂરા વિચાર—સ્વાતંત્ર્યના પ્રતાપે અવૈદિક ઘણા માર્ગો અસ્તિત્વમાં આવ્યા હતા. બીજા મતવાદ કરતાં ઉપનિષદ્‌મા એવી કોઇ વિશેષતા નથી કે જેથી ઉપનિષદ્‌ને આપણે પહેલો નંબર આપી દઈએ.

હવે જો વૈદિક અને અવૈદિક મતવાદ એક જ સમયને વિષે ઉદ્‌ભવ્યા હોય, ઉત્તરોત્તર ઉત્કર્ષ પામ્યા હોય તો એ બધામા ઘણી ઘણી વાતોની સમાનતા હોવી જોઈએ. એ વિષય ઘણો મહત્ત્વનો છે અને એટલા જ માટે ભારતવર્ષના કોઈ એક ખાસ દર્શનનો અભ્યાસ કરવો હોય તો અન્યાન્ય ભારતવર્ષીય પ્રસિદ્ધ દર્શનની સાથે તુલના કરવી જોઇએ, એ બહુ યુક્તિસંગત ગણાય છે.

સામાન્યતઃ ભારતવર્ષના દાર્શનિક મતવાદમા જૈન દર્શન સારૂં માનવતુ સ્થાન ભોગવે છે અને ખાસ કરીને જૈન દર્શન એક સંપૂર્ણ દર્શન છે. તત્ત્વવિદ્યાના બધા અંગ એમાં મળે છે. વેદાન્તમાં તર્કવિદ્યાનો ઉપદેશ નથી, વૈશેષિક કર્માકર્મ અને ધર્માધર્મ વિષે કંઇ ફોડ પાડતું નથી. જૈન દર્શનમાં તો ન્યાયવિદ્યા છે, તત્ત્વવિચાર છે, ધર્મનીતિ છે, પરમાત્મ તત્ત્વ છે અને બીજું પણ ઘણું છે. પ્રાચીન યુગના

તત્ત્વચિંતનનું ખરેખર જ જો કોઇ એક અમૂલ્ય ફળ હોય તો તે જૈન દર્શન છે. જૈન દર્શનને બાદ કરીને જો તમે ભારતીય દર્શનની આલોચના કરો તો તે અપૂર્ણ જ રહી જવાની

હુ જે પદ્ધતિએ જૈન દર્શનની આલોચના કરવા માગુ છું તે પરત્વે ઉપર ઇસારો કરી ગયો છું. મારી આલોચના સંકલનાત્મક અથવા તુલનાત્મક છે. આવી આલોચના કરવી એ જરા અઘરી વાત છે, કારણ કે એવી આલોચના કરનારને ભારતવર્ષીય સમસ્ત દર્શનોનુ સારૂં જ્ઞાન હોવું જોઇએ. પરંતુ અહીં હુ બહુ ઉંડી વિગતમાં ઉતરવા નથી માગતો. માત્ર મૂળ તત્ત્વોને અંગેજ એક-બે વાતો કહીશ.

જૈન દર્શન સંબધે વિવેચન કરતાં પહેલા એક વાત ધ્યાનમા રાખવાની છે. જૈમિનીય દર્શન સિવાય, ભારતવર્ષના પ્રાયઃ પ્રત્યેક દર્શને, સીધી અથવા આડકતરી રીતે, વેદોક્ત ક્રિયાકલાપમા અધશ્રદ્ધા રાખવા સામે સખત વિરોધ દાખવ્યો છે. ખરી રીતે તો અંધશ્રદ્ધાની સામે યુક્તિવાદનું જે અવિરામ યુદ્ધ ચાલે છે તેનુ જ નામ દર્શન. પ્રસ્તુત લેખમાં, ભારત-વર્ષના દર્શનોનુ એ દૃષ્ટિએ નિરીક્ષણ કરવાનો અને એમના પોતાના મુખ્ય મુખ્ય તત્ત્વો વિષે આલોચના કરવાનો ઉદ્દેશ રાખ્યો છે. ભારતીય દર્શનોનો જે ક્રમવિકાસ અહી હું બતાવવા માગું છુ તે કાળની દૃષ્ટિએ નહીં, પણ યુક્તિની દૃષ્ટિએ જ હશે એટલુ યાદ રાખવું (ક્રોનોલૉજીકલ નહીં પણ લૉજીકલ )

અર્થહીન વૈદિક ક્રિયાકાંડ સામેનો સંપૂર્ણ પ્રતિવાદ ચાર્વાક-સૂત્રોમાં મળે છે. સમાજમાં આવા વિરોધી સ્વતંત્ર

સંપ્રદાય હોય છે જ. પ્રાચીન વૈદિક સમાજમાં પણ એવા સંપ્રદાય હતા. વૈદિક ક્રિયાકલાપની સખત ભાષામાં ઝાટકણી કાઢવી એ સહજ વાત છે. વિચારશીલ અને તત્ત્વજીજ્ઞાસુ વર્ગ લાંબા સમય સુધી એ પ્રકારના કર્મકાંડથી સંતુષ્ટ રહી જ શકે નહીં એટલે અર્થશૂન્ય ક્રિયાકાંડ, જેવાં કે યજ્ઞ સંબંધી વિધિવિધાન પરત્વે સબળ વિરોધ જન્મે એમા કંઈ આશ્ચર્યની વાત નથી. ચાર્વાક દર્શનનો અર્થ વૈદિક ક્રિયા-કાંડનો સતત વિરોધ. ચાર્વાક દર્શન એટલે એક વિરોધી દર્શન ગ્રીસના સોફીસ્ટોની જેમ ચાર્વાકોએ પણ કોઈ દિવસ વિરાટ વિશ્વ વિષે કંઈ અભિપ્રાય ઉચ્ચારવાની તકલીફ નથી લીધી ઘડવા કરતા ભાગીને દાટી દેવા તરફજ તેની અધિક પ્રવૃત્તિ હતી વેદ પરભવમા માને છે, ચાર્વાક એ વાતને ઉડાવી દે છે. કઠોપનિષદ્‌ની બીજી વલ્લીમાં છઠ્ઠા શ્લોકમાં આવા નાસ્તિકવાદનો પરિચય મળે છે,

"न साम्पराय॰ प्रतिभाति वालं प्रमाद्यन्त वित्तमोहेन मूटम्। अयं लोको नास्ति पर इति मानी पुन पुनर्वशमापद्यते मे॥"

ઉક્ત શ્લોકમાં પરલોકમા જેઓ નથી માનતા તેમને વિષે ઉલ્લેખ છે. એજ ઉપનિષદ્‌ની છઠ્ઠી વલ્લીના બારમા શ્લોકમાં નાસ્તિકતાને વખોડી કાઢી છે.

अस्तीति ब्रुवतोऽन्यत्र कथ तदुपलभ्यते॥

પ્રથમ વલ્લીના વીશમા શ્લોકમા આવા અવિશ્વાસુઓનું વર્ણન આપ્યુ છે

येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके॥

વેદ, યજ્ઞ અને કર્મકાંડનો ઉપદેશ દેતા. નાસ્તિકો એ યજ્ઞ અને ક્રિયાકાંડ વિષે શંકા ધરાવતા એટલુ જ નહીં પણ

એ વિધિવિધાનમાં કેટલી વિચિત્રતા સમાએલી છે તે લોકોને કહેતા. ઉપનિષદ્‌ને વેદના અંશરૂપ માનવામાં આવે છે, છતાં ઘણે સ્થળે એ જ ઉપનિષદોમા વૈદિક ક્રિયાકાંડના દોષો બતાવવામાં આવ્યા છે. હું અહીં એકજ ઉદાહરણ ટાંકું છું.

प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म
एतत् श्रेयो येऽभिनन्दति मूढा जरामृत्युं ते पुनरेवापि यान्ति ॥

મુંડકોપનિષદ્ ૧ : ૨ : ૭

"યજ્ઞો અને તેના અઢાર અંગો તેમજ કર્મો બધાં અદૃઢ અને વિનાશશીલ છે જે મૂઢ એ સર્વને શ્રેયઃ માને છે તેઓ ફરી ફરીને જરા અને મૃત્યુના ફેરામાં પડે છે."

પણ ઉપનિષદ્ અને ચાર્વાક વચ્ચે એક ભેદ છે. ઉપનિષદ્ એક ઉચ્ચતર અને મહત્તર સત્યનો માર્ગ બતાવવા વૈદિક ક્રિયાકાંડની ખબર લે છે ત્યારે ચાર્વાકને માત્ર દોષો દેખાડવા સિવાય બીજું કંઈ કરવા જેવુ જ નથી લાગતું. ચાર્વાકદર્શન એક નિષેધવાદ છે. એને પોતાને વિધિ જેવુ કંઈ નથી. વૈદિક વિધિવિધાનને ઉથલાવી પાડવા એ તેનો મુખ્ય ઉદ્દેશ છે છતાં અહીં એટલું સ્વીકારવું જોઈએ કે સૌ પહેલાં યુક્તિવાદનો આશ્રય જો કોઈએ લીધો હોય તો આ ચાર્વાક દર્શને. ભારતવર્ષના બીજા દર્શનોમાં પછી એજ યુક્તિવાદ ફાલ્યો ફુલ્યો લાગે છે

નાસ્તિક ચાર્વાકની જેમ જૈન દર્શનમા વૈદિક ક્રિયાકાંડની નિરર્થકતા બતાવવામાં આવી છે. જૈન દર્શને વેદના શાસનનો ખુલ્લી રીતે વિરોધ કર્યો હતો અને બીજા નાસ્તિક મતની જેમ યજ્ઞાદિ ક્રિયાનો મુક્તકંઠે પ્રતિવાદ કર્યો હતો એ વાત સૌ સારી પેઠે જાણે છે. ચાર્વાક અને જૈન દર્શન વચ્ચે જો કંઈ સાદૃશ્ય હોય તો એટલાજ પૂરતું. બાકી

બરાબર તપાસીએ તો જૈન દર્શન, ચાર્વાકની જેમ માત્ર નિષેધાત્મક નથી. એક સંપૂર્ણ દાર્શનિક મત ઉપજાવવાનો જૈન દર્શનનો ઉદ્દેશ દેખાઈ આવે છે સૌ પહેલાં તો જૈન દર્શને ઇન્દ્રિય સુખ-વિલાસનો અવજ્ઞાપૂર્વક પરિહાર કર્યો. અર્થહીન વૈદિક ક્રિયાકલાપનો વિરોધ કરવામા ચાર્વાક ભલે વ્યાજબી હોય, પણ એ પછી કોઇ ગભીર વિષય પરત્વે વિચાર કરવાનું એને ન સૂઝયું. મનુષ્યપ્રકૃતિમાં જે એક પાશવતાનો અંશ રહેલો છે તેને જ વળગીને ચાર્વાક દર્શન પડી રહ્યું. વૈદિક ક્રિયાકાંડ ગમે તેવાં હોય, પણ એનાથી લોકોની લાલસા કંઈક કાબૂમાં રહી શકતી, સ્વચ્છંદ ઇન્દ્રિયવિલાસનો માર્ગ સ્હેજ કંટકમય બનતો ચાર્વાક દર્શનને એ ન પાલવ્યું, તેથી વેદશાસન અમાન્ય કર્યું. હવે જો ખરેખર જ નિરર્થક-ભારભૂત કર્મકાંડ સામે સફળ બળવો જગાવવો હોય તો બળવાખોરોએ કંઈક વધૂ કરી બતાવવું જોઇએ. આંધળી શ્રદ્ધા અને આંધળા ક્રિયાનુરાગથી મનુષ્યની બુદ્ધિ અને વિવેકશક્તિનું પણ હડહડતુ અપમાન થાય છે, એ દૃષ્ટિએ કર્મકાંડનો વિરોધ કરવામાં આવે એ બરાબર છે, પરતુ નરી ઇન્દ્રિય સુખવૃત્તિ એટલે દૂર દૃષ્ટિ નાખી શકતી નથી. જૈન દર્શનને એ વાત સૂઝી, તેથી જ બૌદ્ધોની જેમ અધ્યાત્મવાદી-જૈનદર્શને ચાર્વાક મતનો પરિહાર કર્યો.

ચાર્વાકની પછી સુપ્રસિદ્ધ બૌદ્ધ દર્શનની સાથે જૈન દર્શનની સરખામણી કરીએ. બૌદ્ધોએ પણ બીજા નાસ્તિક મતની જેમ વૈદિક ક્રિયાકલાપનો વિરોધ કર્યો છે, પરંતુ એમણે વધુ સારી યુક્તિથી કામ લીધું. વૈદિક કર્મકાંડ વિષેનો તેમનો દોષારોપ યુક્તિવાદ ઉપર પ્રતિષ્ઠા પામ્યો. બૌદ્ધમત પ્રમાણે

જીવનાં સુખ-દુઃખ કર્માધીન છે. જે કંઇ કરીએ છીએ અને જે કંઇ કર્યું છે તેને લીધે જ સુખ-દુઃખ પમાય છે. અસાર અને માયાવી ભોગવિલાસ પામર જીવોને મુંઝવી મારે છે, સંસારી સુખની પાછળ દોડનાર જીવ જન્મ-જન્માંતરની ઘટમાળમા સપડાય છે. આ અવિરામ દુઃખ-ક્લેશમાંથી છુટવું હોય તો કર્મના બંધન તૂટવાં જોઇએ. કર્મની સત્તામાંથી છુટવા પહેલાં કુકર્મની જગ્યાએ સુકર્મ સ્થાપવાં જોઇએ; અર્થાત ભોગલાલસાના સ્થાને વૈરાગ્ય, સંયમ, તપ, જપ અને હિંસાને બદલે અહિંસા વિગેરે આચરવા જોઇએ વૈદિક કર્મોના અનુષ્ઠાનથી ઘણા નિરપરાધ પ્રાણીઓની હત્યા થાય છે એટલુંજ નહીં પણ એ કર્મના અનુષ્ઠાન કરનાર જીવ, કૃતકર્મના બળે સ્વર્ગાદિ ભોગમય ભૂમિમા જાય છે. એ પ્રમાણે વૈદિક ક્રિયાકલાપ પ્રત્યક્ષ કે પરોક્ષભાવે જીવનાં દુઃખમય ભવભ્રમણમાં એક નિમિત્તરુપ બને છે. બૌદ્ધમત એટલા સારુ વૈદિક કર્મકાંડનો ત્યાગ કરવાનુ કહે છે. બૌદ્ધોની આ મુખ્ય માન્યતા છે કે વૈદિક ક્રિયાકાંડ હિંસાના પાપથી ખરડાયેલાં છે તેમ તે નિર્વાણના માર્ગમાં સીધા કે આડકતરી રીતે અંતરાયભૂત છે; માટે વૈદિક વિધિવિધાન નકામા છે. અહી એટલુ જણાઇ આવશે કે ચાર્વાક દર્શનની જેમ બૌદ્ધ-દર્શન વેદશાસનનો વિરોધ કરે છે, પણ બૌદ્ધદર્શન, ચાર્વાકોના ભોગવિલાસ સામે મજબૂત હુમલો લઇ જાય છે. વૈદિક ક્રિયાકાંડનો ત્યાગ કરવા જતાં, લાલસાના ઉંડા-અંધારા કુવામાં ગબડી ન જવાય એ વિષે બૌદ્ધ દર્શન બરાબર સાવચેત રહે છે. કઠિન સંયમ અને ત્યાગવડે કર્મની લોહ-શૃંખલા ભાંગવા તે ઉપદેશે છે.

કર્મ બંધનને કારણે સંસારમાં જીવો સુખ-દુઃખ ભોગવે છે એ વાત બૌદ્ધ દર્શનની જેમ જૈન દર્શન પણ સ્વીકારે છે. બૌદ્ધ મતની જેમ જૈન દર્શન વેદ-શાસન અમાન્ય કરે છે અને ચાર્વાકોના ઇન્દ્રિય ભોગવિલાસને તુચ્છકારી કાઢે છે અહિંસા અને વૈરાગ્ય જ આદરવા યોગ્ય છે એમ જૈન અને બૌદ્ધ સાથે મળીને સમસ્વરે ઉચ્ચારે છે. ખાસ કરીને જનમતમાં અહિંસા અને વૈરાગ્ય ઉપર તો ખૂબ જ ભાર મૂકવામાં આવ્યો છે. આમ બહારથી એક સરખા દેખાતા જૈન દર્શન અને બૌદ્ધ દર્શન વચ્ચે ઘણો પ્રભેદ છે. બૌદ્ધ દર્શનના પાયામાં જે નબળાઇ છે તે જૈન દર્શનમાં નથી.

પરીક્ષા કરવાથી સ્પષ્ટ દેખાઇ આવશે કે બૌદ્ધમતની સુંદર અટ્ટાલિકાનો નીતિનો પાયો સાવ કાચો છે. વેદ-શાસનને અમાન્ય કરવાનો ઉપદેશ તો બરાબર છે, અહિંસા અને ત્યાગનો આગ્રહ પણ સમજી શકાય છે, કર્મબંધન છેદવાની વાત પણ અર્થવાળી છે, પરંતુ આપણે બૌદ્ધ દર્શનને જ્યારે એમ પૂછીએ કે, " આપણે કોણ ? તમે જેને પરમપદ તરીકે ઓળખાવો છો અને જેને સાધ્ય માનો છો તે શુ છે ?" ત્યારે તે જે જવાબ આપે છે એ સાંભળીને તો આપણે થીજી જ જઇએ છીએ. તે કહે છે કે "આપણે એટલે શૂન્ય-અર્થાત્ કંઇ નહીં." ત્યારે શું આપણે સદાકાળ અંધકારમાજ અથડાવાનું ? અને આખરે પણ શું અસાર એવા મહાશૂન્યમા જ સૌએ મળી જવાનું ? એ ભયંકર મહા-નિર્વાણ અથવા અનન્તકાળવ્યાપી મહા નિસ્તબ્ધતા માટે મનુષ્ય-પ્રાણીએ કઠોર સયમાદિ શા સારૂ સ્વીકારવા ? મહા-શૂન્યને અર્થે જીવનનાં સામાન્ય સુખ શા સારૂ જતાં કરવા !

આ જીવન ભલે નિસ્સાર હોય પણ તેની પછી જે મળાવવનું છે તે એના કરતાં પણ વધુ નિસ્સાર હોય તો તે મુક્ય ઇચ્છવા યોગ્ય નથી એમ જ કહેવુ પડે. મતલબ કે બૌદ્ધ દર્શનનો આ અનાત્મવાદ સામાન્ય મનુષ્યને સંતોષ આપી શકતો નથી. બૌદ્ધધર્મે એક વાર પોતાની સત્તા સંપૂર્ણપણે સ્થાપી હતી અને જનતા ઉપર તેનો પ્રભાવ પાડચો હતો તે આ અનાત્મ-વાદને આભારી હશે એમ તો ભૂલેચૂકે પણ કોઈ નહીં માને. બૌદ્ધોમાં એક "મધ્યમ માર્ગ" છે અને બુદ્ધદેવે બતાવેલા આ માર્ગમા કઠોરતારહિત તપશ્ચર્યાનું જે એક પ્રકારનું આકર્ષણ હતુ તેને લીધે જૈનો પણ બૌદ્ધ દર્શનતરફ ખેચાયા હતા "હું છું" એ અનુભવ તો સૌને હોય છે. "સાચે-સાચ હુ છું-હુ માત્ર છાયા નથી" એમ સૌ અંતરથી માને છે.

આત્મા અનાદિ અનન્ત છે એ વાત ઉપનિષદ્‌ની પ્રત્યેક પંક્તિમાં ઉજ્જવળ અક્ષરે આલેખાઇ છે, અને વેદાન્ત દર્શન પણ એજ વાતનો પ્રચાર કરે છે. આત્મા છે, આત્મા સત્ય છે, એ કોઇએ સરજાવેલો પદાર્થ નથી, એ અનંત છે, આત્મા જન્મ-જન્માંતર પામે છે, સુખ-દુઃખ ભોગવે છે એમ લાગે; પરન્તુ વસ્તુતઃ તે એક અસીમ સત્તા છે, જ્ઞાન ને આનંદ સંબંધે અસીમ અને અનન્ત છે. વેદાન્ત દર્શનનો એ મૂળ પ્રતિપાદ્ય વિષય છે અને આત્માનું અસીમત્વ તેમજ અનંતત્વ સ્વીકારી, જૈન દર્શને વેદાન્ત દર્શનના અવિરોધી દર્શન તરીકે ખ્યાતિ મેળવી.

બૌદ્ધ દર્શનના અનાત્મવાદની ઝાટકણી કાઢવામા અને આત્માની અનંત સત્તાની ઉદ્‌ઘોષણા કરવામાં જૈન અને

વેદાન્ત એક થઈ જાય છે, પણ એ બન્ને અભેદ નથી–બન્નેમાં પાર્થક્ય છે. વેદાન્તિક જીવાત્માની સત્તા સ્વીકારી, એટલેથી જ અટકતુ નથી. દર્શન–જગતમાં તે એક ડગલું આગળ વધે છે અને ખુલ્લી રીતે કહે છે કે જીવાત્મા અને પરમાત્મા વચ્ચે કંઇ ભેદ નથી. વેદાન્તમત પ્રમાણે આ ચિદચિન્મય વિશ્વ, એક–અદ્વિતીય સત્તાનો વિકાસમાત્ર છે, "હૂં તે છુ," વિશ્વનુ ઉપાદાન તે જ છે. હું કંઇ તેનાથી ભિન્ન અથવા સ્વતંત્ર સત્તા નથી. આ બ્હારનુ અંતહીન જગત્–જે મારાથી સ્વતંત્ર દેખાય છે તે પણ તેનાથી જૂદું અથવા સ્વતંત્ર નથી. એક અદ્વિતીય સત્તાનો જ આ બધો વિલાસ છે–તમે અને હું –ચિત્ અચિત્ એવી કોઇ વસ્તુ નથી કે "सत्यस्य सत्यम्" થી જૂદી પડે

વેદાન્તનો આ "एकमेवाद्वितीयम्" વાદ ઘણો ગંભીર અને જબ્બર છે. પણ સાધારણ માણસ એટલી ઉંચાઇએ પહોંચી શકે કે કેમ તે એક સવાલ છે. સામાન્ય માનવી, જીવાત્મા નામે એક સત્તા છે એટલો અનુભવ કરી શકે, પણ માણસ માણસની વચ્ચે કંઇ ભેદ જ નથી. મન એક જડ પદાર્થ છે અને બીજા નજરે જણાતા પદાર્થોમાં કોઇ પ્રકારનો ભેદ નથી; આવી વાતો વિચારતા તો તેની બુદ્ધિ પણ બુઠી બની જાય, અને ધારો કે કોઇ બુદ્ધિમાન એવો સિદ્ધાન્ત કરી બેસે કે હું બીજા બધા કરતાં જૂદો છુ—સ્વતંત્ર છું, મારે બીજાં જડ–ચેતન સાથે કંઇ સીધો સંબંધ નથી અને ચરાચર વિશ્વમાં અસંખ્ય સ્વતંત્ર પદાર્થો ભર્યાં છે—તો તેનો એ સિદ્ધાન્ત છેક યુક્તિરહિત છે એમ આપણે કઇ રીતે કહી શકીએ? સાચુ પૂછો તો એ સિદ્ધાન્ત સાવ કાઢી નાખવા જેવો નથી.

દુનીયાનો મોટો ભાગ તો એ જ અનુભવ મેળવે છે અને એ જ સિદ્ધાન્ત માને છે. એ કારણે જ વેદાન્તમત સૌના સ્વીકારને યોગ્ય નથી રહ્યો

કપિલ-પ્રણીત સુવિખ્યાત સાંખ્યદર્શનનો મતવાદ પણ અહીં વિચારવા જેવો છે. વેદાન્તની જેમ સાંખ્ય પણ આત્માનુ અનાદિપણું, અને અનતપણું સ્વીકારે છે. પરંતુ સાખ્ય, આત્માનું બહુત્વ સ્વીકારતાની ના પાડતુ નથી. વેદાન્તમતની સાથે સાખ્યને બીજો પણ એક મતભેદ છે. સાખ્યમત પ્રમાણે પુરૂષ અથવા આત્માની સાથે અચેતન છતાં ક્રિયાશીલ પ્રકૃતિ નામની વિશ્વ-રચના-કુશળ એક શક્તિ મળી ગઇ છે અને એ બન્ને મળીને બધી ઘડભાંજ કર્યા કરે છે એ રીતે સાખ્ય દર્શન આત્માનુ અનાદિપણું, અનતપણું અને અગીમપણું સ્વીકારે છે. એ મતમાં આત્માની બહુ મખ્યા માનવામાં આવી છે. કપિલમત કહે છે કે જો કે પુરૂષથી જૂદી-સ્વતત્ર એક અચેતન પ્રકૃતિ છે પણ કોઇનાર પુરૂપ સાથે મળી ગએલી લાગે છે આ વિજાતીય પ્રકૃતિના અધિકારથી આત્માને અલગ પાડવો—અલગ અનુભવવો એનુ નામ જ મોક્ષ.

આપણે જોઈ ગયા કે જૈન દર્શન પણ આત્માનુ અનંતત્વ અને અનાદિત્વ માને છે કપિલ દર્શનની જેમ જૈન દર્શન પણ કુદરતી રીતે જ સ્વાધીન આત્માની સાથે વળગેલા એક વિજાતીય પદાર્થનું અસ્તિત્વ કબુલ રાખે છે. સાંખ્યની જેમ જૈન પણ આત્માનુ બહુત્વ માને છે સાખ્ય અને જૈન દર્શન બન્ને વિજાતીય પદાર્થના વળગાડથી આત્માને છૂટો પાડવો તેને મોક્ષ કહે છે.

એક બીજી વાત અહીં આપણું લક્ષ ખેંચે છે પ્રત્યેક માણસ, પોતે પણ ન સમજે એવી રીતે પોતાનાથી ઉચ્ચતર, મહત્તર અને પૂર્ણતર એક આદર્શ કલ્પે છે. ભક્તો માને છે કે એક એવો પુરુષ, એક એવો ઇશ્વર, પ્રભુ યા પરમાત્મા છે કે જે દરેક વાતે પરિપૂર્ણ છે સુમહાન્, પવિત્ર, આદર્શ, પૂર્ણજ્ઞાન-વીર્ય-આનંદનો આધાર એવાં એક પુરુષ પ્રધાનમાં મનુષ્યમાત્રને, કુદરતી રીતે જ શ્રદ્ધા જન્મે છે. અદ્‌ભુત દૈવી શક્તિમા વિશ્વાસ મૂકવો એ ધર્મ હોય તો મનુષ્યોને માટે એ બહુ સહજ છે જ્ઞાન, વીર્ય, પવિત્રતા વિગેરે વિષયમાં આપણે બહુ પામર છીએ, પરિમિત છીએ, પરાધીન છીએ એટલે જે વિષયમાં આપણે આગળ વધવા માગીએ છીએ-અધિકાર મેળવવા વાછીએ છીએ તે જેનામાં ઉજ્જવળ અને પરિપૂર્ણપણે હોય એવા શુદ્ધ, નિષ્પાપ પ્રભુ અથવા પરમાત્મામાં આપણે શ્રદ્ધા ધરાવીએ એમા કઇ આશ્ચર્યની વાત નથી.

ટીકાકારોની વાત એક બાજુ રહેવા દઇએ. સાંખ્ય દર્શનમા એવા કોઈ શુદ્ધ પરિપૂર્ણ પરમાત્માને સ્થાન નથી. પવિત્ર પરમાત્માના અસ્તિત્વ વિષે શ્રદ્ધા ધરાવવાની મનુષ્ય-પ્રાણીને કુદરતી પ્રેરણા જન્મે છે તેને સતોષવાનો યોગદર્શને પ્રયત્ન કર્યો છે. સાંખ્યની જેમ યોગદર્શન આત્માની સત્તા અને સંખ્યા સ્વીકારે છે, પણ તે એક પગલું આગળ વધે છે. જીવમાત્રનો અધીશ્વર, અનન્ત, આદર્શરૂપી એક પરમાત્મા હોવાનું તે ઉપદેશે છે અહીં યોગદર્શન અને જૈન દર્શન વચ્ચે સમાનતા દેખાય છે. યોગદર્શનની જેમ જૈનો પણ પ્રભુ, પરમાત્મા અથવા અરિહંતને માને છે જૈનોના ઇશ્વર જગતના સ્રષ્ટા નથી છતાં તે આદર્શરૂપ, પરિપૂર્ણ શુદ્ધ અને નિર્દોષ તો છે

જ. સંસારી જીવો એકાગ્ર મને તેનુ ધ્યાન-પૂજા વિગેરે કરી શકે. પરમાત્માની ભક્તિ, પૂજા અને ધ્યાન-ધારણાથી જીવોનુ કલ્યાણ થાય, ઉપાસકને નિર્મલ જ્ઞાનની પ્રાપ્તિ થાય અને અનેકવિધ બંધનોથી બંધાયેલા પ્રાણીને નવો પ્રકાશ તથા નવું બળ મળે એમ તે કહે છે જૈન અને પાતંજલ એ બન્ને દર્શનો ઉપરોક્ત સિદ્ધાંત સ્વીકારે છે

હવે આપણે કણાદપ્રણીત વૈશેષિક દર્શન તરફ વળીએ. ટુંકામા, વૈશેષિક દર્શનના સંબંધમા આટલું કહી શકાય –

આત્મા અથવા પુરૂષથી જે કંઇ સ્વતંત્ર તે બધુ પ્રકૃતિમાં સમાઇ જાય એમ સાંખ્ય અને યોગદર્શન કહે છે એનો તાત્પર્ય એ છે કે સત્ પદાર્થ માત્ર વિશ્વપ્રધાનને વિષે બીજરૂપે વર્તમાન હોય છે એટલા સારૂ કપિલ અને પતંજલિ, આકાશ, કાળ અને પરમાણુઓ વિષે તાત્વિક નિર્ણય કરવામાં ખાસ લક્ષ નથી આપતા તેઓ તો આ બધુ પ્રકૃતિની વિકૃતિ છે એમ માની છૂટી જાય છે; પણ એ વાત એટલી બધી સહજ નથી સાધારણ માનવીની દ્રષ્ટિએ તો આ દિશા, કાળ અને પરમાણુ પણ અનાદિ અને સ્વતંત્ર-સત્પદાર્થ છે. જર્મન દાર્શનિક કાન્ટ કહે છે કે દિશા અને કાળ તો મનુષ્યના મનમાં સંસ્કારમાત્ર છે, પણ એ સિદ્ધાંત ઠેઠ લગી પાળી શકાયો નથી. ઘણીખરી જગ્યાએ કાન્ટને પોતાને જ કહેવું પડયું છે કે દિશા અને કાળને પણ પોતાની સ્વતંત્ર સત્તા છે તે ઉપરાંત ડેમોક્રિટસથી માંડી આજસુધીના લગભગ બધા જ વૈજ્ઞાનિકોએ પરમાણુની અનાદિતા-અનંતતા માની છે. માત્ર કપિલ અને પતંજલિ જ દિશા, કાળ અને પરમાણુની અનાદિ-અનંતતા માની શક્યા નથી. પ્રકૃતિ અને લક્ષણ પણ ભિન્ન ભિન્ન

હોવા છતાં દિશા, કાળ અને પરમાણુ વિગેરે એ એક-અદ્વિતીય વિશ્વપ્રધાનના વિકાર શી રીતે સંભવે એ નથી સમજાતું; આટલું છતાં સાંખ્ય અને યોગ દર્શને એ મત અંગીકાર કર્યો છે

વૈશેષિક દર્શને પરમાણુ, દિશા અને કાળનું અનાદિ-અનંતપણું માન્યું છે. પ્રત્યક્ષવાદી ચાર્વાકને તો દિશા, કાળ વિગેરે બાબત વિચાર કરવા જેવું જ નથી લાગ્યું. શૂન્યવાદી બૌદ્ધ પણ દિશા ને કાળ ભલે આપણી નજરે સત્ય લાગે તો પણ એને અવસ્તુ તરીકે ઓળખાવે છે. વેદાન્ત પણ એને મળતી જ વાત કહે છે. સાંખ્ય અને યોગમત પ્રમાણે દિશા ને કાળ અજ્ઞેય પ્રકૃતિની અંદર બીજરૂપે છુપાયેલાં રહે છે. એક માત્ર કણાદમત દિશા, કાળ અને પરમાણુની સ્વતંત્રતા સ્વીકારે છે, વૈશેષિક દર્શનની જેમ જૈન દર્શન એ બધાનું અનાદિ અનંત-પણું કબૂલ રાખે છે.

ભારતીય દર્શનના સુયુક્તિવાદરૂપ વૃક્ષનાં આ બધા સુંદર ફળ-ફુલ છે. ન્યાય દર્શનમા યુક્તિપ્રયોગ સારૂં જેવું સ્થાન રોકે છે. તર્કવિદ્યાની જટિલ નિયમાવલિ આ ન્યાય દર્શનના એક અંગભૂત છે ગૌતમ દર્શનમાં હેતુજ્ઞાનાદિનું ખૂબ સરસ રીતે સ્પષ્ટીકરણ કરવામા આવ્યું છે, પણ જૈન દર્શન જગતના દાર્શનિક તત્ત્વોનો એક સમૃદ્ધ ભંડાર છે એમ કહું તો ચાલે આ જૈન દર્શનમાં તર્કાદિ તત્ત્વોની છટા-દાર આલોચના મળે છે. એ સંબંધે ન્યાય દર્શન અને જૈન દર્શન વચ્ચે ઘણું મળતાપણું છે, પરન્તુ એટલા ઉપરથી જો કોઈ એમ માને કે ન્યાયદર્શનનો અભ્યાસ કર્યા પછી જૈન-દર્શનનો અભ્યાસ કરવાની કંઈ જરૂર નથી તો તે છેતરાશે

કારણ કે જૈનદર્શન અને ન્યાયદર્શન વચ્ચે સમાનતા હોવા છતાં બન્ને વચ્ચે કેટલોક ભેદ છે. સ્યાદ્વાદ અથવા સપ્તભંગી નય નામે જૈનદર્શનમાં જે સુવિખ્યાત યુક્તિવાદની અવતારણા જોવામા આવે છે તે ગૌતમ દર્શનમાં પણ નથી. એ યુક્તિ વાદ જૈનોનો પોતાનો જ અને એમના ગૌરવને દીપાવે એવો છે.

ભારતીય દર્શનોમાં જૈન દર્શનને કેટલું ઉચ્ચ સ્થાન છે તે એટલા પરથી સમજાશે. કેટલાકોએ જૈનદર્શનને બૌદ્ધ-દર્શન જેવુંજ માની લીધું હતું. લૅાસેન અને વેબરે એવી ભૂલ કરી હતી. ઇ. સ ના સાતમા સૈકામાં હ્યુએનસંગે પણ એમજ માની લીધેલુ. જેકોબી અને બુલરે એ ભૂલ ભાંગી. એમણે જૈનધર્મને સ્વતંત્ર જાહેર કર્યો એટલુ જ નહીં પણ બુદ્ધની પૂર્વે પણ એ હતો એમ પૂરવાર કર્યું. હું અહીં પુરા-તત્ત્વ સબંધી વિષયની ચર્ચા કરવા નથી માગતો. મેં ઉપરજ કહી દીધુ છે કે બૌદ્ધ અને જૈનધર્મના જેમને પ્રવર્ત્તકો માનવામાં આવે છે તેમની પૂર્વે ઘણા વખત પહેલાં, બૌદ્ધ અને જૈન હૈયાત હતા. બૌદ્ધમતને બુદ્ધે ઉપજાવ્યો નથી તેમ જૈનધર્મને મહાવીરે કંઈ પહેલવહેલો પ્રવર્ત્તાવ્યો નથી. જે વિરો-ધમાંથી ઉપનિષદ્ ઉપજ્યાં તે જ વિરોધમાંથી—વેદશાસન અને કર્મકાંડની વિરુદ્ધ જૈન અને બૌદ્ધ બહાર આવ્યા, હ્યુએનસંગે શા સારૂ જૈનધર્મને બૌદ્ધધર્મની અંદરનો ગણ્યો તે એટલાજ ઉપરથી સમજાશે. તે જ્યારે ભારતવર્ષમાં આવ્યો ત્યારે બૌદ્ધધર્મનો પ્રબલ પ્રતાપ હતો. જૈનદર્શનની જેમ બૌદ્ધો પણ અહિંસા અને ત્યાગનો ઉપદેશ આપતા. વૈદિક ક્રિયાક-લાપની સામે બૌદ્ધોએ જે બળવો જગાડયો હતો તેમાં અહિંસા અને ત્યાગ એ બે શસ્ત્રો બચાવ તેમજ આક્રમણ

કરવામાં પણ છૂટથી વપરાતાં. અવૈદિક સંપ્રદાયો પણ અહિંસા ને ત્યાગનો પક્ષપાત ધરાવતા. વૈદિક યજ્ઞો હિંસાથી ખરડાયેલા અને આ લોક તથા પરલોકના ક્ષણિક સુખના અર્થે જ યોજાયાં હતાં.

જૈન-સંપ્રદાયે વેદશાસનની ધુસરી ફગાવી દીધી અને અહિંસા તથા વૈરાગ્ય ઉપર ખૂબ ભાર મૂકયો. એથી સામાન્ય જોનારને બૌદ્ધ તથા જૈન એક સરખા લાગ્યા. બન્ને વેદવિધિ અગ્રાહ્ય માનતા અને અહિંસા તથા ત્યાગ તરફ ખુલ્લું વલણ બતાવતા. એક વિદેશી મુસાફર, ઉપર કહ્યું તેવુ બહારનુ સ્વરૂપ નીહાળી જૈન તથા બૌદ્ધને એક માને એમા કંઈ આશ્ચર્યની વાત નથી એ સિવાય બન્ને સંપ્રદાયોમા આચાર-વિચારનુ પણ કંઈક મળતાપણુ હતુ છતાં તાત્ત્વિક દૃષ્ટિએ સંપૂર્ણ અલગ હતા એ વાત હવે ઘણા સમજવા લાગ્યા છે. દાખલા તરીકે એમ કહી શકાય કે સંસારના ક્ષણિક સુખોને ત્યાગ કરી, ખૂબ સખત સંયમ પાળવો-જીવનને ક્રમે ક્રમે વિશુદ્ધ બનાવવુ અને મોક્ષ મેળવવો એ ભારતવર્ષના પ્રત્યેક દર્શનનો ઉદ્દેશ હોય છે. પણ એથી કરીને બધાં દર્શનો તત્ત્વત. એક જ છે એમ ન કહેવાય. ઉત્તર અને દક્ષિણ દિશા જેમ એકબીજાથી અલગ અને સ્વતંત્ર છે તેમ દર્શનો અને સિદ્ધાતો પણ બહારથી સમાન દેખાવા છતા ભિન્ન અને સ્વતંત્ર હોઇ શકે છે. એક સમય એવો હતો કે જે વખતે બૌદ્ધ અને જૈનો સંપૂર્ણ ત્યાગને પોતાના આદર્શરૂપ માનતા એટલે આચારોમાં પણ સામાન્ય સાદૃશ્ય દેખાતુ, પણ વસ્તુત તેઓ ભિન્ન હતા. એકે બીજાની પાસેથી અમુક નીતિ ઉછીની લીધી છે એમ

કહેવું એ પણ બરાબર નથી. એટલું કહી શકાય કે વૈદિક સંપ્રદાયના નિષ્ઠુર ક્રિયાકાંડને અંગે જે વિરોધ અને વિપ્લવ થયો તેને લીધે ઉભય પક્ષોને એક સરખો સામનો કરવો પડયો–એક સરખી કિલ્લેબંધી કરવી પડી હોય.

જરા ઊંડા ઉતરીને જોઈશું તો જણાશે કે તત્ત્વ દૃષ્ટિએ જૈન અને બૌદ્ધ પરસ્પરથી ભિન્ન અને સ્વતંત્ર છે. બૌદ્ધ મત શૂન્યને જ વળગી રહે છે, જૈનો ઘણા પદાર્થ માને છે બૌદ્ધ-મતમાં આત્માનું અસ્તિત્વ નથી, પરમાણુનું અસ્તિત્વ નથી, દિશા, કાળ અને ધર્મ (ગતિ સહાયક) પણ નથી, ઈશ્વર પણ નથી. જૈન મતમાં એ બધાની સત્તા સ્વીકારવામાં આવી છે. બૌદ્ધમત પ્રમાણે નિર્વાણ મેળવવું એટલે શૂન્યમાં ભળી જવું; પણ જૈનમતમાં મુક્ત જીવોને અનંત જ્ઞાન-દર્શન–ચારિત્રમય અને આનંદમય માનવામાં આવ્યા છે અને એ જ સાચું જીવન છે. બૌદ્ધ દર્શનના કર્મ અને જૈન દર્શનના કર્મ પણ જૂદા જૂદા અર્થમાં વપરાયા છે.

જૈન ધર્મ બૌદ્ધ ધર્મની શાખા નથી એટલું તો સહેજે સિદ્ધ થાય છે. બૌદ્ધ દર્શન કરતાં સાંખ્ય દર્શનની સાથે જૈન દર્શનનું મળતાપણું અધિક પ્રમાણમાં હોય એમ લાગે છે. સાંખ્ય અને જૈન એ બન્ને વેદાન્તનો અદ્વૈતવાદ નથી માનતા અને આત્માની વિવિધતા સ્વીકારે છે. વળી એ બન્ને જીવથી જૂદું અજીવતત્ત્વ માને છે, પણ એ ઉપરથી એક બીજાની પાસેથી ઉછીનું લીધું છે અથવા તે એક મૂળ છે અને બીજુ શાખારૂપ છે એમ ન કહી શકાય કારણ કે બારીકીથી જોઇએ તો સાંખ્ય અને જૈનનું બહારનું સ્વરૂપ સામાન્ય હોવા છતાં ભીતરમાં ઘણો ભેદ છે. દાખલા તરીકે

સાંખ્ય દર્શને અજીવતત્ત્વ એટલે કે પ્રકૃતિ એક જ માની છે, પરંતુ જૈન દર્શનમાં અજીવના પાંચ ભેદ છે અને એ પાંચમાં પુદ્દગલ તો અનંતાનંત પરમાણુમય છે. સાંખ્ય બે જ તત્ત્વ માને છે ત્યારે જૈન દર્શનમાં ઘણાં તત્ત્વો છે. એક બીજો મુખ્ય ભેદ એ છે કે કપિલ દર્શન ઘણે અંશે ચૈતન્યવાદી દેખાય છે ત્યારે જૈન દર્શન જાણે કે જડવાદની નજીકમાં જતુ હોય એમ લાગે છે. (પરંતુ અહીં કોઇ એવી ભૂલ ન કરે કે સાંખ્ય દર્શન પૂર્ણરૂપે ચૈતન્યવાદી છે અને જૈન દર્શન જડવાદી છે. લેખકનો એમ કહેવાનો મુદ્દલ આશય નથી.) સાંખ્ય દર્શનના અભ્યાસીને સૌ પહેલાં એવો પ્રશ્ન ઉદ્દભવે કે "પ્રકૃતિનુ સ્વરૂપ શુ ?" એ જડસ્વરૂપ છે કે ચૈતન્ય સ્વરૂપ ? હવે પ્રકૃતિ સંપૂર્ણ જડ છે એમ તો માની શકાય જ નહીં. સાધારણ રીતે આપણે જેને જડ કહીએ છીએ તે તો પ્રકૃતિની વિકૃતિક્રિયાનુ છેલ્લુ પરિણામ હોય છે, તો પછી પ્રકૃતિ એટલે શુ સમજવું ? જૂદા જૂદા ભાવવાળા ગુણોની સામ્યાવસ્થા એ જ પ્રકૃતિનુ સ્વરૂપ એવી મતલબનું એ સાંખ્ય દર્શને અસ્પષ્ટરૂપે લક્ષણ આપ્યુ છે, પણ ઇન્દ્રિયગ્રાહ્ય ઉપરોક્ત જડ પદાર્થો, વિભિન્નભાવી ગુણત્રયની સામ્યાવસ્થારૂપ તો નથી જ એ દેખીતી વાત છે 'બહુ' ની અંદર જે 'એક' છે, વિવિધ સંઘર્ષણપરાયણ ગુણપર્યાયોની અંદર પણ જે પોતાનું એકત્વ અથવા અદ્વિતીયત્વ જાળવી શકે છે તેને તો જડ પદાર્થ કહેવા કરતા અધ્યાત્મ-પદાર્થ કહેવો એ વધારે ઉચિત છે ભૂયોદર્શન તેમ જ તત્ત્વવિચારણા પણ એ જ સિદ્ધાંતનુ સમર્થન કરે છે. ભિન્નભિન્ન ભાવવાળા ત્રણ ગુણવડે વિશિષ્ટ પ્રકૃતિ જો જગદ્દવિવર્તરૂપી ક્રિયા સતત કરી રહી હોય તો

પ્રકૃતિને અધ્યાત્મપદાર્થ અને તેની સંતતિને પ્રકૃતિના આત્મ-વિકાસના સાધનરૂપ માનવાથી સાંખ્યે કહેલી જગત-વિવર્ત ક્રિયા બરાબર સમજાય છે.

પ્રકૃતિતત્ત્વને અધ્યાત્મપદાર્થરૂપે માન્યા સિવાય બીજો ઈલાજ નથી. અને પ્રાચીન કાળમાં કોઇને એવી કલ્પના નહીં આવી હોય એમ પણ ન કહી શકાય. કઠોપનિષદ્‌ની ત્રીજી વલ્લીના નીચેના ૧૦-૧૧ મા શ્લોકમાં પ્રકૃતિને અધ્યાત્મસ્વ-ભાવસ્વરૂપે ઓળખાવી છે અને સાંખ્યદર્શનને વેદાન્ત દર્શ-નમાં પરિણમાવવાનો એ ખુલ્લો પ્રયત્ન હોય એમ પણ લાગશે.

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसश्च परा बुद्धिर्बुद्धेरात्मा महान् परः ॥
महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥

"ઇન્દ્રિયો કરતા અર્થો શ્રેષ્ઠ છે, અર્થ કરતાં મન શ્રેષ્ઠ છે, મન કરતાં બુદ્ધિ, બુદ્ધિ કરતાં મહદાત્મા, મહત્ કરતાં અવ્યક્ત, અવ્યક્ત કરતાં પુરૂષ શ્રેષ્ઠ છે. પુરૂષ કરતાં બીજું કંઇ શ્રેષ્ઠ નથી. પુરૂષ જ સીમા અને શ્રેષ્ઠ ગતિ છે."

જૈન દર્શનની માનીનતા એથી સાવ જૂદી છે જૈન દર્શન અજીવ તત્ત્વ માને છે. સાંખ્યામાં તે એક કરતાં વધુ છે એટલુંજ નહીં પણ અજીવને અનાત્મસ્વભાવ માન્યો છે. ઉપર બતાવ્યું તેમ સાંખ્યના અજીવતત્ત્વને કિંવા પ્રકૃતિને અધ્યાત્મપદાર્થ-રૂપે પરિણમાવી શકાય; પરંતુ જૈન દર્શનમાના અજીવ તત્ત્વોનો તો કોઇ રીતે જીવ સ્વભાવની કોટિમાં મૂકી શકાય જ નહી. આ અજીવ પાંચ છે-પુદ્‌ગલ નામના જડ પરમાણુ, ધર્મ નામનું સ્થિતિતત્ત્વ (ધર્માસ્તિકાય) અધર્મ નામનુ સ્થિતિતત્ત્વ

આણુ, દિશા, કાળ, ગતિ અને આત્મા વગેરે તત્ત્વવિચારમાં એ બન્ને દર્શન લગભગ એકરૂપ છે, પણ જૂદાઈ જોવા જઈએ તો પણ ઘણી મળી આવે. વૈશેષિક દર્શન વિવિધતાવાદી હોવાનો દાવો કરે છે, છતાં ઈશ્વરનો સ્વીકાર કરી તે પણ એકત્વવાદ તરફ ગતિ કરે છે, પરંતુ જૈન દર્શન એના વિવિધ તત્ત્વો ઉપર અડગપણે ઉભું રહી શકે છે.

ઉપસંહારમાં એટલુ કહી દઉં કે જૈન દર્શન ખાસ ખાસ બાબતોમાં બૌદ્ધ, ચાર્વાક, વેદાન્ત, સાંખ્ય, પાતંજલ, ન્યાય અને વૈશેષિકને મળતું હોય એમ દેખાય છે, પરતુ એ એક સ્વતંત્ર દર્શન છે. એ પોતાની ઉન્નતિ કે ઉત્કર્ષ માટે કોઈનું પણ દેવાદાર નથી. એના બહુવિધ તત્ત્વોના વિષયમાં એ સંપૂર્ણ સ્વતત્ર અને વ્યક્તિત્વવાળું છે.

# જૈન દૃષ્ટિએ ઈશ્વર

## ઈશ્વર એટલે શું ?

"ગ્રહો અને નક્ષત્રોથી ભરપૂર એવા આ અનંત વિશ્વનો કોઈ એક સરજનહાર હોવો જોઈએ એ સરજનહારની જ આજ્ઞાથી નિયમિત રીતે સૂર્ય ચંદ્ર ઉગે છે, એના જ શાસનને માની પવન ઘડીભર આરામ ભોગવ્યા વિના સતત વહે છે, વરસાદ પડે છે, સંતાપ માત્ર શમે છે, પશુ–પક્ષી–તરૂ–લતા–જીવ જન્તુ સર્વ નવજીવન પામે છે. સરજનહાર ન હોય તો આ સુખ દુઃખમય જગત, આવું નિત્યનૂતન, વિચિત્ર અને નિયમબદ્ધ રહી જ ન શકે." આમ સામાન્ય માણસો માને છે અને જોઈ શકાતો નથી છતાં એક સ્રષ્ટા હોવો જોઈએ અને તે જ ઈશ્વર છે એમ કહે છે. હિન્દુઓ જ નહીં પરંતુ ખ્રીસ્તીઓ, મુસલમાનો અને યાહુદીઓ પણ એવા સરજનહારને જ ઈશ્વરને નામે ઓળખે છે.

'સ્રષ્ટાવાદ' પાશ્ચાત્ય દર્શનમાં "થિ-ઇઝમ" (Theism) નામે ઓળખાય છે. સ્રષ્ટાવાદના પ્રતિપાદનમાં તેઓ કંઇક આવી મતલબનુ કહે છે:—"એક ઘડીયાળ લ્યો. એના કાંટા તથા સ્પ્રીંગ વગેરે જુઓ; એ બધાં કેવી નિયમિત રીતે પોતપોતાનાં કામ કરે છે એ તપાસો, તમારી ખાત્રી થશે કે આ યંત્ર કોઈ એક બુદ્ધિમાન સિવાય બની શકે નહી. ઘડીયાળ ઉપરથી એ ઘડીયાળનો એક 'મેકર' છે એમ જરૂર તમને લાગશે. હવે તમે અસીમ-અનંત આકાશ તરફ નજર કરો. કેટકેટલા ગ્રહો-નક્ષત્રો પોતપોતાની મર્યાદામાં વ્યવસ્થિત રીતે વિચરે છે તે તપાસો. તમને ક્યાંઈ ગરબડ-ગોટા જેવું નહી દેખાય. આકાશ જ શા સારૂ? પૃથ્વીના પેટાળમાં ઉંડા ઉતરીને જુઓ. એક ઉપર બીજુ, બીજા ઉપર ત્રીજું એમ કેટકેટલા થર પથરાયલા રહ્યા છે? આ પૃથ્વી એક વાર વરાળના પિંડ જેવી હતી. એની ઉપર કોણુ જાણે કેટલીયે જાતના સંસ્કારો થયા અને આખરે આપણા જેવા મનુષ્યો તથા બીજા અસંખ્ય પ્રાણીઓને રહેવા લાયક બનાવી ઝાડ-પાન-ફળ વગેરેનો વિકાસ જુઓ! ક્રમવિકાસની આ અવિચ્છિન્ન ધારામાં શું તમને કોઇ પરમ બુદ્ધિશાળીનો હાથ નથી જણાતો? બીજું બધુ જવા દો એકલા શરીરનો જ વિચાર કરો. પશુ-પક્ષીના અંગ-પ્રત્યંગ ગોઠવવામાં કેટલી ખૂબી અને કેવી ઝીણવટથી કામ લીધુ છે? માણસના અંગોપાંગની ગોઠવણુ કેટલી અદ્ભુત છે?" પાશ્ચાત્ય સ્રષ્ટાવાદીઓ આમ કહી ખૂબ ખૂબ પ્રમાણો આપી કહે છે કે એક બુદ્ધિમાન સરજનહાર જરૂર હોવો જોઈએ એ જ ઇશ્વર. એની અનંત કરૂણા જગત્-સૃષ્ટિરૂપે જ પ્રકાશ પામી રહી છે.

પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં પણ લગભગ એવી જ યુક્તિઓ કર્તાવાદના પક્ષમાં અપાતી. નૈયાયિકો આ વાદના મોટા પરિપોષક ગણાય છે. શંકરમિશ્ર કહે છે.

एवं कर्माऽपि कार्यमपीश्वरे लिङ्ग तथाहि ।
क्षित्यादिकं सकर्तृकं कार्यत्वात् घटवदिति ॥

અર્થાત્ ઘડો એક કાર્ય–પદાર્થ છે કુંભકાર એનો કર્તા છે. એ જ પ્રમાણે ધરતી વિગેરે કાર્યપદાર્થો છે. એનો પણ એક કર્તા–ઇશ્વર છે

ન્યાય–મતની વ્યાખ્યા કરતાં એક આચાર્ય કહે છે '
'विवादपदभूतम् भूभूधरादि बुद्धिमद्विधेयम्, यतो निमित्ताधीनात्मलाभम्, यद् निमित्ताधीनात्मलाभम् तद् बुद्धिमद्विधेयम् यथा मंदिरम्, तथा पुनरेतन्, तेन तथा—"

અર્થાત્–પૃથ્વી, પર્વત વિગેરે કાર્ય–પદાર્થો છે. નિમિત્ત-વશ એ ઉત્પન્ન થાય છે. નિમિત્તને લીધે ઉત્પન્ન થાય એટલે એનો કોઇ એક કર્તા હોવો જોઇએ. દાખલા તરીકે મંદિર. મંદિરનો નિર્માતા કોઇએક બુદ્ધિમાન હશે એમ કબૂલ કર્યા વિના છુટકો નથી. એ જ પ્રમાણે પૃથ્વી, પર્વત વગેરેનો એક બુદ્ધિમાન સૃષ્ટિકર્તા છે એ માનવું પડે છે.

ન્યાયાચાર્યોની માન્યતા પ્રમાણે પર્વત વગેરે કાર્ય–પદાર્થ છે, કારણ કે તે સાવયવ છે. એટલે કે ન્હાના ન્હાના પરમાણુઓની રચના છે. પરમાણુ પોતે તો અચેતન છે. એનો સંયોજક ચેતનાવિશિષ્ટ બુદ્ધિમાન કર્તા હોવો જ જોઇએ. આ બુદ્ધિમાન કર્તા એ જ ઇશ્વર. કરૂણાવશ ઇશ્વર આ સૃષ્ટિ રચે છે. ન્યાયાચાર્યોની એ સંક્ષિપ્ત માન્યતા છે.

'થી-ઇઝમ' અથવા પાશ્ચાત્ય સ્રષ્ટાવાદની વિરૂદ્ધમાં અનેક પ્રમાણો આપી શકાય. જગતની ઉત્પત્તિના સંબંધમાં બુદ્ધિમત્તા જેવી કોઇ વસ્તુ નથી એમ ઘણા દાર્શનિકો કહે છે. ગ્રહ-નક્ષત્રાદિમાં જે એક પ્રકારની વ્યવસ્થા જોવામાં આવે છે તે તો જડ પદાર્થ સબંધી નિયમનુ જ ફલ છે; એ કંઇ બુદ્ધિશાલી ઈશ્વરની પોતાની વ્યવસ્થા નથી. પૃથ્વીના પડમાં પણ કંઈ કોઈ કારીગરની કરામત નથી. જડ પદાર્થ-સંબંધી નિયમો જ એમાં મુખ્ય ભાગ ભજવી રહ્યા છે. જીવ-જંતુની ઉત્પત્તિમાં પણ એ જડ-પ્રકૃતિની જ લીલા સમાયેલી છે, બુદ્ધિ કે કળા જેવું કંઈ જ નથી. પ્રાણીઓની શરીર રચનામાં ક્રમોન્નતિ શિવાય બીજું કઈ નથી. આજે પણ જીવોને કેટલાક અંગ પ્રત્યગ નકામા વેંઢારવા પડે છે એટલું જ નહીં પણ એ જ એનાં જીવલેણ બને છે. સંસારની વિચિત્રતા ધારીને જોશો તો રોજ કોણ જાણે કેટલાય જીવ નકામાં મરી જાય છે-કેટલાયને અકાળે પોતાની જીવનલીલા સંકેલી લેવી પડે છે. આ બધું જોયા પછી કેટલાક દાર્શનિકોએ સ્રષ્ટાવાદને તિલાંજલિ દઈ દીધી છે. તેઓ કહે છે કે ઇશ્વરને સૃષ્ટિ રચવાની જરૂર જણાઈ એમ કહેવાથી આપણે એને અસીમને બદલે સસીમ-મર્યાદિત અને ન્હાનો બનાવીએ છીએ. ઇશ્વરમાં કરૂણા ભરી છે એમ જો કોઇ કહેતું હોય તો એ વાત માનવા જેવી નથી. જગત આખું શોધી વળો, કયાંઈ કરૂણાનો અંશ નહીં જણાય. જગતમાં કેટકેટલાં રોગચાળા ચાલે છે, કેટલી અનાથ વિધવાઓ ઉન્હાં નિઃશ્વાસ નાખે છે, કેટલા માબાપ પોતાના વ્હાલા પરિવારના મૃત્યુ ઉપર અશ્રુ ઢાળે છે, કેટકેટલા ધરતીકંપ થાય છે, કેટકેટલા જુલ્મો અને

અન્યાયોની ઝડી વરસે છે? આ બધું જોતાં કોઇ પણ સૂક્ષ્મ દૃષ્ટિવાળાને ઇશ્વરની કરૂણાનો અણુ સરખો પણ ન દેખાય.

ન્યાય દર્શને પ્રરૂપેલા ઇશ્વરવાદની વિરૂદ્ધમાં જૈનાચાર્યોએ વાંધો ઉઠાવ્યો. એમણે પ્રશ્ન કર્યો: પૃથ્વી વિગેરેને સાવયવ શા સારૂ કહેવાં? દ્રવ્યથી એ અનાદિ છે એમ તો તમે-નૈયાયિકો પણ કબૂલો છો. પર્યાયથી એ જરૂર અનિત્ય અથવા ઉત્પાદ-વિનાશવાળાં છે, પણ એટલા જ ઉપરથી એને સરજનહાર ઇશ્વર છે એમ કઇ રીતે સિદ્ધ કરી શકાય? આત્માના પણ વિવિધ પર્યાય છે અને એ અવસ્થાંતર પણ પામે છે, છતાં નૈયાયિકો આત્માને કાર્ય-પદાર્થ નથી માનતા. હવે જો એમ કહેવામાં આવે કે ઇશ્વર પંચભૂતના પૂતળાથી જૂદી જ જાતનો છે, Transcendent Being છે તો પછી એનો અને પરમાણુનો સંબંધ સંભવે જ શી રીતે? વૃક્ષને શાખા ફુટે છે અને પત્ર-પુષ્પ પ્રગટે છે એમાં બુદ્ધિમત્તા જેવું શું છે? પાશ્ચાત્ય પંડિતોની જેમ જૈનો પણ કહે છે કે ઇશ્વરને સૃષ્ટિકર્તા માનવાથી એ આપણા જેવો જ અમુક્ત-સસીમ પુરૂષ Anthropomorphic બની જાય છે. જૈનાચાર્ય પ્રભાચન્દ્રે કહ્યું છે કે:

"ज्ञानचिकीर्षाप्रयत्नाधारता हि कर्तृता न सशरीरेतरता इत्यप्य-सगतम् शरीराभावे तदाधारत्वस्याप्यसंभवात् मुक्तात्मवत्—

ઇશ્વરને જો જગત્કર્તા માનીએ તો તેને શરીરવાળો માનવો પડે, કારણ કે શરીર વિના જગત જેવો એક મોટો સાવયવ પદાર્થ બની જ શકે નહીં. નૈયાયિકો કહે છે કે શરીરની એવી કંઇ ખાસ જરૂર નથી, કારણ કે જગત રચના-સંબંધી ઇશ્વરનાં જ્ઞાન, ચિકીર્ષા અને પ્રયત્ન બસ છે. જૈનો

પાસે એનો પણ જવાબ છે. તેઓ કહે છે કે–શરીર જ ન હોય તો જ્ઞાન, ચિકીર્ષા અને પ્રયત્ન ક્યાં રહે? મુક્તાત્માની જેમ ઇશ્વિર અશરીરી હોય તો તેનામાં પ્રયત્ન જેવું સંભવતું નથી એવાથી સંસાર ન રચાય. મતલબ કે ઇશ્વરને જગત-સ્રષ્ટા માન્યા પછી એને શરીરવાળો માન્યા સિવાય છુટકો થતો નથી અને શરીરવાળો થયો એટલે એ પણ આપણા જેવો જ મર્યાદિત અને ન્હાનો બની જવાનો. કરૂણાથી પ્રેરાઈ ઇશ્વરે આ સૃષ્ટિ રચી એ કથનના સંબંધમાં પાશ્ચાત્ય નિરીશ્વરવાદીની જેમ પ્રમેયકમલમાર્તંડકાર કહે છે કે:—

"नहि करुणावता यातनाशरीरोत्पादकत्वेन प्राणिना दुःखोत्पादकत्व युक्तम्–" ઇશ્વર કરૂણાળુ હોય તો જીવને આટ આટલી યાતનાઓ ભોગવવી પડે એવું શરીર શા સારૂ ઘડયુ ?

માણસને સંસારમા ઘણા ઘણાં દુઃખ ભોગવવાં પડે છે. એને માટે સૃષ્ટિકર્તા ઇશ્વર પોતે જવાબદાર છે. આ આક્ષેપ-માથી ઇશ્વિરને બચાવવા પાશ્ચાત્ય થિ–ઇસ્ટો કહે છે કે માણસ પોનાનાં વાવેલાં બીજ લણે છે. માણસ પોતે જ પોતાનાં દુઃખ માટે જવાબદાર છે. ઇશ્વર તો માણસોનાં સુખ માટે નિરંતર–સતત પ્રયત્ન કર્યા કરે છે. એની વ્યવસ્થામાંથી પ્રાણીને સુખ જ મળે એવી ગોઠવણ કરી રાખી છે. માણસ પોતાના લોભ અને કુડ–કપટને લીધે દુઃખ, રોગ, શોક વ્હોરી લે એમાં કોઈ શું કરે? ઇશ્વિરને વચમાં સંડોવવાની કશી જરૂર નથી. આ બચાવ બરાબર છે એમ કહી શકાય નહી, કારણ કે ઘણીવાર સજ્જન માણસને પણ આપણે દુઃખ શોક સંતાપના ડુંગર નીચે દબાતો જોઇ શકીએ છીએ.

પ્રાચીન યાહુદીઓ કહેતા કે "ઇશ્વરે તો માણસોને સારૂ સામાન્યતઃ સુખની જ વ્યવસ્થા કરી હતી, પરંતુ માણસ સીધે માર્ગે ન ચાલ્યો, અવળે માર્ગે ઉતર્યો–એટલે જ ઇડન ઉદ્યાનમાંથી એને રજા મળી એ અતિ જુના કાળના પાપની સજા માણસ જાત આજે ભોગવી રહી છે એ પાપના પરિણામે માનવજાત વંશપરપરાથી રોગ, શોક, મૃત્યુ વિગેરે યંત્રણાઓ વેઠે છે." કેટલી વિચિત્ર વાત છે ? આદમ અને ઇવના પાપની સજા, કાળની આદિથી માંડી આજ ઘડી સુધી એના વંશવારસને ભોગવવી પડે એમાં કરૂણામયની કરૂણા ક્યાં રહી ? ભારતવર્ષ માનવજાતિનાં દુઃખ, કષ્ટ, જન્મ જરા, મૃત્યુ વિષે જે ખુલાસા આપે છે તે કંઇક યુક્તિ-સંગત છે નૈયાયિકો વિગેરે ભારતીય દાર્શનિકો માને છે કે જીવનાં સુખ–દુ ખ એ એનાં પોતાના પરિણામ છે કર્મફળ અથવા અદૃષ્ટને લીધે જન્મજન્માંતરમાં જીવ ભોગાયતન દેહાદિ મેળવી, કર્માનુસારે સુખ–દુ ખાદિ અનુભવે છે ઇશ્વર કરૂણાળુ છે, છતા જીવને પોતાના અદૃષ્ટને લીધે દુ ખો ભોગવવાં પડે છે. નૈયાયિકો આ સબધમાં જે દલીલ આપે છે તે સમજવા જેવી છે. તે કહે છે કે 'મહાભૂતાદિમાંથી દેહ નિર્માય છે, પણ કેવા પ્રકારના ભોગને ઉપયોગી દેહ કરવો એનો આધાર અદૃષ્ટ ઉપર છે મહાભૂત અને અદૃષ્ટ બન્ને અચેતન છે. એથી કરીને મહાભૂત અને અદૃષ્ટને સહાય કરવા, જીવને એના કર્મનો બદલો આપવા એક સચેતન સરજનહારની જરૂર છે.' ન્યાયાચાર્યોના મતાનુસાર આ સરજનહાર એ જ ઇશ્વર.

નૈયાયિકોની આ દલીલનો જૈનો જવાબ આપે છેઃ ઇશ્વરમાં કરૂણા ભરી હોય છતાં જો એ જીવનાં દુઃખ દૂર કરી શકે નહી, ભોગાયતન દેહાદિનો આધાર અદૃષ્ટ ઉપર જ હોય તો પછી ઇશ્વર માનવાની જરૂરજ ક્યાં રહે છે ? જીવ પોતાના કરેલા કર્મને લીધે, અનાદિ કાળથી આ સંસારમાં રઝળે છે. વિવિધ દેહ ધરી કર્મનાં ફળ ભોગવે છે, એટલું કહેવાથી બધી વાત પતી જાય છે. જો એમ કહેતા હો કે અચેતન પરમાણુમાંથી, સચેતન ઇશ્વરની સહાય વિના કઇ રીતે દેહ ધારણ કરી શકાય તો જૈનો એના જવાબમાં કહે છે કે કર્મ પુદ્‌ગલ છે અર્થાત્ પરમાણુઓનો એ સ્વભાવ છે જીવના રાગ-દ્વેષ અનુસાર કર્મ-પુદ્‌ગલો પોતે જ જીવમાં આશ્રય પામે છે અને એ વડેજ ભોગાયતન દેહાદિ પરિણમે છે. મતલબ કે જૈન સિદ્ધાંત પ્રમાણે જગતસ્રષ્ટા નથી, ઇશ્વર સરજનહાર હોઇ શકે નહીં

તો પછી ઇશ્વર એટલે શું સમજવું ?

પાશ્ચાત્ય વિદ્વાનોમાં થોડા એવા દાર્શનિકો છે કે જે સરજનહાર તથા જીવ એ બેને જૂદા પાડી નાખવાથી સરજનહાર પોતે બહુ ન્હાનો બની જાય એમ માને છે, એટલે તેઓ ઇશ્વર સિવાય બીજી કોઇ સત્તા કે સત્ત્વનો અસ્વીકાર કરે છે. આ દાર્શનિકો "પાન થિ-ઇસ્ટ" ના નામે ઓળખાય છે. પ્રાચીન ગ્રીક દાર્શનિક પામેનેડિસ તથા ઇલિયાટીક સંપ્રદાયના દર્શનમાં "પાન-થિ-ઇઝમ" નો આભાસ મળે છે પ્લેટોના સિદ્ધાંતોને એરિસ્ટોટલે જે નવું રૂપ આપ્યુ તેમાં પણ આ પાન-થિ-ઇઝમ અથવા 'વિશ્વદેવવાદ' ભર્યો છે. મધ્યયુગમાં આભારોઇસ બહુ વિખ્યાત "વિશ્વદેવવાદી" હતો તત્ત્વદર્શી-ચૂડામણિ

સ્પિનોઝા વર્તમાન યુરોપનો વિશ્વદેવવાદનો મોટો પ્રવર્તક ગણાય છે. સુપ્રસિદ્ધ હીગેલ, શોપનહાર વિગેરે જર્મન દાર્શનિકો " પાન-થિ-ઈસ્ટ " મનાય છે. વિશ્વદેવવાદનું મૂળ સૂત્ર એ છે કે-"જીવ કે અજીવ-જગતના બધા પદાર્થો એકાન્ત સત્ છે અને સત્‌માત્ર ઇશ્વરના વિકાસ તથા પરિણતિરૂપ છે, ઇશ્વર સિવાય બીજું કંઇ જ નથી. જૂજવા જીવો તમને ભલે દેખાય પણ મૂળમા તો એક છે, ઇશ્વરની સત્તાને લીધે જ સૌ સત્તાવાન છે, ઇશ્વરના પ્રાણે જ બધા પ્રાણવાન છે. બસ, એક ઇશ્વર છે; બાકી બીજું કંઇ જ નથી. જગત જુદું છે, એક પૃથક્ સત્તા છે એ ભ્રમણા છે."

ભારતવર્ષમાં પણ ઘણા જુના કાળથી અદ્વૈતવાદીઓ એ જ પ્રમાણે જગતના પદાર્થસમૂહની સત્તા તથા વિવિધતાની અવગણના કરી ब्रह्म सत्यं जगन्मिथ्या ના મંત્ર સુણાવી રહ્યા છે માયાવાદ એ બ્રહ્માદ્વૈતવાદનું રૂપાંતર માત્ર છે. એ મત પ્રમાણે "બ્રહ્મ જ અખંડ, અદ્વિતીય સત્ છે, સત્તામાત્ર છે." જીવ, અજીવ એ બધું અસત્ છે; એકમાત્ર બ્રહ્મ જ સત્ છે. જો કોઇ એમ કહેતુ હોય કે "હું છુ, તે છે, તમે છો" તો એ બધો અવિદ્યાનો જ વિલાસ છે એમ સમજવું. ખરૂ જોતાં "હું" જેવું કંઇ નથી, "તમે" પણ નથી અને "તે" જેવી પણ કોઇ વસ્તુ નથી. જો કંઈ હોય તો તે 'एकमेवाद्वितीयम्' બ્રહ્મ જ છે. આ નિત્ય નિરંજન બ્રહ્મ, માયાના પ્રતાપે બ્રહ્માંડના 'ઈશ્વર' રૂપે પ્રતીત થાય છે.

यो लोकत्रयमाविश्य विभर्त्त्यव्यय ईश्वरः ।

અને એ જ નિત્ય-નિરંજન, અદ્વિતીય બ્રહ્મ, અવિદ્યાને લીધે વિવિધ નામ તથા રૂપવાળું બની બહુ જીવરૂપે પ્રતીત

થાય. ખરૂ જોતા તો કેવળ બ્રહ્મ જ છે. માયાના પડળમાંથી એને જોઇએ છીએ ત્યારે તે ઇશ્વર લાગે છે અને અવિદ્યાના અંધારામાં એને જોઇએ છીએ ત્યારે એ 'एकमेवाद्वितीयम्' અનંત સંખ્યા અને અનંતવિધ જીવરૂપે જણાય છે. જીવ પોતે જ ઇશ્વર છે; જીવ પોતે જ બ્રહ્મ છે.

'પાન-થિ-ઇઝમ' ના યુક્તિવાદમાં રહેલા દોષો ઘણા દાર્શનિકોએ વીણી કાઢયા છે. જગતની વસ્તુઓ અને ભાવનાઓનું સ્વરૂપ નક્કી કરવું એ તત્ત્વવિદ્યાનો ઉદ્દેશ છે. એવા પ્રયત્નોમાંથી દર્શન જન્મે છે વિશ્વદેવવાદ જગતની પ્રકૃતિ નક્કી કરવાને બદલે ઉલટો જગતને જ મૂળમાંથી ઉડાવી દે છે. સંસારની એની વ્યાખ્યા કેટલી વિચિત્ર છે? જગતની વસ્તુઓ અને ભાવનાઓની સત્યતા પણ સ્વીકારવાની એ ના પાડે છે. આ વાત કોને ગળે ઉતરે? જગતના આટલા બધા પદાર્થોમાં કોઇ પ્રકારનો રૂપભેદ નથી, બધા જ કોઇ એક મહાસત્તા ( Pure Being ) ના વિકાસમાત્ર છે -બધા એક છે, આ સિદ્ધાંત પ્રત્યક્ષવિરૂદ્ધ જેવો નથી લાગતો? જીવોમા કંઇ ભેદ ન હોય, વસ્તુતઃ સઘળા જીવો એક મહા સામાન્યનો વિકાસમાત્ર હોય તો પછી "સ્વાધીન ઇચ્છા" (Freedom of will) જેવું શું રહ્યું? પછી તો જીવ જે સારાં નરસાં કર્મ કરે તેને માટે કોઇ જવાબદાર જ નથી રહેતું, અને પાપ-પુણ્ય ન હોય તો મુક્તિની વાત જ શી કરવી?

પ્રાચીન કાળમાં, ભારતવર્ષને વિષે જૈનાચાર્યોએ બ્રહ્મા-દ્વૈતવાદીને કઇક એવા જ સણસણતા જવાબ આપ્યા છે. તેઓ કહેતા કે-" જો જગતને એકાન્ત અસત્ અથવા

કાલ્પનિક સત્તા જેવું માનતા હો તો પછી તમારી પોતાની સત્તા જેવું કંઈ નથી રહેતુ. જગત એક સત્ પદાર્થ જેવું માત્ર દેખાય જ છે વસ્તુત: નથી, એમ જે તમે કહો છો તેનાં પૂરતાં કારણો તમે આપી શકતા નથી. એટલે તમારું કહેવું માની શકાય એવું નથી. જગત્ સત્ છે પ્રત્યક્ષજ્ઞાનથી પણ એ વાત સિદ્ધ થાય છે. જગતની અનેકાનેક વસ્તુઓ અને એની વિવિધતાઓ તમે નજરોનજર નિહાળી શકો છો. નજરે દેખાય છતાં ન માનવું એમ તમે શા આધારે કહો છો ? બ્રહ્મરૂપ આત્મા જો સત્ પદાર્થ હોય તો બ્રહ્મની જેમ સદ્રૂપે પ્રતીયમાન ભાવસમૂહ અસત્ કેમ માનવા ?"
પાશ્ચાત્ય દાર્શનિકોની જેમ જૈનાચાર્યો પણ કહેતા કે જીવની વિવિધતાનો અસ્વીકાર કરવામાં આવે તો મુક્તિનો પ્રશ્ન ઉકેલવો અશક્ય બને કારણ કે બધા જીવો વસ્તુતઃ એકાન્ત–અભિન્ન હોય તો પછી એક જીવના સુખે બધા જીવો સુખી થવા જોઇએ અને તેજ પ્રમાણે એક જીવના દુખે બધા જીવો એટલા જ દુઃખી બનવા જોઇએ; પણ એમ બનતું જોવામાં કે અનુભવવામાં નથી આવતુ. જો એમજ બનતુ હોય તો એક જીવ મોક્ષે જતાં બધા જીવો મોક્ષે પહોંચી જાત અથવા તો જ્યાં સુધી એક પણ જીવ બંધનમાં પડ્યો છે ત્યાં સુધી બીજાની મુક્તિ અસંભવિત બનત. જૈનો કહે છે કે બ્રહ્માદ્વૈત મત સ્વીકારીએ તો બંધ, મોક્ષ, ધર્માધર્મ વગેરે અર્થવગરનાં વાક્યો બની જાય. જીવ પોતે બ્રહ્મ હોય તો પછી બંધ, મોક્ષ કે ધર્માધર્મ જેવું કંઇ રહેતુ નથી.

બંધ, મોક્ષ અને ધર્માધર્મ વિષે અદ્વૈતવાદીઓ કહેતા

માગે છે કે જીવોની અંદર પરસ્પર પારમાર્થિક પ્રભેદ ભલે ન હોય, પણ વ્યવહારતઃ એક જીવ બીજા જીવથી વિભિન્ન છે. એટલે એક જીવ મોક્ષે જાય તો પણ બીજા જીવો પોતપોતાની બંધનદશા જ ભોગવે. પારમાર્થિક દૃષ્ટિએ શુદ્ધ, મુક્ત, બ્રહ્મની સાથે જીવનો અભેદ રહે, પણ વ્યવહાર દૃષ્ટિએ જીવ બ્રહ્મથી ભિન્ન અને બંધાયેલો જ છે શાસ્ત્રોમાં જે વિધિ નિયમ બતાવ્યા હોય તે પાળવાથી બંધાયેલો જીવ બ્રહ્મની સાંનિધ્યમાં જઇ શકે એ જ અમારી કહેવાની મુખ્ય મતલબ છે. આ પ્રમાણે અદ્વૈતાચાર્યો વ્યવહારની અપેક્ષાએ બંધ અને મોક્ષની તાત્ત્વિકતા પ્રતિપાદન કરે છે, એટલું જ નહીં પણ શાસ્ત્રકથિત આચાર, નિયમ, વિધિ વગેરેની આવશ્યકતા પણ સ્વીકારે છે, આ દલીલના જવાબમાં જૈનાચાર્યો કહે છે કે વેન્દાતીઓ વ્યવહાર દૃષ્ટિએ જે વાત કરે છે તે ઉપરથી જ આટલુ તો સ્હેજે સિદ્ધ થાય છે કે વસ્તુતઃ જીવો અસંખ્ય અને પરસ્પરભિન્ન છે; તેમજ જીવ અનાદિ કાળથી બંધાયેલો છે અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર પામ્યા વિના જીવના છૂટકારાની આશા નથી. એક રીતે જીવની વિવિધતા, અનાદિબદ્ધતા અને મુક્તિસંબંધી શક્યતા આ અદ્વૈતવાદીઓને પણ કબૂલવી પડે છે; પરન્તુ વ્યવહાર દૃષ્ટિએ જ એ સંભવિત છે એમ કહી છૂટી જાય છે. જૈન પંડિતો કહે છે "જીવો ઘણા છે, અનાદિબદ્ધ છે અને મોક્ષ મેળવવાની એમનામાં યોગ્યતા છે એટલુ કબૂલ કર્યા પછી વધુ કંઈ કહેવાપણું જ નથી રહેતું બ્રહ્મ એક છે, અદ્વિતીય છે એ બધો વાગાડંબર છે. કારણ કે એના સમર્થનમાં તમે કંઇ સારી યુક્તિ આપી શકતા નથી."

મતલબ કે જૈન દૃષ્ટિએ એક અદ્વિતીય સત્ય સ્વરૂપ બ્રહ્મ જેવું કંઈજ નથી અને ઇશ્વિર પણ બ્રહ્મ નથી.

## તો પછી ઇશ્વિર એટલે શું સમજવું?

મધ્યયુગમાં, યુરોપમાં, ખ્રીસ્તીઓ ઇશ્વિરને મોટે ભાગે "પૂર્ણસત્ત્વ" (Perfect being) અથવા જગતપિતારૂપે ઓળખાવતા. આ "પૂર્ણસત્ત્વ" વાદીઓનો યુક્તિવાદ Ontological Argument ના નામથી પ્રસિદ્ધ છે. સેંટ ઓગસ્ટિન કહે છે "માણુસ-બંધનદશા ભોગવતો માણુસ, અલ્પજ્ઞ, મોહવશ માણુસ સંપૂર્ણ સત્યની ધારણા કરી શકે એ કઈ રીતે સંભવિત છે? જગતની પાછળ સત્યના પરિપૂર્ણ આદર્શરૂપે, આધારરૂપે "પૂર્ણસત્ત્વ" છે એટલે જ પામર મનુષ્ય સત્યનો સાક્ષાત્કાર કરી શકે છે. આ પૂર્ણસત્ત્વ એ જ ઇશ્વિર."

એવોજ એક બીજો દર્શનકાર આન્સેલ્મ કહે છે. સત્ પદાર્થ-સમૂહની અંદર એક ક્રમ દેખાય છે. વ્યક્તિમાંથી જાતિ અને જાતિમાં પણ ઉચ્ચ-ઉચ્ચતર-ઉચ્ચતમ એવી તરતમતા દેખાય છે એ ઉપરથી કોઈ એક એવું પરિપૂર્ણતમ સત્ત્વ છે અને એ સત્ત્વ બધી જ જાતિઓ ઉપર અધિકાર ભોગવે છે એમ સિદ્ધ થાય છે. એ યુક્તિના આધારે આ દર્શનકાર "જાતિ-શિરોમણિ, પરિપૂર્ણતમ સત્ત્વ"ને ઇશ્વિરરૂપે ઓળખાવે છે. એ અસત્ હોય તો પૂર્ણતમ સત્ત્વ જેવું કંઇ ન સંભવે, કારણ કે સત્પણું ન હોય તો પછી પૂર્ણતા સંભવે શી રીતે?

વર્તમાનયુગના આરંભમાં દાર્શનિક ડેકાર્ટે પણ થોડે ઘણે અંશે પૂર્ણસત્ત્વવાદનો જ પ્રચાર કર્યો હતો. એ કહે છે

કે મનુષ્યની વિચારધારામાં પૂર્ણસત્ત્વસંબંધી ધારણાને સ્થાન છે એ ધારણા ક્યાંથી આવી? મનુષ્ય પોતે તો અપૂર્ણ છે એટલે એ પોતે પૂર્ણસત્ત્વ–ધારણાનો ઉત્પાદક ન જ હોઈ શકે. મતલબ કે એક પરિપૂર્ણ સત્ત્વ છે, જેને લીધે મનુષ્યના મનમા એવી ધારણા સદા જડાયેલી જ રહે છે આ પરિપૂર્ણ સત્ત્વ એ જ ઇશ્વર.

બીજા કેટલાક દાર્શનિકોએ એક યા બીજી રીતે એ જ વિચારના પડઘા પાડ્યા છે સૌ એમજ કહે છે કે મનુષ્ય અપૂર્ણ છે, પામર છે, સીમાબદ્ધ છે, અજ્ઞાનની અંદર આથડે છે. આ બધાથી પર એક મહાન્ મહિમાવંત ઇશ્વર છે–જે સર્વ પ્રકારે પૂર્ણ, મહાન્, અસીમ અને જ્ઞાનરૂપ છે.

ઘણા જૂનાકાળમા, ભારતવર્ષમા "પૂર્ણસત્ત્વ"વાદનો પ્રચાર હોય એમ લાગે છે પુણ્યભૂમિ ભારતવર્ષ અનેક સ્વતંત્ર વિચારકોની માતૃભૂમિ છે. અતિ પ્રાચીન કાળમાં, 'પૂર્ણ સત્ત્વવાદ' જેવા મતમતાંતરો આ ભૂમિમાં જન્મ્યાં અને પોષાયાં હોય તો તે સર્વથા બનવા જોગ છે. યોગદર્શનકાર સ્પષ્ટ જ છે.

"क्लेशकर्मविपाकाशयैरपरामृष्ट पुरुषविशेष ईश्वरः ॥ तत्र निरतिशय सर्वज्ञत्वबीजम् ॥ स पूर्वेषामपि गुरु कालेनानवच्छेदात् ॥"

સમાધિવાદ ૨૪–૨૬

"એવો એક મહાપુરુષ છે કે જે ક્લેશ, કર્મ, કર્મફળ અને પ્રવૃત્તિ આદિથી સંપૂર્ણ અસ્પૃષ્ટ છે, એ જ ઇશ્વર છે સંપૂર્ણ સર્વજ્ઞત્વબીજ એનામાં વર્તમાન છે કાળથી પણ એ અનવચ્છિન્ન છે અને પૂર્વાચાર્યોનો પણ ગુરૂ છે." ભારતીય પૂર્ણસત્ત્વવાદનું એ સ્વરૂપ છે.

શ્રેષ્ઠમાં ય શ્રેષ્ઠ, મહાન્ અને પ્રાજ્ઞમાં ય પ્રાજ્ઞ એવો જે પુરૂષપ્રધાન એ જ ઇશ્વર એવો પતંજલિનો મત છે. વૃત્તિકાર ભોજરાજ કહે છે:–

दृष्टा ह्यल्पत्वमहत्त्वादीना धर्माणा सातिशयाना काष्ठाप्राप्तिः । यथा परमाणावल्पत्वस्य आकाशे महत्त्वस्य । एव ज्ञानादयोऽपि चित्तधर्मास्तारतम्येन परिदृश्यमाना केचिन्निरतिशयतामापादयन्ति । यत्र चैते निरतिशया स ईश्वर ।

અલ્પત્વ, મહત્ત્વ વિગેરે ધર્મોમા તારતમ્ય દેખાય છે. પરમાણુ ન્હાનામાં ન્હાનો અને આકાશ મહાન્માં મહાન્ છે. એ જ પ્રમાણે જ્ઞાનાદિ ચિત્તધર્મોમાં પણ તારતમ્ય દેખાય છે. એટલે કોઈ એક એવું સત્વ છે કે જ્યાં ઉત્કર્ષની છેલ્લી સીમા આવે છે જે મહાપુરૂષને વિષે સર્વ જ્ઞાનાદિ ગુણો ઉત્કર્ષતાની પરાકાષ્ઠા પામે તે જ ઇશ્વર"

પાશ્ચાત્ય દાર્શનિક–મહાબુદ્ધિશાળી કાન્ટ, પૂર્ણસત્ત્વવાદના દોષો બતાવે છે–"તમારા મનમાં પૂર્ણસત્ત્વસંબધી ધારણા જન્મે એ ઠીક છે, અથવા અનુમાન વિગેરેની સહાયતાથી તમે પૂર્ણસત્ત્વનો સિદ્ધાંત સ્વીકારો એ પણ સમજી શકાય, પરંતુ વાસ્તવિક જગતમાં સાચેસાચ એક જણ પૂર્ણ–સત્ત્વવાળો છે–પુરૂષપ્રધાન છે એમ શી રીતે કહેવાય? તમારા મનની ધારણા કલ્પનામાત્ર નથી એમ કઈ રીતે કહી શકો? પ્રમાણુ કે યુક્તિ જેવુ તમારી પાસે શુ છે?"

પ્રાચીન ભારતમાં ઘણું કરીને યોગદર્શને ઉચ્ચારેલા ઇશ્વરવાદ સામે એવોજ વિરોધ ઉઠયો હતો. ભોજવૃત્તિમાં એનો આભાસ મળે છે.

यद्यपि सामान्यमात्रेऽनुमानस्य पर्यवसितत्वात् न विशेषावगतिः सम्भवति, तथापि शास्त्रादस्य सर्वज्ञत्वादयो विशेषा अवगन्तव्या. ।

"જ્ઞાનાદિના તારતમ્ય ઉપરથી, નિરતિશયજ્ઞાનના આધાર એવા ઇશ્વરનુ જે અનુમાન કરવામાં આવે છે તે એક નિર્વિશેષ સામાન્યની ઉપલબ્ધિ સિવાય બીજુ કંઈ જ નથી. ઇશ્વરના કોઈ વિશેષ ગુણનો પરિચય નથી મળતો" પાશ્ચાત્ય દાર્શનિક કાન્ટ પણ એજ વાત કહે છે. ભોજરાજ માને છે કે શાસ્ત્રોની સહાયથી ઇશ્વર સંબંધી વિશેષ જ્ઞાન મેળવી શકાય. કાન્ટ પણ એટલુ તો સ્વીકારે છે જ.

યોગદર્શનની સાથે સાંખ્યને મૌલિક ભેદ નથી. છતાં કપિલ, પતંજલિના ઇશ્વિરવાદનો અસ્વીકાર કરે છે. એ સ્પષ્ટ શબ્દોમા કહે છે—

"ईश्वरासिद्धे" विषयाध्याय ९० ।

પ્રમાણો વડે ઇશ્વરની સિદ્ધિ થઈ શકતી નથી.

પતંજલિની જેમ જૈનાચાર્યો પણ એક અદ્વિતીય ઇશ્વરનો ઇન્કાર કરે છે. તો પછી ઇશ્વર એટલે શું સમજવું?

કાન્ટની આપત્તિનો ઉત્તર વાળતાં હીગલ આદિ દાર્શનિકો કહે છે કે—વિજ્ઞાનની સાથે યથાર્થ—પ્રકૃત સત્તાનો વિરોધ છે એ વાત બરાબર નથી. Real is rational અને Rational is real: જે વિજ્ઞાન દૃષ્ટિએ પરિસ્ફુટ—સમજાય એવું છે તે વસ્તુતઃ સત્ય છે. હવે જો પૂર્ણસત્ત્વ, સર્વજ્ઞ વિજ્ઞાન દૃષ્ટિએ સમજાતા હોય તો સર્વજ્ઞ પુરૂષ વસ્તુતઃ સંભવે છે એમ માનવું જ પડે ઑગસ્ટિન પણ કહે છે કે—'અસત્ય એ સત્યનો વિકારમાત્ર છે. અસત્ય જ સત્યસ્વરૂપ ઇશ્વરનુ

અસ્તિત્વ સિદ્ધ કરે છે માણસનું જ્ઞાન મર્યાદિત છે, પણ મર્યાદા જ સર્વજ્ઞત્વ પૂરવાર કરે છે '

જૈનો ઇશ્વરના સબંધમા એવીજ મતલબનું કહે છે. અનાદિ કાળના કર્મનાં બંધનને યોગે જીવ અલ્પજ્ઞ છે, જ્ઞાનાવરણીય કર્મોને લીધે એનું જ્ઞાન ઢંકાએલું રહે છે. આ આવરણ દૂર થતાં જ જીવ અનંતજ્ઞાનનો અધિકારી બને છે-સર્વજ્ઞ બને છે, અને જે જે મહાપુરૂષો આ કર્મબંધન કાપીને, મોક્ષે ગયા છે તે બધા પણ સર્વજ્ઞ હતા-છે. કર્મ એ જીવના મૂળ સ્વભાવની આડે આવે છે. કર્મબધનને લીધેજ જીવ અલ્પજ્ઞ રહે છે. એ બંધન દૂર થતાં જીવ પોતાની સ્વાભાવિક જ્ઞાનદશા પ્રાપ્ત કરે છે. મતલબ કે જીવોનાં બધન જીવોનું મર્યાદિત જ્ઞાન એટલુ પૂરવાર કરે છે કે જીવોની મુક્તિ અને સર્વજ્ઞતા સભવિત છે.

જીવોની સંખ્યા પાર વિનાની છે. પ્રત્યેક જીવ કર્મબદ્ધ અને અલ્પજ્ઞ છે, જે ઘડીએ બધનદશા અને અલ્પજ્ઞતામાંથી છૂટે તેજ પળે એ મુક્ત અને સર્વજ્ઞ બને, એ વાત જો બુદ્ધિમાં ઉતરતી હોય તો આટલું નક્કી સમજી લેવું કે એક ઈશ્વર સર્વતો મુક્ત-સર્વજ્ઞ છે એમ નહીં પણ પ્રત્યેક મુક્ત જીવ સર્વજ્ઞત્વનો અધિકારી છે એ સિદ્ધાન્ત જ યુક્તિયુક્ત છે.

મુક્તિપદને પામેલો જીવ સર્વજ્ઞ છે. સર્વજ્ઞ એજ ઇશ્વર. જૈનાચાર્યો એ જ વાત કહે છે.

મીમાંસકો એ સર્વજ્ઞત્વવાદનો ઇન્કાર કરે છે. તેઓ કહે છે કે સર્વજ્ઞતા અસંભવિત વસ્તુ છેઃ

सर्वज्ञो दृश्यते तावन्नेदानीमस्मदादिभि ।
दृष्टो न चैकदेशोऽस्ति लिङ्गं वा योऽनुमापयेत् ॥

न चागमविधि कश्चिन्नित्य सर्वज्ञबोधकः ।
न च मन्त्रार्थवादानां तात्पर्यमवकल्पते ॥
न चान्यार्थप्रधानैस्तैस्तदस्तित्वं विधीयते ।
न चानुवदितुं शक्यः पूर्वमन्यैरबोधितः ॥
अनादेरागमस्यार्थो न च सर्वज्ञ आदिमान् ।
कृत्रिमेण त्वसत्येन स कथं प्रतिपाद्यते ? ॥
अथ तद्वचनेनैव सर्वज्ञोऽन्यैः प्रतीयते ।
प्रकल्पयेत् कथं सिद्धिरन्योन्याश्रययोस्तयोः ॥
सर्वज्ञोक्ततया वाक्यं सत्यं तेन तदस्तिता ।
कथं तदुभयं सिद्ध्येत् सिद्धमूलान्तरादृते ॥
असर्वज्ञप्रणीतात्तु वचनान्मूलवर्जितात् ।
सर्वज्ञमवगच्छन्तः स्ववाक्यात् किन्न जानते ॥
सर्वज्ञसदृशं कश्चिद्यदि पश्येम सम्प्रति ।
उपमानेन सर्वज्ञं जानीयाम ततो वयम् ॥
उपदेशो हि बुद्धादेर्धर्माऽधर्मादिगोचरः ।
अन्यथा नोपपद्येत सार्वज्ञ्यम् यदि नाभवत् ॥
बुद्धादयो ह्यवेदज्ञास्तेषां वेदादसम्भवः ।
उपदेशः कृतोऽतस्तैर्व्यामोहादेव केवलात् ॥
ये तु मन्वादयः सिद्धाः प्राधान्येन त्रयीविदाम् ।
त्रयीविदाश्रितग्रन्थास्ते वेदप्रभवोक्तयः ॥

તાત્પર્ય–પ્રત્યક્ષ, અનુમાન, આગમ; ઉપમાન અને અર્થાપત્તિ વગેરે પ્રમાણ પંચકથી સર્વજ્ઞનું અસ્તિત્વ સિદ્ધ નથી થતુ પ્રત્યક્ષ તો માત્ર નિકટની વસ્તુ જ ઓળખાવે છે. અનાદિ, અનંત, અતીત, અનાગત, વર્તમાન, સૂક્ષ્માદિ સ્વભાવવિશિષ્ટ નિખિલ પદાર્થો કઈ રીતે પ્રત્યક્ષ થઈ શકે?

હવે જો પ્રત્યક્ષપણે નિખિલ પદાર્થોનું જ્ઞાન સંભવતુ ન હોય તો પછી સર્વજ્ઞતારૂપ જ્ઞાન અને સર્વજ્ઞપુરૂષ પણ પ્રત્યક્ષનો વિષય ન બની શકે. એટલે કે પ્રત્યક્ષદ્વારા સર્વજ્ઞતાનો બોધ થઈ શકતો નથી, તેમ સર્વજ્ઞની પણ ઉપલબ્ધિ અસંભવિત છે. અનુમાનવડે પણ સર્વજ્ઞની સિદ્ધિ થઈ શકતી નથી. કારણ કે અનુમાન પ્રમાણ, હેતુ તથા સાધ્યના અવિનાભાવ સંબધ ઉપર આધાર રાખે છે અહીં સર્વજ્ઞ સાધ્ય છે. એ સાધ્યની સાથે કોઈ પણ હેતુનો એવો સબધ નથી દેખાતો કે જે વડે સર્વજ્ઞનુ અનુમાન કરી શકીએ, તેથી અનુમાનથી પણ સર્વજ્ઞની સિદ્ધિ થઈ શકતી નથી સર્વજ્ઞને સિદ્ધ કરવા કોઈ પણ આગમનુ પ્રમાણ કામમાં ન આવે, કારણ કે પહેલો જ પશ્ન એ ઉદ્દભવે કે સર્વજ્ઞ-પ્રતિપાદક આગમને તમે નિત્ય માનશો કે અનિત્ય ? નિત્ય આગમપ્રમાણ એક પણ નથી અને જો હોય તો એ અપ્રમાણ છે. કારણ કે "**अग्निष्टोमेन यजेत**" વિગેરે વિધિરૂપ વચનો જ પ્રમાણ-રૂપ છે. હવે જો એમ કહેવામાં આવે કે સર્વજ્ઞપ્રતિપાદક આગમ અનિત્ય છે તો બીજો પ્રશ્ન એ ઉદ્દભવે છે કે એ અનિત્ય આગમોનો પ્રણેતા કોણ ? સર્વજ્ઞ જ એ આગમોનો પ્રણેતા હોય તો અન્યોન્યાશ્રય દોષને લીધે એ પ્રમાણ દૂષિત બને છે. સર્વજ્ઞે આગમ રચ્યા અને એ જ આગમોને સર્વજ્ઞના પ્રમાણરૂપ ગણવા એ અન્યોન્યાશ્રય દોષ છે. એથી ઉલટું જો એમ કહો કે અસર્વજ્ઞ એવા કોઈ એક પુરૂષે આગમ યોજ્યા છે તો પછી એની કંઈ કીંમત જ નથી. સારાંશ કે સર્વજ્ઞ એ આગમથી સિદ્ધ નથી, ઉપમાનથી પણ સર્વજ્ઞતાની સિદ્ધિ થતી નથી; કારણ કે સાદૃશ્યજ્ઞાનમાંથી

જ ઉપમાનની ઉત્પત્તિ છે. સર્વજ્ઞ જેવી બીજી કોઈ વસ્તુ દેખાતી નથી, એટલે ઉપમાનવડે સર્વજ્ઞસિદ્ધિ અસંભવિત છે. અર્થાપત્તિદ્વારા પણ સર્વજ્ઞતા સિદ્ધ નથી થતી, કારણ કે સર્વજ્ઞનો અસ્વીકાર કરવાથી કોઈ જ્ઞાતપદાર્થનો અસ્વીકાર કરવો પડતો નથી.

સર્વજ્ઞના ન હોય તો પછી બુદ્ધ અને મનુ જેવા ધર્મોપદેશકો શી રીતે પાકે? એવો તર્ક કરવાની પણ જરૂર નથી. મીમાંસકો એના જવાબમાં કહે છે કે વેદ જ બધા ધર્મોનું મૂળ છે. ભલે બુદ્ધે ધર્માધર્મનો ઉપદેશ આપ્યો હોય, પણ તે અવેદજ્ઞ હોવાથી એ ઉપદેશમાં વ્યામોહ સિવાય બીજું કંઈ જ નથી અને એ ઉપદેશકપણાથી સર્વજ્ઞતા સિદ્ધ થતી નથી. મનુએ જો કે ધર્માધર્મસંબંધે ઉપદેશ આપ્યો છે, પણ એ કંઈ સર્વજ્ઞ ન હતો. બુદ્ધ કે મનુના ધર્મોપદેશમાં સર્વજ્ઞતા જેવું કંઈ નથી દેખાતું.

કોઈ એમ કહેવા માગે કે વર્તમાનકાળે સર્વજ્ઞતાનું પ્રતિપાદન બરાબર ન થઇ શકે, તેથી શું થઈ ગયું? ભૂતકાળમા કે ભવિષ્યકાળમાં કોઈ એક સમયે સર્વજ્ઞતા જરૂર સંભવે છે; તો મીમાંસકો પાસે એનો પણ જવાબ છે. તેઓ કહે છે, ભૂતકાળમા કે ભવિષ્યકાળમાં સર્વજ્ઞતા મેળવનારા હશે તો આપણા જેવા જ જ્ઞાન અને ઇન્દ્રિયાદિના અધિકારી ને? જે વસ્તુ આજે આપણા માટે અસંભવિત છે તે ભૂતકાળમા કે ભવિષ્યકાળમાં પણ બીજાને શી રીતે સંભવિત બને? મીમાંસકો વધુમાં એમ કહે છે કે સર્વજ્ઞ એટલે પદાર્થમાત્રના જાણકાર એ વાત પણ માનવા જેવી નથી. પ્રત્યક્ષપણે એ સર્વ પદાર્થો જાણી લે છે એમ કહેવામાં

આવે તો ધર્માદિ સૂક્ષ્મ વિષયો એની જાણબહાર રહી જવાના. અનુમાનથી એ સકળ પદાર્થ જાણે છે એમ કહો તો આપણામાં અને સર્વજ્ઞમાં કંઈ ભેદ જ ક્યાં રહે છે? બીજી એક વાત પણ યાદ રાખવી જોઇએ. અનુમાન અથવા આગમથી જે જ્ઞાન થાય છે તે અસ્પષ્ટ હોય છે. સર્વજ્ઞને એવું અસ્પષ્ટ જ્ઞાન ન હોય. એવા અસ્પષ્ટ જ્ઞાનવાળાને સર્વજ્ઞ કહી શકાય નહીં.

સર્વજ્ઞત્વ એટલે શું? પદાર્થમાત્રનુ જ્ઞાન એ જ સર્વ-જ્ઞતા, એમ જો કહો તો બીજો સવાલ એ છે કે એ પ્રકારનું પદાર્થમાત્રનું જ્ઞાન કઈ રીતે સંભવિત છે? ક્રમે ક્રમે સર્વ પદાર્થોનું જ્ઞાન થાય એ યુક્તિ પણ ટકી શકે એવી નથી. કારણ કે ભૂતકાળમાં, ભવિષ્યકાળમાં અને વર્તમાનકાળમાં પણ જે પદાર્થોની ઉત્પત્તિ થઈ છે–થઈ રહી છે–થવાની છે એની સંખ્યાનો પાર પામી શકાય નહીં. ક્રમે ક્રમે જાણવાનો પ્રયત્ન કરીએ તો એ અપૂર્ણ જ રહી જાય. વળી જો એમ કહો કે યુગત્પણે સમસ્ત પદાર્થોનુ જ્ઞાન સર્વજ્ઞમાં હોય છે તો પણ એ વાત ઠીક નથી, કારણ કે શીત–ઉષ્ણાદિ પદાર્થો તો પરસ્પરના વિરોધી છે અને એવા પરસ્પર વિરોધી પદાર્થોનું એક જ ક્ષણે જ્ઞાન શી રીતે સંભવે? મુખ્ય મુખ્ય પદાર્થોનુ જ્ઞાન થાય એટલે એમાં બધું આવી ગયું એમ કોઇ કહે તો પણ એ ઠીક નથી, કારણ કે બીજા પદાર્થોના જ્ઞાન વિના એને સર્વજ્ઞ કહી શકાય જ નહીં. સર્વજ્ઞતા અસંભવિત છે એ જ મીમાંસકોનો કહેવાનો મુખ્ય આશય છે.

જૈનાચાર્યો હવે એનો યુક્તિ અને પ્રમાણપુરઃસર જવાબ વાળે છે તેઓ કહે છે

ચક્ષુમા જોવાની શક્તિ છે, પણ અંધારામાં એ શક્તિ કંઈ કામ કરી શકતી નથી. એ અવ્યક્ત રહી જાય છે. પ્રાત કાળે પૂર્વ દિશામાં જ્યારે સૂર્યનાં કિરણ પ્રકટે છે, રાત્રિનો અધકાર ઓગળે છે ત્યારે રૂપને ગ્રહણ કરનારી લોચનશક્તિ કામ કરે છે, આસપાસના પદાર્થ જોઈ શકાય છે. આત્માનો વ્યાપાર પણ એવા જ પ્રકારનો છે. જગતના સઘળા જ પદાર્થો જોવાની–જાણવાની એનામાં શક્તિ છે, સર્વજ્ઞતા એનો સ્વભાવ છે, પણ અનાદિ જ્ઞાનાવરણીયાદિ કર્મોના સયોગથી એ એમની એમ પડી રહે છેઃ એનો સર્વજ્ઞત્વ–સ્વભાવ અપરિસ્ફુટ રહે છે સમ્યક્ તપશ્ચાવડે જ્યારે જીવના કર્મમળ બળી જાય ત્યારે જ આત્મા પોતાના શુદ્ધ સ્વભાવને સર્વજ્ઞતાને પામે આ વાત સમજવામાં પણ એટલી જ સરલ છે

પદાર્થમાત્રને ગ્રહણ કરવાની શક્તિ તથા સ્વભાવ આત્મામા છે કે નહીં ? એ વિષે વિવાદને સ્થાન નથી. વ્યાપ્તિજ્ઞાનવડે ભૂત, ભવિષ્ય, વર્તમાન, દૂર, અનાગત વિગેરે સઘળા જ વિષયોને અંગે પ્રતીતિ જેવું જન્મે. છે એમ તો મીમાંસકો પોતે કબૂલ કરે છે. વળી તેઓ એટલું પણ સ્વીકારે છે કે આગમ–પ્રમાણના આધારે ભૂત, ભવિષ્ય અને દૂર–દૂરના પદાર્થોની ઉપલબ્ધિ થઈ શકે. એનો અર્થ એટલો જ કે સમસ્ત પદાર્થ જાણવાની જીવમાં શક્તિ છે. મીમાંસકોએ માનેલું આગમ–પ્રમાણ પોતે જ પર્યાપ્ત છે.

જૈનો કહે છે કે પ્રત્યક્ષપણે સર્વ. પદાર્થોનું જ્ઞાન થઇ શકે નહીં, એમ ન માનશો. આપણી પ્રત્યક્ષ ઈન્દ્રિય અનિ-

ન્દ્રિય છે: અર્થાત્ એને મનની અપેક્ષા રહે છે એમ છે એટલે જ એ બહુ થોડા અને સ્થૂળ પદાર્થોને જ ગ્રહણ કરી શકે છે. યોગીઓની પ્રત્યક્ષ ઈન્દ્રિયને મનની અપેક્ષા નથી રહેતી, તેથી તેઓ ઘણા અતીન્દ્રિય સૂક્ષ્મ પદાર્થોનું અવલોકન કરી શકે છે. અને જેનાં કર્મ-આવરણ ટળી ગયાં હોય એવા મહાપુરૂષના પ્રત્યક્ષ જ્ઞાનમાં, વિશ્વના સઘળા વિષયો ઝળકે એમાં શંકા લઈ જવા જેવું પણ શુ છે ? રામાયણાદિમાં લખ્યુ છે કે વૈનતેય, સેંકડો યોજન ઉપર રહેલી વસ્તુઓને પ્રત્યક્ષપણે જોઈ શકતો. સમળી જેવા પક્ષીઓ બહુ દૂરની વસ્તુઓ પાસે પડી હોય એ રીતે સ્હેજે નીહાળી શકે છે આપણું પ્રત્યક્ષ ભલે અત્યારે મર્યાદિત હોય, પણ એનામાં ઘણી શક્તિ ભરી છે એ વાતની કોઈથી ના પાડી શકાય એમ નથી મુખ્ય વાત એટલી જ કે આવરણ કરનાર-પ્રતિબંધ કરનારાં કર્મો દૂર થવાં જોઈએ. કર્મો અળગાં થતા જ પ્રત્યક્ષ જ્ઞાન રૂપી સૂર્ય ઝગહળવાનો.

જૈનાચાર્યો માને છે કે આગમ પણ સર્વજ્ઞતા સિદ્ધ કરે છે, એમાં અન્યોન્યાશ્રય કે અનવસ્થા દોષ જેવું કંઈ જ નથી. સર્વજ્ઞ આગમ પ્રરૂપે છે અને આગમનો આશ્રય લઈને બીજાં સર્વજ્ઞ સંભવે છે. એમ બીજ અને અંકુરના ન્યાયે આગમ અને સર્વજ્ઞની પરંપરા પ્રવર્તે છે સર્વજ્ઞપ્રણીત આગમ પ્રમાણ છે અને આગમે ઓળખાવેલું સર્વજ્ઞત્વ પણ સત્ય અને સિદ્ધ ઠરે છે. આપણે આગમ અથવા અનુમાનથી જે જ્ઞાન મેળવીએ છીએ તે અસ્પષ્ટ રહે છે એનું કારણ આપણા પોતાના કર્મમળ છે. એ બધા મળ જ્યારે ધોવાઈ જાય, સંપૂર્ણપણે ધોવાઈ જાય ત્યારે સર્વજ્ઞત્વ સ્વતઃ પ્રગટ થયા વગર ન રહે આવરણ ક્ષય

થતાં જ સર્વજ્ઞ અર્હત્ યુગપત્ સમસ્ત પદાર્થ જાણી શકે, "ક્રમે ક્રમે" એમને જાણવાનું નથી હોતું. એક જ ક્ષણે પરસ્પરવિરોધી પદાર્થો એમના જ્ઞાનનો વિષય બની શકે છે. સર્વજ્ઞમા સર્વ ક્ષણે સર્વ પદાર્થોનું જ્ઞાન સંભવે છે. સર્વજ્ઞ અર્હત્ પ્રક્ષીણમોહ છે—એમને કોઈ પણ વસ્તુને વિષે અભિલાપ-મોહ નથી. એ સંપૂર્ણ વીતરાગ છે. વસ્તુસ્વરૂપ જાણવામાં એમને રાગદ્વેષ કોઇ પણ પ્રકારની હરકત કરી શકતા નથી.

જૈનાચાર્યો એમ કહેવા માગે છે કે આજે આપણે અસર્વજ્ઞ-છદ્મસ્થ છીએ એ જ બતાવે છે કે એવાં કોઈ આવરણ છે કે જે સર્વજ્ઞતાને રોકી રહ્યા છે. આવરણ દૂર થતા જ સર્વજ્ઞતારૂપ સૂર્ય પ્રકટાવાનો. સર્વજ્ઞતાનો અસ્વીકાર કરીએ તો અસર્વજ્ઞતાનો પણ અસ્વીકાર કરવો પડે.

મીમાંસકો કહે છે કે આગમ અપૌરૂષેય છે, સર્વજ્ઞ પુરુષો આગમ યોજી શકે જ નહીં, કારણ કે સર્વજ્ઞમાં વાણીનો અસંભવ છે. આના જવાબમાં જૈનાચાર્યો કહે છે કે વાણી અને સર્વજ્ઞતા એ પરસ્પરવિરોધી નથી. સર્વજ્ઞ-વક્તા અને આગમપ્રરૂપક હોઇ શકે છે. આગમ અપૌરૂષેય નથી. એ સર્વજ્ઞના અભાવે આગમ પણ અપ્રમાણ ઠરે. સર્વજ્ઞ મહાપુરૂષની વાણી આગમમાં ન હોય તો આગમ પણ ગુણરહિત જ ગણાય. જૈનો, મીમાંસકોએ માનેલા આગમનું પ્રામાણ્ય નથી સ્વીકારતા, છતાં તેઓ વેદવાક્ય ટાંકીને વેદ પણ સર્વજ્ઞની સત્તા સ્વીકારતા હોવાનું સિદ્ધ કરે છે—

"विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतःपात् स वेत्ति विश्वं न हि तस्य वेत्ता तमाहुरग्रयम् पुरुषं महान्तम् । हिर॰ण्यगर्भे प्रकृत्यसर्वज्ञ–"

આ રીતે સૌને સર્વજ્ઞની સત્તા સ્વીકારવી જ પડે છે. જૈનો સર્વજ્ઞને ઇશ્વિર તરીકે ઓળખે છે.

મુક્ત જીવ એ જ ઇશ્વિર એમ જૈન દર્શન કહે છે. જૈન દર્શનમાં એક જ ઇશ્વર નથી અનાદિકાળથી લઇને આજ સુધીમાં કેટલાય પુરૂષો મુક્તિને વર્યા છે અને જૈન દર્શન અનુસાર એ સર્વ સર્વજ્ઞ તથા ઇશ્વર છે. મુક્ત જીવ માત્ર, સર્વજ્ઞત્વાદિ કેટલાક ગુણ–સામાન્યના અધિકારી હોય છે આ ગુણ–સામાન્યની દષ્ટિએ કેટલેક અંશે જૈનો એકેશ્વરવાદી હોય એમ પણ લાગે.

કર્મબંધ બે પ્રકારનો છે (૧) ઘાતી અને (૨) અઘાતી. ઘાતિકર્મ આત્માના સ્વાભાવિક ગુણનો ઘાત કરે છે. આ કર્મ ચાર ભાગમા વહેંચાયેલ છે (૧) જ્ઞાના-વરણીય (૨) દર્શનાવરણીય (૩) મોહનીય અને (૪) અંતરાય

જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી આત્માનું વિશુદ્ધ જ્ઞાન અંતરાય, દર્શનાવરણીય કર્મના ઉદયથી આત્માની દર્શનશક્તિ રૂંધાયેલી રહે, મોહનીય કર્મના પ્રતાપે વિશુદ્ધ શ્રદ્ધા–સમ્યક્ત્વ, ચારિત્ર–ગુણ વિકાસ ન પામે અને અંતરાય કર્મ, આત્માના સ્વાભાવિક વીર્યાદિને સ્ફુરવા ન દે.

અઘાતિ કર્મના ચાર ભેદ છે (૧) આયુઃ (૨) નામ (૩) ગોત્ર અને (૪) વેદનીય. આયુ કર્મ પ્રાણીના આયુષ નિર્મે છે, નામકર્મના યોગે પ્રાણી વિવિધ શરીર વગેરે પામે છે, ગોત્રકર્મના યોગે મનુષ્ય ઉચ્ચ યા નીચ ગોત્ર પામે છે અને વેદનીય કર્મના પ્રતાપે જીવ સુખ–દુઃખાદિ સામગ્રીવડે આકુલતા પામી આત્માના અવ્યાબાધ ગુણથી

વિમુખ રહી જાય છે. જૈનાચાર્યો કહે છે કે જ્યારે જીવ મુક્તિસાધનાના માર્ગે વળે છે, કઠોર તપશ્ચર્યા આદરે છે ત્યારે પરિણામે ચાર ઘાતિકર્મનો નાશ કરી સર્વજ્ઞતા પ્રાપ્ત કરે છે. સર્વજ્ઞતાનું બીજુ નામ કેવળજ્ઞાન. કેવળી યા કેવળ-જ્ઞાનીને જીવન્મુક્ત પણ કહી શકાય. જીવન્મુક્ત સર્વજ્ઞના બે પ્રકાર છેઃ સામાન્ય કેવળી અને તીર્થંકર જીવન્મુક્ત પુરૂષ શરીરધારી હોવા છતાં સર્વજ્ઞ અથવા કેવળી હોય છે. સામાન્ય કેવળી મહાપુરૂષો પોતાની મુક્તિ સાધે છે, જ્યારે તીર્થંકર-નામી પુરૂપસિંહો પોતાની મુક્તિ સાધવા ઉપરાંત સંસારી જીવોને પણ મુક્તિનો, અશેષ દુ:ખક્લેશાદિમાંથી છૂટવાનો માર્ગ બતાવે છે. એમના ઉપદેશથી સંસારના જીવો તરી જાય છે, તેથી તેઓ તીર્થસ્વરૂપ ગણાય છે.

જૈન ધર્મના ગ્રંથો તીર્થંકર ભગવાનની સ્તુતિ-સ્તવનોથી ભર્યા છે તીર્થંકર સદ્ધર્મનો ઉપદેશ કરે છે. એ જગત્ પૂજ્ય છે, અર્હત્ છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી ચતુર્વિધ સંઘની સ્થાપના પણ એ જ કરે છે.

> णट्ठचदुघाइकम्मो, दंसणसुहणाणवीरियमईओ ।
> सुहदेहत्थो अप्पा, सुद्धो अरिहो विचिन्तिज्जो ॥ દ્રવ્યસંગ્રહ ૫૦.

એ અરિહંત, જેમના ચારે પ્રકારના ઘાતિકર્મ નાશ પામ્યા છે, જે અનંતદર્શન, અનંતસુખ, અનંતજ્ઞાન અને અનંતવીર્યના અધિકારી છે, તે શુભદેહધારી છે અને તે જ શુદ્ધ છે. તેમનું ચિંતવન (ધ્યાન) કરવું.

અર્હંત દેહધારી હોય છતાં એમને કોઈ પ્રકારની આસક્તિ ન હોય એટલે એમને અશરીરી પણ કહી શકાય.

અર્હત્‌ના દેહની ઉજ્જ્વળતા પાસે હજાર સૂર્યનો પ્રકાશ પણ પરાભવ પામે. બ્રહ્મદેવ કહે છે.

"निश्चयेनाशरीरोऽपि व्यवहारेण सप्तधातुरहितदिवाकरसहस्र भासुरपरमौदारिकशरीरित्वात् शुभदेहस्य"

નિશ્ચયનય અનુસારે અર્હત્‌ અશરીરી છેઃ વ્યવહારનય અનુસારે એમનો દેહ અતિ પવિત્ર, સપ્તધાતુરહિત અને સહસ્રસૂર્યની કાંતિ જેવો ઉજ્જ્વલ હોય અર્થાત્ એ બહુ જ શુદ્ધ હોય છે. એમને ભૂખ, તરસ, ભય, દ્વેષ, રાગ, મોહ, ચિંતા, જરા, રોગ, મૃત્યુ, ખેદ, સ્વેદ, મદ, અરતિ, વિસ્મય, જન્મ, નિદ્રા અને વિષાદ—એ અઢાર દોષમાંનો એક પણ દોષ સ્પર્શી શકતો નથી. અર્હંત્ વીતરાગ અતિ શુદ્ધ અને નિરંજન છે.

બ્રાહ્મણધર્માવલબીઓ જેમ રામચંદ્રાદિને અવતાર રૂપ સમજે છે, બૌદ્ધો જેમ બુદ્ધને માને છે તેમ જૈનો તીર્થંકરને માને છે. પૃથ્વીના પાપભારને ટાળવા, સદ્ધર્મના પવિત્ર પ્રકાશવડે અંધકારને નિવારવા, કલ્પે કલ્પે તીર્થંકરો જન્મે છે, માતાના ગર્ભમાં એ આવે છે ત્યારે તીર્થંકરની માતાઓ શુભ સ્વપ્નો જુવે છે. તીર્થંકરોના અવતાર અને જન્માભિષેક સમયે તેમજ દીક્ષા, કેવળજ્ઞાનપ્રાપ્તિ અને નિર્વાણસમયે પણ ઇંદ્રાદિ દેવોના સમૂહો એમને વાંદવા તથા મહોત્સવો યોજવા આવે છે. આ પ્રકારની પંચ મહાકલ્યાણરૂપ પૂજા (અર્હા) પ્રાપ્ત થવાથી તીર્થંકર "અર્હત્" નામથી પણ ઓળખાય છે.

તીર્થંકર, અનંતદર્શન, જ્ઞાન, સુખ, વીર્યરૂપ અથવા અપાયાપગમાદિ ચાર અતિશયોના અધિકારી હોય છે.

"અપાયાપગમાતિશય"-તીર્થંકર ભગવાનને કોઈ પણ પ્રકારનો ક્લેશ મુંઝવી શકતો નથી. "જ્ઞાનાતિશય"-સંસારના સમસ્ત વ્યાપારો એમના જ્ઞાનમાં પ્રતિફલિત થાય છે "પૂજાતિશય"-ત્રણ જગતના જીવો મનુષ્ય, તિર્યંચ ને દેવો-સઘળા જીવો એમને પૂજે છે. "વચનાતિશય"-તીર્થંકરોનો ઉપદેશ સૌને રૂચે છે. સૌને સમજાય છે અને સૌનુ કલ્યાણ કરનારો હોય છે.

તીર્થંકર સાક્ષાત્ ભગવાન અથવા પ્રત્યક્ષ ઇશ્વર છે જૈન સાહિત્યમાં તીર્થંકરોના રૂપ, ગુણ અને ઐશ્વર્યસંબંધી પુષ્કળ વર્ણન છે. તીર્થંકર, જન્મથી જ મતિ, શ્રુત અને અવધિ જ્ઞાનધારી હોય છે (૧) જન્મથી જ એમનુ શરીર અપૂર્વ કાંતિવાળુ હોય છે. મલિનતા એમનાથી દૂર દૂર જ રહે છે. પુષ્પમાંથી પરાગ વહે એમ તીર્થંકર ભગવાનના દેહમાંથી સુવાસ વહે છે (૨) તીર્થંકરના નિશ્વાસમાં પણ ઘણી મધુરતા તથા સૌરભતા ભરી હોય છે. (૩) એમના દેહના રક્ત, માસ વિશુદ્ધ તથા સફેદ હોય છે. (૪) કેવળજ્ઞાન પામ્યા પછી એમનો ઉપદેશ સાંભળવાની પ્રાણીમાત્રને તાલાવેલી જાગે છે આ ઉપદેશ-સભા સમવસરણના નામથી ઓળખાય છે. (૫) સમવસરણમાં દેવ, મનુષ્ય અને તિર્યંચો પણ આવે છે. સૌ પોતપોતાનાં સ્થાને બેસે છે અને ઉપદેશ સાંભળે છે. (૬) તીર્થંકરની ભાષા પશુ-પ્રાણી પણ સમજે છે. એમની વાણીમા રસ, માધુરી તથા અર્થ ભરી રહે છે. (૭) અર્હત્ દિવ્ય ભામંડળથી વિભૂષિત હોય છે (૮) જ્યાં જ્યાં તેઓ વિહરે છે ત્યાં ત્યાં રોગ (૯) વેર (૧૦) દુર્વિપાક (૧૧) મહા મારી (૧૨) અતિવૃષ્ટિ (૧૩) અનાવૃષ્ટિ (૧૪) દુર્ભિક્ષ

અને (૧૫) રાજ-અત્યાચાર વિગેરે રહી શકતાં નથી. તીર્થંકર ભગવાનના આગમનની સાથે જ દેશમા સર્વત્ર શાંતિ, ઐશ્વર્ય અને સદ્‌ભાવ વિલસે છે (૧૬) તીર્થંકરોની આગળ આગળ એક ધર્મચક્ર ચાલે છે. (૧૭) એમના દૃષ્ટિપાત માત્રથી ચારે દિશામાં રહેલા પ્રાણીઓ જાણે કે ભગવાનની સામે જ બેઠા હોય એમ અનુભવે છે (૧૮) વૃક્ષો પણ એમને નમે છે. (૧૯) ઓતરફ દિવ્ય દુંદુભિનો નાદ સંભળાય છે (૨૦) એમને માર્ગમાં જતાં કંઇ અંતરાય ન નડે. (૨૧) એમની આસપાસ શીતળ સુરભિ અને મૃદુ પવન વહે. (૨૨) પક્ષીઓ એમની આસપાસ કલ્લોલ કરે. (૨૩) દેવો એમની ઉપર પુષ્પવર્ષા કરે. (૨૪) સુગંધમય વર્ષાથી ધરતી પણ સુશીતળ રહે (૨૫) કેશ કે નખ એમને ન ઉગે. (ન વધે). (૨૬) દેવો હંમેશા એમની આજ્ઞામાં હાજર રહે. (૨૭) ઋતુઓ પણ હમેશાં અનુકૂળ રહે. (૨૮) સમવસરણમાં અનુક્રમે ત્રણ ગઢ રહે. (૨૯) એમના પગના સ્પર્શે સુવર્ણ-કમલ વિકાસ પામે. (૩૦) ચામર (૩૧) રત્નાસન (૩૨) ત્રણ આતપત્ર (૩૩) મણિમંડિત પતાકા અને (૩૪) દિવ્ય અશોકવૃક્ષ એમની સાથે જ રહે

તીર્થંકરરૂપી સાક્ષાત્ ઇશ્વરને લક્ષીને જ જૈનો પંચ-પરમેષ્ઠી નમસ્કારમાં અરિહંતને પહેલું સ્થાન આપે છે.

"नमो अरिहंताण"—અર્હંતને નમસ્કાર.

ઘાતિકર્મના ક્ષયથી મનુષ્ય જીવન્મુક્ત થાય. સામાન્ય કેવળી અને તીર્થંકર એ બન્ને જીવન્મુક્ત અને સર્વજ્ઞ હોય, છતાં દેહનો સંબંધ રહે જીવન્મુક્ત દેહની પરવા ન રાખે. ઉપર કહ્યુ તેમ એ દેહ હજારો સૂર્યનાં કિરણની જેમ ઉજ્વળ

અને પવિત્ર હોય. એ પછી જે દિવસે અઘાતિકર્મનો ક્ષય થાય તે દિવસે પાર્થિવ દેહ પણ ખરી પડે. એ અનિર્વચનીય અવસ્થાને જીવની પરા મુક્તિ કહી શકાય. જીવનની સાંસારિક આયુમર્યાદા તે દિવસે પૂરી થાય છે દેહની નિત્ય પરિવર્તન-શીલ ઉપાધિ ટળી જાય છે ઉચ્ચ-નીચ ગોત્રની બેડી પણ એ દિવસે તૂટી જાય છે. અઘાતિકર્મનો ક્ષય થતાં જ આત્મા સંપૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત કરે છે. આ મુક્તિ જ પ્રાણીમાત્રનો સ્વભાવ અને પ્રાણી માત્રની છેલ્લી પરિણતિ અથવા ઉન્નતિ છે. અઘાતિકર્મના ક્ષય પછી સામાન્ય કેવળી અને તીર્થંકર એક જ પ્રકારનું મુક્તિપદ પામે છે. સમાજમાં સામાન્ય કેવળી કરતાં તીર્થંકર ભગવાન અધિક પૂજનીય મનાય છે, પણ મુક્તિપદ પામ્યા પછી સામાન્ય કેવળી અને તીર્થંકર વચ્ચે કોઇ પ્રકારનો ભેદ રહેતો નથી. મુક્તિપુરીમા એ બન્ને સમાન છે. બન્ને મુક્ત છે. આ રીતે મુક્તિપદને પામેલા સર્વજ્ઞોને જૈનો સિદ્ધના નામે ઓળખે છે.

> णट्ठट्ठकम्मदेहो, लोयालोयस्स जाणओ दट्ठा ।
> पुरिसायारो अप्पा, सिद्धो झाएह लोयसिहरत्थो ॥ દ્રવ્યસંગ્રહ ૫૧

આઠ પ્રકારના કર્મને આભારી એવું શરીર સિદ્ધપુરૂષોને નથી હોતુ સિદ્ધ લોકાલોકના દ્રષ્ટા તથા જ્ઞાતા હોય છે. નિશ્ચયનય પ્રમાણે સિદ્ધો સંપૂર્ણ વિદેહ છતાં વ્યવહારવશતઃ તેઓ પુરૂષાકાર, આત્મપ્રદેશ માત્ર હોય છે. પુરૂષાકાર, એ આત્મપ્રદેશઃ એમના છેલ્લા પાર્થિવ શરીરની અપેક્ષાએ કિંચિત્ ન્યૂન ૨/૩ હોય છે લોકાકાશના શિખરે સિદ્ધપુરૂષો રહે છે.

સિદ્ધને સંસારમા પાછું આવવાપણુ નથી. જ્ઞાન, દર્શન વીર્ય અને સુખ એ અનંત ચતુષ્ટયમાં જ સિદ્ધ રમણુ કરે છે, કારણ-કાર્યની પરંપરા સાથેનો એમનો સંબંધ છેક છૂટી જાય છે. દુઃખથી ભરેલા સંસારથી એ અતિ દૂર નીકળી જાય છે. લોકાકાશની ઊંચામાં ઊંચી સીમા ઉપર, શાંતિમય "સિદ્ધશીલા" ઉપર સિદ્ધો સ્વભાવ અવસ્થામાં રહે છે. ભવ-યંત્રણા એમને સ્પર્શી શકતી નથી. કર્મ-કારાગાર-લોકાકાશ, સિદ્ધોથી બહુ-બહુ દૂર રહી જાય છે. લોકાકાસની ઉપર, લોકાકાશની સામે જ - ચિરનિસ્તબ્ધ, અનિર્દેશ્ય, ચિર સ્થિર અનત અલોક છે.

સિદ્ધો (૧) સમ્યક્ત્વના અધિકારી છે. (૨) અનંત જ્ઞાનના અધિકારી છે. લોક કે અલોકને વિષે એવી કોઇ વસ્તુ નથી કે જે એમના જ્ઞાનનો વિષય ન બને (૩) અનંત દર્શનના અધિકારી છે. (૪) 'અનંતવીર્ય' એટલે કે અનંત પદાર્થો અને દ્રવ્યપર્યાયો, જ્ઞાન અને દર્શનમા ધારણ કરવા છતાં સિદ્ધોને કઇ શ્રમ નથી લાગતો. (૫) તેઓ નિરતિશય સૂક્ષ્મ હોય છે. ઇન્દ્રિયથી અગોચર છે. (૬) એક દીપશિખામાં બીજી શિખા જેમ સ્હેજે મળી જાય છે તેમ એક સિદ્ધના સ્થાનમાં બીજા સિદ્ધો પણ સમાઇ શકે છે. એને અવગાહના કહેવામાં આવે છે. સિદ્ધો પરસ્પરને બાધ કરતા નથી. (૭) એ અગુરૂલઘુ હોય છે. સિદ્ધશીલા ઉપર સ્વભાવે રહે છે. (૮) સિદ્ધનો આઠમો ગુણ અવ્યાબાધ છે. પાર્થિવ ક્ષણભંગુર સુખદુઃખનુ નામનીશાન પણ નથી રહેતુ. મતલબ કે સિદ્ધો અનંત, અનવચ્છિન્ન, અપરિવર્તિત, અસીમ આનંદની વચ્ચે વસે છે.

વેદપથી તત્ત્વદર્શી પુરૂષો ધનધાન્યાદિ ઐહિક સુખની કામનાર્થી બ્રહ્મચિંતા નથી કરતા. બૌદ્ધો પણ સાંસારિક કામનાની પરિતૃપ્તિ અર્થે બુદ્ધની ઉપાસના નથી કરતા. તે જ પ્રમાણે જૈનો પણ પાર્થિવ ભોગની આશાએ અર્હત્પૂજન, ઉપાસના નથી કરતા વેદપંથીઓમા કેટલાકો ઐહિક લાભની લાલચે જૂદા જૂદા દેવોની ભક્તિ કરે છે. બૌદ્ધોમાં પણ કેટલાક એવા દેવો છે અને જૈનોએ પણ દેવ-દેવી સ્વીકાર્યા છે પણ વસ્તુત આત્મોન્નતિ અર્થે જેમ વેદપથીઓ બ્રહ્મ-પૂજા કરે છે તે જ પ્રમાણે જૈનો આત્મોત્કર્ષ સાધવાના હેતુથી જ અરિહંત, સિદ્ધ આદિનુ ધ્યાન ધરે છે, એ જ આશયથી પૂજા અર્ચના ઉપાસના કરે છે. તીર્થંકરો કંઇ ઐહિક સુખ નથી આપતા. તેઓ તો સિદ્ધશિલા ઉપર રહે છે. સાસારિક વિષયોની સાથે એમને કોઇપણ પ્રકારનો લગીરે સબધ નથી હોતો. એટલે તેઓ ચમત્કાર કરી બતાવે એવી આશા તો કોઇ ન જ રાખે. તીર્થંકરો તથા સિદ્ધિને વરેલા મહાપુરૂષોના ગુણ ગાવાથી, એ ગુણોની પાસે જવાય, એ ગુણો પોતાનામાં પ્રવેશે અને એ રીતે આત્માનુ કલ્યાણ થાય એમ જૈનો માને છે. સિદ્ધો એક ઉજ્જ્વલ આદર્શરૂપ છે. એ આદર્શનું ધ્યાન ધરવાથી બંધ-દશા ભોગવતો જીવ પણ મુક્તિનો માર્ગ પામે. જૈન-ઉપાસ-નાનું આ ગુહ્ય રહસ્ય છે. એટલે જ જૈનો ભક્તિભાવ-પૂર્વક નવકાર મંત્ર ઉચ્ચારતા કહે છે કે—

"नमो सिद्धाणम्" સિદ્ધ ભગવાનને નમસ્કાર.

ઇશ્વરસબધી જૈન સિદ્ધાંત સમજવામાં ઉપરોક્ત વિવેચન કંઈક સહાય કરશે, જૈનોના આ સિદ્ધાંતમાં શંકા

કે અશ્રદ્ધાને મુદ્દલ સ્થાન નથી. એમાં ગંભીર ગવેષણા અને તત્ત્વવિચાર સમાયેલાં છે, એ વાતનો કોઈ અસ્વીકાર નહીં કરે. જૈનોને નિરીશ્વરવાદી કહેવામાં આવે છે તે ખોટું છે. મીમાંસકોની જેમ જૈનો ખુલ્લી રીતે ઈશ્વરનો અસ્વીકાર નથી કરતા બીજા દર્શનોની સાથે જૈનદર્શન પણ કેટલીક સમાનતાઓ ધરાવે છે દાખલા તરીકે સાંખ્યો પણ "मुक्तात्मन प्रशंसा उपासना सिद्धस्य वा" એમ કહે છે. શ્રુતિમાં પણ જે ઠેકાણે स हि सर्ववित् सर्वकर्त्ता એમ કહેવામાં આવ્યુ છે તે પણ મુક્તાત્માને લક્ષીને જ છે, એ વાત સમજાય એવી છે સાંખ્ય-સાથેની જૈન દર્શનની આ એક સમાનતા છે.

યોગાચાર્ય પણ કહે છે કે ઇશ્વર સર્વજ્ઞ છે. એનું ધ્યાન કરવાથી આત્મોન્નતિ થાય. એ ધર્મોપદેષ્ટા પણ છે

વેદાન્ત પણ કહે છે કે મુક્ત જીવ એ જ ઇશ્વર. એ જ બ્રહ્મપદવાચ્ય છે.

નૈયાયિકોને કહેવું પડે છે કે ઇશ્વર સર્વજ્ઞ છે.

જે કોઈ જૈનદર્શનનો ઇશ્વર સબંધી સિદ્ધાંત શાંત -તટસ્થભાવે વિચારશે તેને જૈનદર્શન ભારતવર્ષનું એક સુપ્રાચીન દર્શન છે એમ લાગ્યા વિના નહીં રહે. બૌદ્ધ-દર્શન પછીનુ જૈનદર્શન છે એમ તો ન જ કહેવાય, પણ બુદ્ધનુ સમકાલીન છે એમ કોઇ કહે તો પણ બરાબર નથી. ભૂતકાળના કોઈ એક અજાણ્યા યુગમાં, ભારતવર્ષને વિષે ઇશ્વરસબંધી જે વિવિધ સિદ્ધાંત પ્રચાર પામ્યા હતા તે વખતે-એટલે કે ધુમસ અને અંધકારથી ઉભરાતા પ્રાચીન કાળના વાતાવરણ વચ્ચે જૈનદર્શને ઇશ્વરસબંધી એક નવો જ સિદ્ધાંત-નવોજ પ્રકાશ વિશ્વને આપ્યો હતો.

# જૈન દર્શનમાં કર્મવાદ

કર્મવાદ એટલે શું ? કર્મની સાથે ચોક્કસ ફળનો અચ્છેદ્ય સંબધ એનું નામ કર્મવાદ. પૃથ્વીના બધા ભાગોમાં બધા દર્શનકારોએ પોતાની પ્રરૂપણામાં કર્મવાદ સ્વીકાર્યો છે. પરંતુ ભારતીય દર્શનોમાં એણે એક ખાસ સ્થાન રોક્યું છે. ભારતીય દર્શનો ભલે પરસ્પરથી જૂદા પડતાં હોય, પણ પ્રત્યેક દર્શન કર્મનું અમોઘત્વ કબૂલ કરે છે. પૂર્વ મીમાંસા પરબ્રહ્મનો વિચાર નથી કરતું એટલે ઉત્તર મીમાંસાથી એ જૂદું પડી જાય છે. આત્માની વિવિધતાનો સ્વીકાર કરી સાંખ્ય તથા યોગદર્શન વેદાંતનો વિરોધ કરે છે. આત્માને વિષે ગુણાદિનો આરોપ કરી ન્યાય તથા વૈશેષિક દર્શન, સાંખ્ય તથા યોગ મતની સામે થાય છે. આત્માના ગુણો આત્માની સાથે જ સંકળાએલા છે અને જૂદા જૂદા ગુણ-પર્યાયોને વિષે આત્મા પોતે જ પ્રકાશ પામે છે એમ કહી જૈન દર્શન, ન્યાય અને વૈશેષિક મતના દોષ દાખવે છે. બૌદ્ધ

દર્શન નિત્ય સત્ય એવા આત્માનું અસ્તિત્વ જ સ્વીકારતું નથી. આવી અનેકવિધ ભિન્નતા અને વિરૂદ્ધતા હોવા છતાં કર્મવાદ વિષે બધા પ્રાય. એકમત છે—અર્થાત્ મનુષ્ય જે કઇ વાવે એનાં જ ફળ મેળવે એ સંબધે ભારતીય દર્શનો પૈકી કોઇનો વિરોધ નથી. મુસલમાનો અને ખ્રીસ્તીઓમાં જે કરૂણાવાદ ( Doctrine of grace ) તથા બીજાએ આચરી શકાય એવો પ્રાયશ્ચિત્તવાદ ( Doctrine of vicarious Atonement ) પ્રચલિત છે તે પ્રાચીન ભારતમાં અજાણ્યો હતો એમ કદાચ કહી શકાય. સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્રના પ્રભાવથી જુનાં-પ્રાક્તન કર્મોના ફળ રોકી શકાય અને નવાં કર્મ તથા તેની સાથે સંબંધ ધરાવતાં દુ ખમય જન્મ –મરણાદિનું પણ નિવારણ થઇ શકે: એ આપણી ભારતીય માન્યતા છે પ્રાક્તન કર્મમાં એક અલક્ષ્ય શકિત છે, એ વાતનો કોઇએ અસ્વીકાર નથી કર્યો. કર્મનું ફળ એવું તો દુરતિક્રમણીય છે કે કેવળી ભગવાનને પણ પોતાનાં પૂર્વનાં કર્મો ભોગવવા સારૂ દેહ રૂપી કારાગારમાં કેટલોક વખત પૂરાઈ રહેવું પડે છે. શાસ્ત્રોમાં એવી મતલબના કેટલાય ઉલ્લેખો છે. એક વેદપથી કવિ શિહલન મિશ્ર કહે છે કે:

आकाशमुत्पततु गच्छतु वा दिगन्त-
 मम्भोनिधिं विशतु तिष्ठतु वा यथेष्टम् ॥
जन्मान्तरार्जितशुभाशुभकृन्नराणाम्
 छायेव न त्यजति कर्मफलानुबन्धि ॥ શાંતિશતકમ્, ૮૨,

આકાશમાં ઉડીને જાઓ, દિશાઓની પેલી પાર જાઓ, દરીયાના તળીયે જઇને બેસો, મરજીમાં આવે ત્યા જાઓ, પણ જન્માંતરને વિષે જે શુભાશુભ કર્મ કર્યાં હોય છે તેનાં

ફળ તો છાયાની જેમ તમારી પાછળ પાછળ જ આવવાનાં. એ તમારો ત્યાગ નહીં કરે.

મહાત્મા બુદ્ધે પણ પોકારી પોકારીને કહ્યું છે.

न अन्तलिक्खे न समुद्दमज्झे
न पब्बतान विवर पविस्स ।
न विज्जती सो जगति प्पदेसो
यत्थट्ठितो मुञ्चेऽय्य पापकम्मा ॥ ધમ્મપદ ૯-૧૨.

અંતરિક્ષમાં જાઓ, સમુદ્રની અંદર સમાઓ, પર્વતની ગુફામા ભરાઓ, પણ જગતની અંદર એવો કોઈ પ્રદેશ નથી કે જ્યાં આગળ પાપકર્મનુ ફળ તમારે ભોગવવુ ન પડે.

જૈનાચાર્ય શ્રી અમિતમતિ કહે છે.

स्वयकृत कर्म यदात्मना पुर.
फलं तदीय लभते शुभाशुभम् ॥
परेण दत्तं यदि लभ्यते स्फुट
स्वय कृत कर्म निरर्थकं तदा ॥ સામાયિક પાઠ. ૩૦

પૂર્વે જે કર્મો પોતે કર્યાં હોય તેનાં શુભ-અશુભ ફળ જીવને ભોગવવા જ પડે. જો બીજાનાં કરેલાં કર્મોનાં ફળ આપણને ભોગવવાં પડતાં હોય તો પછી આપણે પોતે કરેલાં કર્મોનો કઈ અર્થ જ નથી રહેતો.

કર્મની સત્તા ઘણી પ્રબળ છે, કોઇનું ત્યાં ચાલી શકતું નથી. આ કર્મ શું છે અને કર્મની સાથે કર્મફળનો શું સંબધ છે તે ટુંકામા અહીં બતાવવાનો ઉદ્દેશ છે.

પૂર્વ મીમાંસા દર્શનમાં કર્મકાંડ સંબધે પુષ્કળ વિવેચન છે, પણ વેદવિહિત કર્મનાં ફલ રૂપે સ્વર્ગાદિ મેળવી શકાય એ સિવાય મીમાંસા-દર્શનને બીજું કંઈ ખાસ કહેવા-

પણું હોય એમ નથી લાગતુ કર્મના સ્વભાવ તથા પ્રકૃતિ વિષે મીમાંસાદર્શને સ્પષ્ટીકરણ કરવાની તકલીફ નથી લીધી. એટલે અહીં મીમાંસાદર્શનના ગુંચવણભર્યા વિસ્તારમાં માથું મારવાનું આપણે કંઈ ખાસ પ્રયોજન નથી. एकमेवाद्वितीयम् —બ્રહ્મ પદાર્થના સ્વરૂપના નિર્ણય પાછળ વેદાન્ત દર્શન એવું તો ઘેલુ બન્યુ છે કે વિચારવમળમાથી બહાર નીકળી શકતુ નથી, કર્મના સ્વભાવનો નિર્ણય કરવાનો વેદાન્ત દર્શનને જરાય અવકાશ નથી. સાંખ્ય તથા યોગદર્શનના સંબંધમાં પણ એમ જ કહી શકાય વૈશેષિક દર્શન પણ કર્મની તાત્ત્વિક આલોચના નથી કરતુ. કર્મની સાથે કર્મના ફળોનો અચ્છેદ્ય સબંધ છે અને પ્રાક્તન કર્મના પ્રતાપે જ જીવ વર્તમાન અવસ્થા ભોગવે છે, એ વાત બધા દર્શનો મંજુર રાખે છે, પણ રીતસર એનો વિચાર કોઇએ કર્યો નથી

ન્યાયદર્શને કર્મના સ્વરૂપનો નિર્ણય કરવા કંઈક પ્રયત્ન કર્યો છે. બૌદ્ધ ધર્મના મૂળમાં કર્મતત્ત્વ જ મુખ્ય છે એમ કહીએ તો ચાલે. જૈનદર્શનમાં કર્મની પ્રકૃતિ અને ભાંગાના સબંધમાં ખૂબ વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યુ છે. આપણે અહી ન્યાય, બૌદ્ધ તથા જૈન એ ત્રણ દર્શનોની તુલનાત્મક ચર્ચા કરવાનો પ્રયત્ન કરીએ

કર્મની સાથે કર્મફળનો સંબધ શી રીતે જોડાયો એ પ્રશ્ન ન્યાયદર્શનકારને જરૂર ઉદ્દભવ્યો હતો. કર્મ પુરૂષકૃત છે એ વાતની એમને જાણ હતી. કર્મનુ ફળ હોવું જ જોઇએ એની ગૌતમે ના નથી પાડી પણ ઘણીવાર પુરૂષકૃત કર્મ નિષ્ફળ જતાં હોય, એમ પણ એમને લાગેલું. અહીં એક મુંઝવણ ઉભી થઈ પુરૂષકૃત કર્મ પોતે કર્મનું ફળ શી

રીતે આપી શકે એવો ગૌતમના મનમાં સ્વાભાવિક રીતે જ એક પ્રશ્ન ઉદ્ભવ્યો. કર્મની સાથે કર્મ–ફળનો ઘણીવાર સંબંધ નથી દેખાતો તેનું સમાધાન કરવા જતાં એમણે કર્મ અને કર્મફળની વચ્ચે, કર્મથી જૂદું જ એક કારણ ઉમેર્યું. એમને કહેવુ પડ્યું કે

इश्वरः कारण पुरुषकर्म्माफलस्य दर्शनात् ॥

न पुरुषकर्म्माभावे फलानिष्पत्तेः ,,

तत्कारितत्वादहेतु· ન્યાયસૂત્ર, ૪, ૧, ૧૯, ૨૧.

"કર્મના ફળમા ઈશ્વર જ કારણુ છે. પુરૂષકૃત કર્મ ઘણીવાર નિષ્ફળ જતાં જણાય છે. પુરૂષકૃત કર્મના અભાવે કર્મના ફળની ઉત્પતિ સભવતી નથી, એટલે કર્મ જ ફલના કારણરૂપ છે, એમ જો કોઈ કહે તો એ બરાબર નથી. કર્મ-ફળનો ઉદય ઇશ્વરને આભારી છે. એટલા સારૂ ફળનું એક માત્ર કારણુ કર્મ જ છે, એમ કહી શકાય નહીં"

ગૌતમસમ્મત કર્મવાદ સંબધે આટલુ સમજી શકાય છે કે કર્મફળ એ પુરૂષકૃત કર્મને આધીન છે એ વાત તે સ્વીકારે છે. પણુ કર્મ જ કર્મફળનું એક માત્ર અને અદ્વિતીય કારણુ છે એ વાત એમને મજુર નથી. એમની કહેવાની મતલબ એ છે કે જો કર્મફળ એક માત્ર કર્મને જ આધીન હોય તો પછી પ્રત્યેક કર્મ ફળવાળુ દેખાવું જોઇએ. કર્મફળ કર્મને આધીન છે એ વાત બરાબર છે. પરન્તુ કર્મના ફળનો અભ્યુદય કર્મને એકલાને આભારી નથી, પુરૂષકૃત કર્મ ઘણી-વાર નિષ્ફળ નીવડતું દેખાય છે આ પરથી એટલું સિદ્ધ થાય છે કે કર્મફળના વિષયમાં કર્મ સિવાય એક કર્મફળ નિયંતા ઈશ્વર પણુ છે. નૈયાયિકો અહીં વૃક્ષ અને બીજનો

દાખલો રજુ કરે છે. વૃક્ષ બીજને આધીન છે એ વાત કબુલ રાખીએ, અને એ જ નિયમે કર્મફળ કર્મને આભારી છે એ વાત સ્વીકારીએ, પરન્તુ વૃક્ષની ઉત્પત્તિ એકલા બીજની અપેક્ષા નથી રાખતી, હવા–પાણી–પ્રકાશ વિગેરેની જરૂર રહે છે. કર્મફળની બાબતમાં પણ એ જ પ્રમાણે ઈશ્વરની જરૂર રહે છે.

ન્યાયદર્શનનો મૂળ અભિપ્રાય એ છે કે ઇશ્વર કર્મથી જૂદો છે, પણ કર્મની સાથે ફળની યોજના કરી દે છે. પરન્તુ ઈશ્વર આવી બાબતમા માથું મારે એ વાત ઘણા દાર્શનિકોને પસંદ નથી. તેઓ તેનો અસ્વીકાર કરે છે. પ્રાચીન ન્યાયમાં, કર્મ અને કર્મફળવાદની યુક્તિ ઉપર જ ઈશ્વરનું અસ્તિત્વ આધાર રાખી રહ્યું છે. નવા નૈયાયિકો એ યુક્તિ વિષે બહુ આસ્થા નથી રાખતા કર્મની સાથે ફળને જોડવા સારૂ ઇશ્વરનો સ્વીકાર કરવો તેને બદલે ફળને સંપૂર્ણ કર્માધીન માનવુ, અર્થાત્ કર્મ પોતે જ પોતાનાં ફળ ઉપજાવે છે એ નિર્ણય માનવો વધારે ઠીક લાગે છે. બૌદ્ધ દાર્શનિકો એ જ અભિમત ઉચ્ચારે છે.

કર્મને લીધે જ આ સંસાર પ્રવાહ વહે છે, બીજા દર્શનકારોની જેમ બૌદ્ધ દર્શન પણ એ વાત માન્ય રાખે છે, પરન્તુ ગૌતમના અને બુદ્ધના કર્મ વચ્ચે થોડો ફેર છે. બૌદ્ધો કર્મ કોને કહે છે તે સમજવા સારૂ સંસારનું સ્વરૂપ પહેલાં સમજી લેવું જોઈએ. બૌદ્ધ માન્યતા પ્રમાણે સસાર એટલે એક અનાદિ, અનન્ત, નિઃસ્વભાવ ધારાપ્રવાહ બુદ્ધદેવ એક સ્થળે કહે છે.

"અજ્ઞાનમાથી સંસ્કાર જન્મે, સસ્કારમાંથી વિજ્ઞાન; વિજ્ઞાનમાંથી નામ અથવા ભૌતિક દેહ, નામ અથવા ભૌતિક દેહમાંથી ષટ્ક્ષેત્ર; ષટ્ક્ષેત્રમાથી ઈન્દ્રિયો અથવા વિષયો અને વિષયો અથવા ઇન્દ્રિય સસ્પર્શમાંથી વેદના ઉપજે વેદનામાંથી તૃષ્ણા, તૃષ્ણામાથી ઉપાદાન. ઉપાદાનમાંથી ભવ, ભવમાથી જન્મ, જન્મમાંથી વાર્દ્ધક્ય, મરણ, દુ:ખ, અનુશોચના, યાતના ઉદ્વેગ અને નૈરાશ્ય વિગેરે જન્મે દુ ખ તથા યંત્રણાની ઘટમાળ એ જ રીતે ફરતી રહે"

બૌદ્ધમત પ્રમાણે સંસાર એક પ્રવાહ છે. અજ્ઞાનમાથી સંસ્કાર, સસ્કારમાંથી વિજ્ઞાન, વિજ્ઞાનમાંથી નામ અથવા ભૌતિક દેહ, પછી ષટ્ક્ષેત્ર, વિષયો, વેદના, તૃષ્ણા, ઉપાદાન, ભવ, જન્મ, જરા, મૃત્યુ, વગેરે ક્રમબદ્ધ જન્મે છે. પારિભાષિક શબ્દો બાદ કરીને જોઈએ તો ટુંકામાં બૌદ્ધ મત અનુસાર સસાર એક નિરતર, એકધારો વહેતો વિજ્ઞાન પ્રવાહ છે.

એ ઉપરથી, બૌદ્ધો જ્યારે સસારને કર્મમૂલક કહે છે ત્યારે એમનો શું આશય હોય છે, એટલે કે કર્મ કોને કહે છે તે બરાબર સમજાશે કર્મ એટલે પુરૂષકૃત 'કર્મ' માત્ર એમ કહેવાનો એમનો ઉદ્દેશ નથી. નિયમના અર્થમાં કર્મનો ઉપયોગ તેઓ કરે છે બૌદ્ધ માન્યતા પમાણે કર્મ એટલે જગદ્વ્યાપી Law. એને બીજુ નામ આપવુ હોય તો "કાર્યકારણભાવ" પણ કહી શકાય. એ નિયમની પાસે જગતના બધા ભાવો, પદાર્થો, અને વ્યાપારો માથું નમાવે છે. એના વડે જ સસાર ચાલે છે. સંસાર એ નિયમની ઉપરજ પ્રતિષ્ઠિત છે,

ફલોત્પત્તિના વિષયમાં બૌદ્ધોનુ મન્તવ્ય જોઈ લઇએ. તેઓ કહે છે કે કર્મ સ્વાધીન છે, ઈશ્વરની કે બીજા કોઇની વચમાં જરૂર નથી. કર્મ પોતે જ ફળ ઉપજાવી શકે છે. એક માણસ ચોરી કરે એટલે ચોરીના પ્રતાપે, ચોરીના ફળરૂપે એ પોતે ચોર બની જાય. ન્યાય મત પ્રમાણે ચોરી (ચૌરકર્મ)ની સાથે ઇશ્વર ચૌર ભાવ (ચોગ્યપણાનો) એટલે કે ફળનો સંબધ યોજે છે બૌદ્ધ દર્શન કહે છે કે ચૌર કર્મ જ ચૌરભાવ ઉપજાવે છે. ચોરી એક વિજ્ઞાન છે, ઉત્પત્તિની બીજી જ પળે એ વિજ્ઞાન, સતત એકધારા વહેતા વિજ્ઞાન પ્રવાહમાં મળી ગયું, ચૌર કર્મ રૂપી સંસ્કાર બાકી રહી ગયો એ સસ્કારમાથી બીજી જ પળે વિજ્ઞાન જન્મ્યું. એ ચૌર ભાવ આ બીજી પળનું વિજ્ઞાન. મતલબ કે પૂર્વક્ષણનુ વિજ્ઞાન ચૌર કર્મ, પરક્ષણના વિજ્ઞાન ચૌર ભાવનું ઉત્પાદક બન્યુ

સંક્ષેપમાં બૌદ્ધ દર્શનનો સિદ્ધાત આટલો જ છે કે કર્મ એટલે કેવળ પુરૂષકૃત કર્મ જ નહીં, કર્મને લીધે સંસારનો પ્રવાહ ધપે છે. બીજું ફળના સબધમાં કર્મ સંપૂર્ણ સ્વાધીન છે. ઇશ્વરની કે બીજા કોઇની દખલગીરીની જરૂર નથી.

કર્મની પ્રકૃતિ અને વ્યાપારના વિષયમાં બૌદ્ધ દર્શન અને જૈન દર્શન વચ્ચે દેખીતી રીતે બહુ પ્રભેદ નથી લાગતો. જૈન મત પ્રમાણે કર્મ એટલે પુરૂષકૃત પ્રયત્ન માત્રજ નથી. કર્મ એક વિરાટ-વિશ્વવ્યાપી વ્યાપાર છે. એને લીધે જ સંસાર પ્રવાહ ચાલે છે. ફળની બાબતમા જૈનો કહે છે કે કર્મ સપૂર્ણ સ્વાધીન છે. વચમા ઇશ્વરની કંઈ જરૂર નથી. પુરૂષકૃત કર્મ કોઈવાર અફળ જતું જણાય તો પણ

વચ્ચે ઈશ્વરને સંડોવવાની જરૂર નથી. કારણ કે કર્મનું ફળ તો અવશ્ય મળવાનું જ છે. ફળમાં કદાચ થોડી વધારે વાર પણ લાગે. પરંતુ કર્મનુ ફળ ન મળે એવુ તો કદાપિ ન બને. વખતે પાપી માણસ પણ સુખી દેખાય, અને સારો માણસ અસુખી જણાય. પરંતુ એટલા ઉપરથી કર્મનાં ફળ મળતાં જ નથી એમ સિદ્ધ નથી થતુ એક જૈનાચાર્યે કહ્યુ છેઃ

"या हिंसावतोपि समृद्धि, अर्हत्पूजावतोपि दारिद्रयाप्ति. सा क्रमेण प्रागुपात्तस्य पापानुबन्धिनः पुण्यस्य, पुण्यानुबन्धिनः पापस्य च फलम् । तद् क्रियोपात्त तु कर्म जन्मान्तरे फलिष्यति इति नात्र नियतकार्यकारणभावव्यभिचार ॥

હિંસક મનુષ્યની સમૃદ્ધિ અને અર્હત્પૂજાપરાયણ પુરૂષની દરિદ્રતા જે તમને દેખાય છે તે અનુક્રમે પૂર્વે કરેલા પાપાનુબધી પુણ્યકર્મ અને પુણ્યાનુબંધી પાપકર્મને આભારી છે હિંસા અને અર્હત્પૂજા એ કર્મ કોઇ કાળે નિષ્ફળ નહી નીવડે. જન્માંતરે પણ એ કર્મનાં ફળ ભોગવવાનાં જ રહે છે. એટલે કે કર્મ અને કર્મ ફળની વચ્ચે કાર્ય કારણ ભાવનો કોઈ પ્રકારનો વ્યભિચાર નથી.

જૈન દષ્ટિએ કર્મનાં ફળ પ્રાણી માત્રને ભોગવવાં જ પડે છે. ફળ ઉપજાવવા માટે વચમાં કર્મફળનિયંતા ઈશ્વર ને કઇ સ્થાન નથી.

ઉપર કહ્યું તેમ દેખીતી રીતે કર્મના સ્વરૂપ તથા વ્યાપારના સબંધમાં બૌદ્ધ દર્શન તેમજ જૈન દર્શન વચ્ચે બહુ પ્રભેદ નથી લાગતો પરંતુ ખરી રીતે તો એ ઉભય વચ્ચે મૌલિક પ્રભેદ જરૂર છે. વાકયોમાં જેટલી સમાનતા છે તેટલી એના અર્થમાં નથી.

બૌદ્ધ મત પ્રમાણે કર્મ એ નિઃસ્વભાવ નિયમ છે. જૈન મત પ્રમાણે કર્મ સસારી જીવના બધનુ કારણ છે. જીવથી એ કર્મ જુદું છે અને તે એક પ્રકારનુ દ્રવ્ય છે. આ કર્મ-દ્રવ્યના આસ્રવને લીધે, અનાદિકાલીન અશુદ્ધતાવશ જીવ બંધાએલો રહે છે. જૈન દર્શન કર્મને કેવળ પુરૂષકૃત પ્રયત્ન નથી માનતું. બૌદ્ધો માને છે તેમ જૈનો એને નિઃસ્વભાવ નિયમ માત્ર પણ નથી માનતા. કર્મ એ વસ્તુત જડ પદાર્થ છે, આત્માની જેમ જ સ્વાધીન અને જીવ-વિરોધી દ્રવ્ય છે. અગ્રેજીમાં જેને Matter કહેવામા આવે છે, લગભગ તેવાજ અર્થમાં જૈન દર્શન કર્મને એક દ્રવ્ય માને છે. જીવનો અને કર્મનો સ્વભાવ એક નથી, વિભિન્ન સ્વભાવ છે. જીવની સાથે મળી જઈને, જીવના બધનુ સસારી અવસ્થાનુ કારણ બને છે, કર્મ ટળી જતાં સસારી જીવ મુક્ત થાય છે. પચાસ્તિકાયમાં કહ્યું છે:

"जीवा पुग्गलकाया अण्णोण्णागाढगहणपडिवद्धा ।
काले विजुज्जमाणा सुहदुक्खं दिंति भुंजति" ॥

"જીવ અને કર્મ પુદ્દગલ પરસ્પરમા ગાઢપણે મળી જાય છે. વખત આવ્યે તે છૂટા પણ પડે છે. જ્યાં સુધી જીવ અને કર્મ પુદ્દગલ સાથે મળી ગએલા હોય છે ત્યાં સુધી કર્મ સુખ દુઃખ આપે અને જીવને એ ભોગવવા પડે."

કર્મના વિષયમાં જૈન દર્શનમાં ખૂબ વિસ્તારથી ચર્ચા કરવામા આવી છે કર્મપુદ્દગલ-સ્વભાવ Material છે, અને કર્મ રૂપી અજીવ દ્રવ્યની સાથે ચૈતન્ય સ્વરૂપ જીવ પદાર્થ શી રીતે મળી જાય છે એ બધી વસ્તુઓ જૈન દાર્શનિકોએ ખૂબીથી વર્ણવી છે. તેઓ કહે છે કે આ વિશ્વ, સૂક્ષ્માતિસૂક્ષ્મ

"કર્મવર્ગણા" નામના કર્મ દ્રવ્ય અને ચેતન સ્વભાવ જીવ પદાર્થ વડે ભરપૂર ભર્યું છે. સ્વભાવત: શુદ્ધ, મુક્ત, બુદ્ધ સ્વભાવ હોવા છતાં જીવ રાગ, દ્વેષમા પડે છે, એટલે પછી કર્મવર્ગણામાં પણ એક એવો અનુરૂપ ભાવાન્તર ઉપસ્થિત થાય છે કે જેને લીધે સમસ્ત કર્મવર્ગણા રાગ દ્વેષથી અભિભૂત બનેલા જીવ પદાર્થમા આશ્રવ પામે અને આશ્રવના પરિણામે જીવ બધાઈ રહે જૈનો શુદ્ધ જીવને શુદ્ધ સલિલની અને કર્મને માટીની ઉપમા આપી કહે છે કે સસારી અથવા તો બધાએલા જીવોને ડહોળા પાણી જેવા સમજવા. ડહોળા પાણીમાથી માટી કાઢી નાખીએ તો પાણી શુદ્ધ અવસ્થાને પામે. તે જ પ્રમાણે સસારી જીવમાંથી કર્મરૂપી મેલ દૂર થઇ જાય તો એ જીવ પણ સ્વાભાવિક, શુદ્ધ મુક્ત બુદ્ધ અવસ્થાને પ્રાપ્ત કરે.

જૈનો કર્મપુદ્ગલને આઠ ભાગમાં વહેચે છે —

(૧) જ્ઞાનાવરણીય કર્મ. આ કર્મ જ્ઞાનને ઢાકી દે છે.

(૨) દર્શનાવરણીય કર્મ. આ જીવના ગુણ-દર્શનને આચ્છન્ન કરી રાખે.

(૩) મોહનીય કર્મ. આ આત્માના સમ્યક્ત્વ અથવા ચારિત્રગુણને દબાવી રાખે.

(૪) અતરાય કર્મ. આ જીવની સ્વાધીન શક્તિની આડે આવે

(૫) વેદનીય કર્મ. આને લીધે જીવ સુખ દુ ખ વેદે

(૬) નામ કર્મ. આ કર્મ જીવની દેવ, મનુષ્ય, તિર્યંચ આદિ ગતિ જાતિ શરીરાદિ રચે.

(૭) ગોત્ર કર્મ. આ કર્મને લીધે જીવ ઉચ્ચ નીચ ગોત્રમાં જન્મે.

(૮) આયુષ કર્મ આ કર્મ જીવનું આયુષ નિર્મે.

જ્ઞાનાવરણીયના પાંચ પ્રકાર છે. દર્શનાવરણીયના નવ પ્રકાર છે. મોહનીયના અઠ્ઠાવીશ પ્રકાર છે. અંતરાય કર્મના પાંચ પ્રકાર છે વેદનીયના બે પ્રકાર છે, નામ કર્મના ત્રાણું પ્રકાર છે, ગોત્ર કર્મના બે પ્રકાર અને આયુષકર્મના ચાર પ્રકાર છે, આ રીતે આઠ પ્રકારના કર્મ–પુદ્‌ગળ ૧૪૮ પ્રકારે વહેંચાઈ જાય છે. જૈન મત પ્રમાણે જીવનો પ્રત્યેક ભાવ અથવા પ્રકૃતિ, કર્મ પુદ્‌ગળજનિત હોય છે. જીવ–શરીરનાં અસ્થિ પણ અસ્થિકર્મ દ્વારા નક્કી થાય છે જૈન શાસ્ત્રોમાં ઉપરોક્ત ૧૪૮ પ્રકારના કર્મનું વિસ્તૃત વર્ણન છે.

જ્ઞાનાવરણીયાદિ અષ્ટવિધ કર્મના, જૈન દાર્શનિકો "ઘાતીય" અને "અઘાતીય" એવા બે ભેદો પાડે છે. એમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મ ઘાતી કર્મ, અને વેદનીય, નામ, આયુષ તથા ગોત્ર એ અઘાતી કર્મ

કર્મ–આશ્રવને લીધે જીવ બંધાય છે. એટલે કે કર્મ બંધ કર્મને અનુસરે છે. બંધની પ્રકૃતિ, ઉપર આઠ પ્રકારની કર્મ પ્રકૃતિ વર્ણવી એને અનુરૂપ છે, બંધની સ્થિતિ કર્મની સ્થિતિ ઉપર આધાર રાખે છે. ક્યા કર્મનો કેટલો સ્થિતિકાળ હોય છે તે પણ જૈન દાર્શનિકોએ બતાવ્યું છે કર્મની તીવ્ર કે મંદ ફળ આપવાની શક્તિ ઉપર બંધના 'અનુભવ' કે 'અનુભાગ' નો આધાર રહે છે.

જૈન દર્શનમાં કર્મને જીવવિરોધી–પુદ્ગલ સ્વભાવી અજીવ દ્રવ્ય માનવામાં આવ્યુ છે. જીવની સાથે એ શી રીતે મળે છે તેનુ સંક્ષિપ્ત વર્ણન ઉપર આવી ગયુ પરન્તુ અહીં એટલું યાદ રાખવુ જોઈએ કે જીવ સાક્ષાત્ સંબંધે કર્મ વિકારના કારણરૂપ નથી; તેમ કર્મ પણ જીવવિકારના કારણરૂપ નથી. કુન્દકુન્દાચાર્ય કહે છે

कुव्वं सगं सहावं अत्ता कत्ता सगस्स भावस्स।

न हि पोग्गलकम्माण इदि जिनवयण मुणेयव्व॥

कम्म् पि सग कुव्वदि सेण सहाबेण सम्ममप्पाण।

આત્મા પોતાના સ્વભાવને અનુરૂપ કર્મ કરતો થકો પોતાના ભાવોનો કર્તા રહે છે. નિશ્ચય દૃષ્ટિએ આત્મા પુદ્ગલ કર્મ સમૂહનો કર્તા નથી. એ જિન વચન છે.

શ્રી નેમિચંદ્રજી આ વિષયમાં વધુ સ્પષ્ટ વાત કહે છે.

पुग्गलकम्मादीण कत्ता ववहारदो दु निच्छयदो।

चेदणकम्माणादा सुद्धनया सुद्धभावाण॥ દ્રવ્યસંગ્રહ. ૮.

વ્યવહાર દૃષ્ટિએ આત્મા પુદ્ગલ–કર્મ સમૂહનો કર્તા છે. અશુદ્ધ નિશ્ચય નય પ્રમાણે આત્મા રાગ દ્વેષાદિ ચેતન કર્મ સમૂહનો કર્તા છે. શુદ્ધ નિશ્ચય નય પ્રમાણે એ સ્વકીય શુદ્ધ ભાવસમૂહનો કર્તા છે.

અનંત જ્ઞાન, અનંત આનંદ વિગેરે આત્માના સ્વાભાવિક ગુણો છે. શુદ્ધ નય અનુસાર આત્મા માત્ર એ બધા ગુણોનો કર્તા અથવા અધિકારી છે. મતલબ કે શુદ્ધ નિશ્ચય નય પ્રમાણે આત્મા સાથે કર્મ પુદ્ગલને કોઈ પ્રકારનો સંબંધ નથી. છતા અશુદ્ધ અવસ્થામાં આત્માને વિષે રાગ–દ્વેષાદિનો આવિર્ભાવ થાય છે.

भावनिमित्तो बन्धो भावो रदिरागदोसमोहजुदो। (પંચાસ્તિકાય)

બન્ધમાં ભાવ નિમિત્ત છે અને રતિ, રાગ, દ્વેષ મોહ યુક્ત ભાવો બન્ધનાં કારણ છે.

રાગ દ્વેષાદિ ભાવપ્રત્યયમાંથી, મિથ્યાદર્શન, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ ઉદ્ભવે છે. અશુદ્ધ નિશ્ચય નય પ્રમાણે આત્મા ભાવપ્રત્યય અથવા મિથ્યાદર્શનાદિ પંચવિધ ભાવ કર્મનો કર્તા છે. એ રીતે અશુદ્ધ નિશ્ચય નય પ્રમાણે પણ જીવ કર્મ પુદ્ગલનો કર્તા નથી.

શુદ્ધ નિશ્ચય નય અને અશુદ્ધ નિશ્ચય નય અનુસારે આત્મા કર્મ પુદ્ગલનો કર્તા ન હોવા છતાં વ્યવહાર નયને અનુસરી જીવ દ્રવ્યબંધ અથવા દ્રવ્ય કર્મનો કર્તા છે. મિથ્યાત્વાદિ ભાવકર્મના ઉદયને લીધે આત્મા એવી સ્થિતિમાં મૂકાય છે કે જેને લીધે આત્મામાં દ્રવ્ય કર્મ યા તો કર્મ પુદ્ગલનો આશ્રવ થાય અને તેથી જીવ બંધ બાંધે, અને બંધના કારણે આત્મા પુદ્ગલ કર્મના ફળ સ્વરૂપ સુખ દુઃખાદિ ભોગવે.

ઉપર જે વિગત આપી છે તે પરથી ખાત્રી થશે કે શુદ્ધ નિશ્ચયનયની વાત એક કોરે રાખીએ તો પણ અશુદ્ધ નિશ્ચયનયની નજરે આત્મા પુદ્ગલ કર્મોનો કર્તા નથી. એ ચૈતન્યસ્વરૂપ છે, એટલે એ કર્મનું ઉપાદાન કારણ પણ હોઇ શકે નહી, અને નથી. ભાવકર્મને લીધે આત્મામાં કર્મવર્ગણાનો આશ્રવ થાય છે તેથી આત્માને સીધી રીતે—સાક્ષાત્ સંબંધે આશ્રવના નિમિત્ત કારણરૂપે પણ માની શકાય નહી. આત્મા માત્ર પોતાના ભાવોનો કર્તા છે. નિશ્ચયનયનો એ જ સિદ્ધાન્ત છે. એટલુ છતાં ભાવ પ્રત્યય અથવા ભાવકર્મના ઉદયથી આત્મા એવી અવસ્થા પામે છે કે જેથી કર્મપુદ્ગલ

પોતે જ અનુપમ અવસ્થા પામી સહેજે આત્માને વિષે પ્રવેશ પામે આત્મા સાક્ષાત્ સબંધે ઉપાદાન કારણ કે નિમિત્ત કારણ નહી હોવા છતાં પરોક્ષ ભાવે કર્તા છે, અને એટલા જ સારૂ વ્યવહાર દષ્ટિએ પુદ્ગલ કર્મનો કર્તા હોવાનું મનાય છે.

ટુંકામાં, કર્મ સંબંધી જૈન સિદ્ધાંત અહીં નિરૂપ્યો છે. ન્યાદર્શનના મતાનુસાર કર્મ એટલે પુરૂષકૃત પ્રયત્ન માત્ર છે એ આપણે ઉપર જોઈ ગયા એ પ્રકારના પ્રયત્નનુ ફળ અનુભવવામા ન આવ્યુ ત્યારે ગૌતમને કર્મફળનિયતા ઇશ્વરનુ અસ્તિત્વ સ્વીકારવાની ફરજ પડી. કર્મની સાથે ફળનો સયોગ ઇશ્વરાધીન છે એ સિદ્ધાત એણે સ્થાપ્યો.

બૌદ્ધ મતાનુસાર કર્મ એ કેવળ પુરૂષપ્રયત્ન જ નથી, એ એક મહાન વિશ્વવ્યાપાર છે-સસાર નિયમ છે-સંસારના પાયા જ એની ઉપર પડ્યા છે. કર્મ જ સંસ્કારની મારફત કર્મફળ ઉપજાવે છે. બૌદ્ધો કર્મફળ નિયંતા ઇશ્વરને નથી માનતા

જૈન મત પ્રમાણે કર્મ એક જાગતિક વ્યાપાર છે. ઇશ્વર નિરપેક્ષ કર્મ પોતેજ ફળ ઉપજાવવાને શક્તિમાન છે. કોઇ કોઈ વાર વિવિધ કારણવશ કર્મનું ફળ ભલે જોવામા કે અનુભવવામાં ન આવે છતાં કર્મનું ફળ અનિવાર્ય છે એ જૈન સિદ્ધાંતનો સાર છે. જૈન સિદ્ધાંત પ્રમાણે કર્મ એ માત્ર પુરૂષ પ્રયત્ન જ નથી તેમ એ નિઃસ્વભાવ નિયમ માત્ર પણ નથી. કર્મ પુદ્ગલસ્વભાવ છે અર્થાત્ Material. છે. કર્મના આશ્રવથી નિશ્ચયતઃ શુદ્ધ અને વ્યવહાર દષ્ટિએ અનાદિબદ્ધ જીવ પુનઃ બંધાય છે. નિશ્ચય નયની નજરે જીવ રાગદ્વેષાદિ ભાવોનો પોતે કર્તા છે. જીવ કર્મપુદ્ગલનું ઉપાદાન કારણ એ

નિમિત્ત કારણુ નથી, છતાં રાગ દ્વેષાદિ ભાવોના આવિર્ભાવ થી આત્મામાં કર્મનો આશ્રવ સંભવે છે તેથી વ્યવહાર દષ્ટિએ આત્માને કર્મપુદ્ગલનો કર્તા કહેવામાં આવે છે. કર્મમાં પણુ ઘાતીય અને અઘાતીય એવા બે પ્રકાર છે. એ વાત ઉપર કહેવાઈ ગઈ છે, તે સિવાય જ્ઞાનાવરણીય, દર્શના-વરણીય, આદિ ભેદો આઠ પ્રકારના અને શ્રુતાવરણીય, ચારિત્ર મોહનીય આદિ ભેદે ૧૪૮ પ્રકારના કર્મ છે એ પણુ કહેવાયું છે. આ બધાં કર્મોનાં મૂળ છેદાઈ જાય ત્યારે આત્મા પોતાના સ્વભાવમાં રમે-અર્થાત્ એ મુક્તિ મેળવે.

# જૈન વિજ્ઞાન

જૈનસંપ્રદાય, વિશાલ ભારતીય જાતિનો એક અંશ છે. ભારતવર્ષની જે પ્રાચીન સંસ્કૃતિ, પુરાતત્ત્વશાસ્ત્રીઓને આજે ચકિત બનાવી રહી છે તે સંસ્કૃતિનો સંપૂર્ણ અને સાચો ઇતિહાસ જાણવો હોય તો જૈનસંપ્રદાયના અભ્યાસ વિના મુદ્દલ ચલાવી શકાય નહી. જૈન સંપ્રદાયના વિવરણ વિના એ અપૂર્ણ રહી જાય.

કેટલાકો ભૂલથી એમ માની લે છે કે મહાવીરસ્વામીએ જૈન ધર્મ પહેલવહેલો પ્રવર્ત્તાવ્યો, અર્થાત્ ઇ સ. પૂર્વે છઠ્ઠા યા સાતમા સૈકામા જૈન ધર્મ જન્મ્યો જેકૉબી જેવા સમર્થ પંડિતોએ એ ભ્રમ ટાળવા ખૂબ પ્રયત્નો કર્યા છે અને ઘણે અંશે એ સફળ પણ નિવડ્યા છે.

જૈન ધર્મ આ સંસારનો પ્રાચીનમાં પ્રાચીન ધર્મ છે. જે ઋષભદેવને ભાગવતકારો વિષ્ણુના મુખ્ય—આદિ અવતાર રૂપ માને છે તે જ જૈન સંપ્રદાયના આદીશ્વર, વર્તમાન-ચોવીશીમાં પ્રથમ તીર્થંકર છે.

પુણ્યક્ષેત્ર ભારતવર્ષ જે પુરૂષશ્રેષ્ઠના નામથી આજે પણ અંકાયેલુ છે, જે ભારતવર્ષના નામે પ્રત્યેક ભારતવાસી અભિમાન અનુભવે છે તે ચક્રવર્તિ–સમ્રાટ્ ભરતને બ્રાહ્મણ સંપ્રદાય અને જૈન સંપ્રદાય પણ પોતાના ભક્તિભાવભર્યા વંદન ધરે છે.

જે રઘુપતિના ચરિત્રવર્ણનથી બ્રાહ્મણસાહિત્ય ગુંજી રહ્યું છે તે રામચંદ્રને પણ જૈનોએ પોતાના સમાજની અંદર સ્વીકાર્યા છે. દ્વારકાધિપતિ શ્રીકૃષ્ણ અને એમના વડીલ બન્ધુને પણ જૈનોએ પોતાના સાહિત્યમા સારૂ જેવું સ્થાન આપ્યુ છે. એમના એક આત્મીય–શ્રી નેમિનાથ તો જૈન ધર્મના બાવીશમા તીર્થંકર હોવાનુ સૌભાગ્ય ધરાવે છે. ગૌતમ બુદ્ધના જન્મ પહેલાં, અઢીસો વર્ષ ઉપર જૈન ધર્મના ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શાસન પ્રવર્તતું હતુ. એ બધાનુ અતિહાસિક મૂલ્ય ગમે તેવુ અંકાય, પણ આટલું તો સ્વતઃસિદ્ધ છે કે મહાવીરસ્વામીના આવિર્ભાવ પહેલા ભારતવર્ષમાં જૈન ધર્મનો પ્રભાવ વર્તતો હતો. બૌદ્ધ ધર્મના પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથોમાં જે "નાયપુત્ત" તેમ "નિગ્ગંથ" નો નામોલ્લેખ મળે છે તે બુદ્ધની પહેલાના હતા એ વિષે જરાય શંકાને સ્થાન નથી. જૈનધર્મ બુદ્ધ ધર્મની શાખા તો નથી જ, બુદ્ધ ધર્મ કરતા પણ ઘણો પ્રાચીન છે. એટલે જ અમે અહી ફરીથી કહેવા માગીએ છીએ કે ભારતીય દર્શન, ભારતીય–સભ્યતા–ભારતીય સંસ્કૃતિના સંપૂર્ણ ઇતિહાસમાં જૈનધર્મને પણ અગત્યનુ સ્થાન છે.

અતિ પુરાણા સમયની અર્ધ સ્પષ્ટ કે અસ્પષ્ટ વાતોને જવા દઈએ ઇતિહાસનું સવાર ઉઘડે છે તે વખતથી જૈન

પુરૂષોનુ ગૌરવ જાણે કે કિરણમાળાની જેમ પૃથ્વી ઉપર વરસતુ હોય એમ જણાય છે ભારતવર્ષનો ચક્રવર્તી સમ્રાટ્ મૌર્યકુલચૂડામણિ ચંદ્રગુપ્ત જૈન ધર્મનો અનુરાગી હતો એવા પ્રમાણો મળે છે. જુનામા જુના વૈયાકરણ શાકટાયન અથવા જૈનેંદ્રનુ નામ આજે કયા વ્યાકરણના વિદ્યાર્થીથી અજાણ્યુ રહ્યુ છે? વિક્રમાદિત્યની રાજસભામાં જે નવ રત્નો હતા તેમાં એક રત્ન જિન-મતાવલબી હતું એવું અનુમાન થઈ શકે છે. અભિધાન-પ્રણેતાઓમા શ્રી હેમચંદ્રાચાર્યનું સ્થાન ઘણું ઊચે આસને છે દર્શનશાસ્ત્રમાં, ગણિતશાસ્ત્રમાં, જ્યોતિષમા, વૈદ્યકમા, કાવ્યમા, નીતિમાં, જૈન પંડિતોએ જે હિસ્સો પૂર્યો છે-નવા નવા સત્યો આપી જે પૂર્તિ કરી છે તેની ગણુતરી કાઢવી એ સહેલી વાત નથી.

યુરોપના મધ્યયુગના લોકસાહિત્યનુ મૂળ ભારતવર્ષ છે અને ભારતવર્ષમા પહેલવહેલું લોકસાહિત્ય જૈન પંડિતોએ જ સરજાવ્યુ છે જૈન ત્યાગી પુરૂષો મહાન્ લોકશિક્ષકો હતા.

શિલ્પ અને સ્થાપત્યમા પણ જૈનો મોખરે હતા. કોઈ પણ તીર્થ એની સાક્ષી આપી શકશે. ઇલોરા જેવા સ્થાનોમાં જૈન કલા-ઉપાસનાના અવશેષો આજે પણ જોઈ શકાય છે. આબુ અને શત્રુંજયનાં મંદિરોએ કયા કલાપ્રેમીને મંત્રમુગ્ધ નથી કર્યા? દક્ષિણમાં આજે પણ ગોમટેશ્વરની મૂર્ત્તિ કાળની ભયંકરતા સામે જાણે હસતી ઉભી હોય એમ લાગે છે. ઇમ્પીરીયલ ગેઝીટીયર આફ ઇન્ડીયામાં એ સંબધે એક ઉલ્લેખ છે: These colossal monolithic nude Jain statues.. are among the wonders of the world......" જગતનું એ એક આશ્ચર્ય છે.

એ સિવાય વિધર્મીઓના જુગ-જુગવ્યાપી અત્યાચારો, પરિવર્તનો, અગ્નિ અને ભૂકંપના તોફાનો વિગેરેમાંથી બચી ગયેલા જે નમુનાઓ આજે જોવામાં આવે છે તે એમ પુરવાર કરે છે કે ઉચ્ચ સભ્યતાના લગભગ બધાજ ક્ષેત્રોમાં જૈનોએ સારો ઉત્કર્ષ સાધ્યો હતો.

જૈન સમાજનો ધારાવાહિક ઇતિહાસ આલેખવાની મારામાં શક્તિ નથી જૈન વિચારપ્રવાહના બધા તરંગોનું વિવરણ રજુ કરવું એ પણ પ્રાય અસંભવિત છે માત્ર અહીં જૈન દર્શન અને વિજ્ઞાનનુ એક ટુંકુ વિવરણ રજુ કરવા માગુ છુ.

જૈન સિદ્ધાંત પ્રમાણે જગતમા મુખ્ય બે તત્ત્વો છે જીવ અને અજીવ. જીવ એટલે આત્મા જીવથી ભિન્ન તે અજીવ

## વિજ્ઞાન—જડવિજ્ઞાન

અજીવ પદાર્થને આશ્રયીને જ જડવિજ્ઞાનનુ અસ્તિત્વ છે. વેદાન્ત જેને માયા કહે છે તે જ આ અજીવ પદાર્થ હશે એમ રખે કોઈ માની લે. માયાને સ્વતંત્ર સત્તા જેવું કંઈ નથી, બ્રહ્મ વિના એ નકામી છે, પરંતુ આ અજીવ તત્ત્વ તો જીવતત્ત્વ જેટલુ જ સ્વાધીન, સ્વતંત્ર, અનાદિ, અનંત છે. અજીવ એટલે સાંખ્યે કહેલી પ્રકૃતિ પણ રખે કોઈ સમજે. પ્રકૃતિ જો કે સ્વાધીન, સ્વતંત્ર, અનાદિ અનંત છે તો પણ તે એક છે, અજીવ તત્ત્વ એક કરતાં વધુ છે. ન્યાય તથા વૈશેષિક દર્શને સ્વીકારેલા અણુ તથા પરમાણુ પણ જૈન દર્શને સ્વીકારેલા અજીવ તત્ત્વથી જુદા પડે છે, કારણ કે અણુ-પરમાણુ સિવાય અજીવ તત્ત્વના ઘણા પ્રકારના

ભેદ છે. બૌદ્ધોનુ "શૂન્ય" પણ આ અજીવ તત્ત્વમાં ન સમાય જૈનમત અનુસાર અજીવના પાચ ભેદ છે; પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ

## પુદ્‌ગલ.

અગ્રેજીમા જેને Matter-મેટર કહેવામા આવે છે તેને જૈન દર્શન પુદ્‌ગલ કહે છે એમ કહીએ તો ચાલે પુદ્‌ગલને સ્વરૂપ છે. રૂપ, રસ, સ્પર્શ તથા ગંધ એ પુદ્‌ગલના ચાર ગુણ છે. પુદ્‌ગલની સખ્યા અનત છે. શબ્દ, બધ, (મિલન), સૂક્ષ્મતા, સ્થૂલતા, આકાર, ભેદ, અધકાર, છાયા, આલોક તથા તાપ પુદ્‌ગલના પર્યાયો છે અર્થાત્ પુદ્‌ગલમાથી એ ઉપજે છે શબ્દ, આલોક (પ્રકાશ) તથા તાપને પૌદ્‌ગલિક માનવામા જૈનોએ કેટલાક અંશે વર્ત્તમાન વૈજ્ઞાનિક શોધનો આભાસ આપ્યો છે અધકાર તથા છાયા પૌદ્‌ગલિક છે એમ ન્યાયદર્શન નથી માનતુ. એ તો એને અભાવ માત્ર જ માને છે.

## ધર્મ

ધર્મ એટલે પુણ્યકર્મ એમ આપણે સમજીએ છીએ. જૈન દર્શન એનો અહી જૂદો અર્થ કરે છે. Principle of motion જેવો જ આ ધર્મનો અર્થ છે. પાણી જેમ માછલાને ગતિમાં સહાય કરે છે તેમ જે અજીવતત્ત્વ પુદ્‌ગલ તથા જીવને ગતિમાં સહાયતા કરે તે ધર્મ એમ જૈન વિજ્ઞાન કહે છે. ધર્મ અમૂર્ત્ત છે, નિષ્ક્રિય છે અને નિત્ય છે. એ જીવ તથા પુદ્‌ગલને ચલાવતુ નથી—માત્ર એમની ગતિમાં મદદ કરે છે.

## અધર્મ

અધર્મ એટલે પાપકર્મ એમ કોઇ ન સમજે Principle of rest-જેવો આ અધર્મનો અર્થ અહીં જૈન દર્શન

કરે છે. માર્ગ ભૂલેલો મુસાફર ગાઢ અંધકાર વ્યાપેલો જોઇ રાત્રે એક સ્થળે આરામ કરે તેમ આ અધર્મ-અજીવતત્ત્વ પુદ્દગલ અને જીવને સ્થિતિ વિષયમાં સહાય કરે છે. ધર્મની જેમ અધર્મ પણ અમૂર્ત્ત, નિષ્ક્રિય અને નિત્ય છે એ જીવ તથા પુદ્દગલને અટકાવતુ નથી-માત્ર 'સ્થિતિ' માં સહાયતા કરે છે.

## આકાશ

જે અજીવતત્ત્વ જીવાદિ પદાર્થને પોતાને વિષે અવકાશ આપે-અર્થાત્ જે અજીવ તત્ત્વની અંદર જીવાદિ પદાર્થ રહી શકે તેનું નામ આકાશ. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો એને Space ના નામથી ઓળખે છે. આકાશ નિત્ય છે, વ્યાપક છે અને જીવ, પુદ્દગલ, ધર્મ, અધર્મ તથા કાળના આશ્રયરૂપ છે. જૈનો આ આકાશને બે ભાગમાં વહેચે છે (૧) લોકાકાશ અને (૨) અલોકાકાશ. લોકાકાશને વિષેજ જીવાદિ પદાર્થ આશ્રય પામે છે, લોકાકાશની બ્હાર અનંત-શૂન્યમય અલોક છે.

## કાળ

કાળ એટલે Time પદાર્થના પરિવર્તનમાં જે અજીવ તત્ત્વ સહાયતા કરે તેનુ નામ કાળ. એ નિત્ય છે, અમૂર્ત્ત છે, એ અસંખ્ય દ્રવ્યવડે લોકાકાશ પરિપૂર્ણ છે.

પુદ્દગલાદિ પંચતત્ત્વની આટલી આલોચના ઉપરથી જ કોઈ પણ જોઈ શકશે કે આજના જડ વિજ્ઞાનનાં મૂલ તત્ત્વો જૈન દર્શનમાં ઢંકાયલાં પડયાં છે પ્રાચીન ગ્રીસના Democritus થી માંડી વર્તમાનયુગના Boscovitch સુધીના બધા જ વૈજ્ઞાનિકોએ Atom અથવા પુદ્દગલના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે. આ Atom અનંત છે, એમ પણ એમણે સૌએ

સ્વીકાર્યું છે અને એમના—સંયોગ–વિયોગને લીધે જ જડ જગતના સ્થૂલ પદાર્થો ઉપજે છે તથા વિલય પામે છે એ વિષે પણ તેઓ એકમત છે.

પ્રથમ Parmenides, Zeno વગેરે દાર્શનિકો ધર્મ અથવા Principle of Motion નો સ્વીકાર નહોતા કરતા, પણ એ પછી ન્યુટન જેવા વિદ્વાનોએ ગતિતત્ત્વનો સિદ્ધાંત સ્થાપિત કર્યો ગ્રીસના Heraclitus જેવા દાર્શનિકો અધર્મ–તત્ત્વ માનવાની ના પાડતા, Principle of rest એમને મંજુર નહોતો, પણ એ પછી Perfect equilibrium માં અધર્મ–તત્વનો નામાંતરે પણ સ્વીકાર થયો. કેંટ અને હેગલ આકાશતત્ત્વને એક માનસિક વ્યાપાર રૂપે ઓળખાવી સાવ ઉડાડી દેવા માગતા હતા. પણ એ પછી રસેલ જેવા આધુનિક દાર્શનિકોએ Space ની તાત્ત્વિકતા માની. આકાશ એક સત્‌ તેમજ સત્ય પદાર્થ છે એ વાત ઘણું કરીને Einstein પણ માને છે. આકાશની જેમ કાળને પણ કેટલાકોએ મનોવ્યાપાર કહી ઉડાડી નાખવાની પેરવી કરી હતી, પરંતુ ફ્રાન્સના એક સુપ્રસિદ્ધ દાર્શનિક Bergson તો એટલે સુધી કહે છે કે કાળ ખરેખર એક Dynamic Reality છે. કાળનું પ્રબળ અસ્તિત્વ સ્વીકાર્યા વિના છુટકો જ નથી

ઉપરોક્ત પાચ પ્રકારના અજીવ પદાર્થની સાથે જે તત્ત્વ કર્મવશ જકડાયેલું છે તેનું નામ જીવ.

### જીવ

જૈન દર્શનનું જીવતત્ત્વ વેદાંતના બ્રહ્મથી જૂદું છે. બ્રહ્મ એક અને અદ્વિતીય છે જીવની સંખ્યા અનંત છે. સાંખ્યના પુરૂષથી પણ જૂદું છે, કારણ કે જીવ નિત્યશુદ્ધ, નિત્યમુક્ત નથી.

પરંતુ બંધનગ્રસ્ત છે. ન્યાય અને વૈશેષિક દર્શનના આત્માથી પણ જીવ તત્ત્વ ભિન્ન છે, કારણ કે જીવ જડ નથી, સાક્ષાત્ કર્તા છે બૌદ્ધો વિજ્ઞાનપ્રવાહ કહે છે તે પણ જીવતત્વ નથી, કારણકે જીવ સત્, સત્ય અને નિત્ય પદાર્થ છે જૈનદર્શન જીવનાં અસ્તિત્વ, ચેતના, ઉપયોગ, પ્રભુત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ દેહપરિમાણત્વ અને અમૂર્ત્તત્વ ઇત્યાદિ ગુણો વર્ણવે છે.

## પ્રાણવિદ્યા

Biology વિષેની આધુનિક શોધોનો પૂર્વાભાસ, પ્રાચીન જૈનોએ ઉપદેશેલા જીવવિચારમા બરાબર મળી આવે છે. જૈનો પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુની અંદર સૂક્ષ્મ-એકેંદ્રિય જીવોનુ અસ્તિત્વ માને છે. આ સૂક્ષ્મ એકેદ્રિય જીવપુજને આજે વૈજ્ઞાનિકો-પ્રાણીતત્ત્વવેત્તાઓ Microspic organisms ના નામે ઓળખે છે. વનસ્પતિકાયને જૈનો એકેન્દ્રિય જીવ માને છે. વનસ્પતિમાં પણ પ્રાણ છે, સ્પર્શ અનુભવવાની શક્તિ છે એમ પણ કહે છે, આજના નવા જમાનામાં આચાર્ય જગદીશચદ્ર બસુએ વનસ્પતિ શાસ્ત્ર સબધી નવી શોધો કરી જે આશ્ચર્ય ફેલાવ્યું છે તેનાં મૂળ વસ્તુતઃ આ એકેદ્રિય જીવવાદમાં જ છુપાયેલા રહ્યાં હતાં.

## આત્મવિદ્યા

જીવતત્ત્વની જેમ જૈનોએ પ્રરૂપેલી આત્મવિદ્યા— Psychology માં ઘણી આધુનિક શોધોના આભાસ મળે છે જીવના ગુણ ગણાવતી વખતે આપણે "ચેતના" તથા "ઉપયોગ" નો ઉલ્લેખ કરી ગયા છીએ. એ મુખ્ય ગુણો વિષે વધુ વિચાર કરીએ.

## ચેતના

ચેતના ત્રણ પ્રકારે છે કર્મફળાનુભૂતિ. કાર્યાનુભૂતિ અને જ્ઞાનાનુભૂતિ. સ્થાવરજીવો-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ,વનસ્પતિના જીવો કર્મફળ માત્ર વેદે છે. ત્રસજીવો-બે, ત્રણ, ચાર અને પાંચ ઇંદ્રિયવાળા જીવો-પોતાના કાર્યનો અનુભવ કરે છે. ઉચ્ચ પ્રકારના જીવો જ્ઞાનના અધિકારી હોય છે. ચેતનાના આ ત્રણ પ્રકાર અથવા પર્યાયને, પૂર્ણ ચૈતન્યના ક્રમવિકાસના ત્રણ થર કહીએ તો ચાલે મનુષ્યથી જુદા જીવો માત્ર અચેતન યંત્ર જેવા છે એમ જેઓ કહે છે તેનું ખંડન હજારો વરસ પહેલા જૈનોએ કર્યું છે. વર્તમાન યુગમાં ક્રમવિકાસ-વાળા મનોવિજ્ઞાન-Evolutionary Psychology ના બે મૂળ સૂત્રો સ્વીકારવામાં આવ્યા છે તે પહેલેથીજ જૈનદર્શનમાં હતા. એ બે સૂત્રો આ રહ્યાઃ (૧) મનુષ્યથી જુદા-નીચી કોટીના પ્રાણીઓમાં એક પ્રકારનુ-છેક છેલ્લા પ્રકારનુ ચૈતન્ય, Sub-human Consciousness હોય છે. માનવ-ચૈતન્ય, એજ ચૈતન્યમાથી ક્રમે ક્રમે પ્રકટે છે. (૨) પ્રાણ તથા ચૈતન્ય-Life and consciousness બરાબર સહગામી હોય છે. co-extensive છે.

## ઉપયોગ

જીવને બીજું વિશિષ્ટ લક્ષણ ઉપયોગ છે. દર્શન તથા જ્ઞાનના ભેદે ઉપયોગના બે પ્રકાર છે.

## દર્શન

રૂપાદિ વિશેપ જ્ઞાન-વર્જિત સામાન્યની અનુભૂતિ તે દર્શન. દર્શનના ચાર પ્રકાર છેઃ (૧) ચક્ષુદર્શન (૨) અચ-ક્ષુદર્શન (૩) અવધિદર્શન (૪) કેવલદર્શન. ચક્ષુ સંબધી

અનુભૂતિ માત્ર ચક્ષુદર્શન તેજ પ્રમાણે શબ્દ, રસ, સ્પર્શ અને ગંધ સંબંધી અનુભૂતિ તે અચક્ષુદર્શન. અવધિ તથા કેવલ અસાધારણ દર્શન છે. સ્થૂલ ઇંદ્રિયથી અગમ્ય વિષયની મર્યાદાવાળી અનુભૂતિ તે અવધિદર્શન. Theosophist સંપ્રદાય જેને Clairvoyance કહે છે તેના જેવું કેટલેક અંશે આ અવધિદર્શન છે. વિશ્વની સમસ્ત વસ્તુઓનો અપરોક્ષ અનુભવ તે કેવલદર્શન

## જ્ઞાન

દર્શનની પછી જ્ઞાનના ઉદયને ઉપયોગનો બીજો પ્રકારભેદ કહીએ તો ચાલે. જ્ઞાન પ્રથમતઃ બે પ્રકારનું છેઃ પ્રત્યક્ષ અને પરોક્ષ. મતિ, શ્રુતાદિ અષ્ટવિધ જ્ઞાન આ બે પ્રકારના જ્ઞાનમાં સમાઈ જાય છે તેમા પણ " કુમતિ " મતિજ્ઞાનનો " કુશ્રુત " શ્રુતજ્ઞાનનો અને " વિભંગ " અવધિજ્ઞાનનો આભાસ, અર્થાત્ Fallacious forms માત્ર હોય છે.

## મતિ

દર્શન પછી જે ઇંદ્રિયજ્ઞાનની અપેક્ષાએ ઉપજે છે તે મતિજ્ઞાન. મતિજ્ઞાનના ત્રણ પ્રકાર છે; ઉપલબ્ધિ, ભાવના અને ઉપયોગ આ ત્રણ પ્રકારના મતિજ્ઞાનને જૈન દાર્શનિકો ઘણીવાર પાંચ ભેદમાં વહેંચે છે. મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિંતા અને આભિનિબોધ.

## ( શુદ્ધ ) મતિ

દર્શનની પછી તરતજ જે વૃત્તિ જન્મે છે તેને ઉપલબ્ધિ અથવા શુદ્ધ મતિજ્ઞાન કહેવામાં આવે છે. પાશ્ચાત્ય મનોવિજ્ઞાન એને Sence instuition અથવા Perception કહે છે. જૈન દાર્શનિકો મતિજ્ઞાનના બે ભેદ પાડે છે, જે

મતિજ્ઞાન બાહ્ય ઈંદ્રિય ઉપર આધાર રાખે છે તે ઇંદ્રિયનિમિત્ત મતિજ્ઞાન અને જે મતિજ્ઞાન કેવળ અનિન્દ્રિય અર્થાત્ મનની અપેક્ષા રાખે છે તે અનિન્દ્રયનિમિત્ત. દાર્શનિક Locke, Idea of sensation તથા Idea of reflection, એમ જે બે પ્રકારની ચિત્તવૃત્તિનું નિરૂપણ કરે છે, તેમજ આજના દાર્શનિકો જેને Extraspection (બહિરનુશીલન) અને Introspection (અંતરનુશીલન) વડે મેળવેલું જ્ઞાન કહે છે તેને જ જૈન દાર્શનિકો અનુક્રમે ઈંદ્રિયનિમિત્ત મતિજ્ઞાન અને અનિંદ્રિયનિમિત્ત મતિજ્ઞાન કહે છે એમ કહી શકાય.

કર્ણાદિ પાંચ ઇંદ્રિયના ભેદે ઇંદ્રિયનિમિત્ત મતિજ્ઞાન પણ પાંચ પ્રકારનું છે.

વર્તમાન યુગના વૈજ્ઞાનિકોએ જેમ Perception માં વિભિન્ન પ્રકારની ચિત્તવૃત્તિઓનો પત્તો મેળવ્યો છે તેમ અતિ પ્રાચીન કાળમાં જૈન પંડિતોએ મતિજ્ઞાનની અંદર ચાર પ્રકારની વૃત્તિઓનો પત્તો મેળવ્યો હતો. એમણે એનો આ પ્રકારે ક્રમ ગોઠવ્યો છે. અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા.

### અવગ્રહ

અવગ્રહ, બાહ્ય વસ્તુનો સામાન્ય આકાર ઓળખાવે છે. એ બાહ્ય વસ્તુના સ્વરૂપસંબંધે અવગ્રહ કંઈ સુનિશ્ચિત સવિશેષ જ્ઞાન નથી આપતુ. એ sensation અથવા તો કેટલેક અંશે Primum cognitum છે.

### ઇહા

અવગ્રહ–ગૃહિત વિષયમાં ઈહાની ક્રિયા ચાલે છે. અવગૃહિત વિષય સંબંધે વધુ–ખાસ જાણવાની સ્પૃહા એનું નામ

ઈહા. એટલે અવગૃહીત વિષયનુ પ્રણિધાન–Perceptual Attention ( વિચારણા )

## અવાય

પરિપૂર્ણ ઇન્દ્રિયજ્ઞાનની આ ત્રીજી ભૂમિકા છે ઈહિત વિષયસંબધે સવિશેષ જ્ઞાન એ અવાય. અવાય એટલે Perceptual determination ( નિરધાર ).

## ધારણા

ધારણા ઈન્દ્રિય જ્ઞાનના વિષયને સ્થિતિશીલ કરે છે, એને Perceptual retention કહી શકાય. ધારણાની ભૂમિકાએ ઈન્દ્રિયજ્ઞાનની પરિપૂર્ણતા મનાય

અવગ્રહાદિના બીજા ઘણા સૂક્ષ્મ ભેદો છે પણ બહુ વિસ્તાર થઈ જાય, ક્લિષ્ટતા આવી જાય એવા ભયથી જતા કર્યા છે.

વિદ્વાનોને આ વાત આટલેથી જ સમજાઈ જશે કે આધુનિક યુરોપીય વિદ્વાનોએ Perception નો જે ક્રમવિકાસ બતાવ્યો છે તેનું જ શુદ્ધ મતિજ્ઞાનના વિષયમાં જૈનોએ પહેલેથી વિવરણ આપ્યુ છે

## સ્મૃતિ

બીજા પ્રકારના મતિજ્ઞાનનુ નામ સ્મૃતિ. એનાથી ઇન્દ્રિય જ્ઞાનના વિષયનું સ્મરણ થાય છે. સ્મૃતિને પાશ્ચાત્ય વૈજ્ઞાનિક Recollection અથવા Recognition કહે છે. Hobbes ના મત પ્રમાણે તો સ્મરણનો વિષય અથવા Idea એ માત્ર મરવા પડેલું ઇન્દ્રિયજ્ઞાન છે–Nothing but decaying sense. Hume પણ એમજ માને છે. દાર્શનિક Reid એ સિદ્ધાંતનું સરસ રીતે ખંડન કરે છે. એ

કહે છે કે સ્મરણનો વિષય જરૂર ઇન્દ્રિય-જ્ઞાન-વિષયની અપેક્ષા રાખે છે અને એમાં સદૃશતા પણ છે, છતાં કેટલેક અંશે એ નવો વિષય છે. જૈન પંડિતોએ હજારો વર્ષ ઉપર, સ્મૃતિ વિષે જે નિર્ણય આપ્યો હતો તેનો જ આ વૈજ્ઞાનિકો અનુવાદ કરતા હોય એમ લાગે છે અને એ કંઈ થોડા આશ્ચર્યની વાત નથી.

### સંજ્ઞા

સંજ્ઞાનું બીજું નામ પ્રત્યભિજ્ઞાન છે પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમાએ Assimilation, Comparison તેમજ Conception ના નામે ઉલ્લેખાય છે. અનુભૂતિ અથવા સ્મૃતિની સહાયથી વિષયની તુલના અથવા સંકલનાવડે જ્ઞાન સંઘરવું એ પ્રત્યભિજ્ઞાન. આ પ્રત્યભિજ્ઞાનની મદદથી ચાર પ્રકારનું જ્ઞાન મેળવી શકાય. (૧) ગવય (રોઝ) નામથી ઓળખાતું પ્રાણી ગાય જેવું છે. અંગ્રેજીમા એ જ્ઞાનને Association by similarity કહેવામાં આવે છે. (૨) ભેસના નામથી ઓળખાતું પ્રાણી ગાયથી જૂદુ છે અર્થાત્ Association by contrast (૩) ગો-પિંડ અર્થાત્ ગાય-વિશેષને જોવાથી ગોત્વ અર્થાત્ ગો-સામાન્ય વિષયનુ જ્ઞાન થાય છે. આ સામાન્ય જ્ઞાન અગ્રેજીમા conceptionના નામે ઓળખાય છે. ભિન્નભિન્ન વિષયનુ જે સામાન્ય તેને જૈન દર્શનમાં તિર્યક્ સામાન્ય કહ્યું છે. આ તિર્યક્-સામાન્યનું પાશ્ચાત્ય નામ Species Idea. (૪) એકજ પદાર્થની જૂદી જૂદી પરિણતિની અંદર પણ એ જ એક તેમજ અદ્વિતીય પદાર્થની ઉપલબ્ધિ થાય છે. વીંટી કે કુંડલના જૂદા જૂદા આકારમા, જૂદા જૂદા અલંકાર રૂપે પરિણમવા છતાં, પ્રત્યભિજ્ઞાનના પ્રતાપે એની અંદર આપણે

મૂળ તો સુવર્ણ નામના દ્રવ્યને જ જોઇ શકીએ છીએ. જૂદી જૂદી પરિણતિઓની અંદર જે દ્રવ્યગત ઐક્ય, સામાન્ય છે, તેને જૈન દર્શનમાં ઊર્ધ્વતા સામાન્ય કહેવામાં આવે છે. ઊર્ધ્વતા સામાન્યનું પાશ્ચાત્ય નામ Substratum અથવા Esse.

## ચિંતા

સાધારણ રીતે ચિન્તા તર્ક અથવા ઊહના નામે ઓળખાય છે પ્રત્યભિજ્ઞાનથી મેળવેલા બન્ને વિષયની અંદર અચ્છેદ્ય-સબંધ શોધવો એ તર્કનું કામ. પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમાં એ Induction નામથી પરિચિત છે. યુરોપીય પંડિતો કહે છે કે Induction એ Observation–ભૂયોદર્શનનું ફળ છે. જૈન નૈયાયિકો પણ ઉપલભ અને અનુપલભદ્વારા તર્કની પ્રતિષ્ઠા માને છે. બન્નેની કહેવાની મતલબ એક જ છે. પાશ્ચાત્ય તાર્કિકો Inductive Truth ને એક Invariable અથવા Unconditional relationship કહે છે. જૈનાચાર્યો બહુ બહુ શતાબ્દીઓ પૂર્વે એજ વાત કહી ગયા છે એમના મત પ્રમાણે તર્કલબ્ધ સબધનું નામ અવિનાભાવ અથવા અન્યથાનુપપત્તિ છે.

## અભિનિબોધ

તર્કલબ્ધ વિષયની મદદથી બીજા વિષયનું જ્ઞાન તે અભિનિબોધ. અભિનિબોધ સાધારણતઃ અનુમાન મનાય છે. પાશ્ચાત્ય ન્યાયગ્રથોમા અનુમાન Deduction, Retiocination અથવા Syllogism ના નામે પરિચિત છે. 'પર્વતો વહ્નિમાન્' કારણ કે એમાં ધૂમાડો દેખાય છે એ પ્રકારના બોધનું નામ અનુમાન એમાં 'પર્વત' ધર્મી, કિંવા

પક્ષ, " વહ્નિ " સાધ્ય અને " ધૂમ " હેતુ, લિંગ, અથવા વ્યપદેશ. પાશ્ચાત્ય ન્યાયગ્રંથોમા Syllogism ની અંદર એ ત્રણ જ વિષયની વિદ્યમાનતા દેખાય છે. એનાં નામ Minor Term, Major term અને middle term. અનુમાન વ્યાપ્તિજ્ઞાન ઉપર, અર્થાત્ ધૂમાડો અને અગ્નિને વિષે જે એક અવિનાભાવ સબંધ છે તેની ઉપર પ્રતિષ્ઠિત છે. આ વ્યાપ્તિતત્વ પાશ્ચાત્ય–ન્યાયના Distribution of the middle term ની અંદર સમાયેલ છે. જૈન દૃષ્ટિએ અનુમાનના બે પ્રકાર છે. (૧) સ્વાર્થાનુમાન (૨) પરાર્થાનુમાન. જે અનુમાનદ્વારા અનુમાપક સ્વયં કોઈ તથ્ય શોધી કાઢે તેનું નામ સ્વાર્થાનુમાન અને જે વચન–વિન્યાસદ્વારા ઉક્ત અનુમાપક બીજા કોઈને એ તથ્ય સમજાવે તે પરાર્થાનુંમાન. ગ્રીક દાર્શનિક Aristotle અનુમાનના ત્રણ અવયવ ગણાવે છે (૧) જે જે ધૂમવાન છે તે તે વહ્નિમાન છે. (૨) આ પર્વત ધૂમવાન છે. (૩) માટે આ પર્વત વહ્નિમાન છે. બૌદ્ધો અનુમાનના આ પ્રમાણે ત્રણ અવયવ ગણાવે છે (૧) જે જે ધૂમવાન તે તે વહ્નિમાન (૨) જેમકે મહાનસ (૩) આ પર્વત ધૂમવાન છે. મીમાંસકો પણ અનુમાનના ત્રણ અવયવ માને છે. એમના મત પ્રમાણે અનુમાનના આ પ્રમાણે બે પ્રકારના આકાર હોઇ શકે. પ્રથમ આકાર (૧) આ પર્વત વહ્નિમાન છે. (૨) કારણ કે આ પર્વત ધૂમવાન છે. (૩) જે જે ધૂમવાન તે તે વહ્નિમાન, જેમકે મહાનસ. દ્વિતીય આકાર (૧) જે જે ધૂમવાન તે તે વહ્નિમાન, જેમકે મહાનસ (૨) આ પર્વત વહ્નિમાન છે. નૈયાયિકો અનુમાનને પંચાવયવ માને છે. તેમના મતાનુસાર અનુમાનનો આકાર

આ પ્રમાણે. (૧) આ પર્વત વહ્નિમાન છે. (૨) કારણ કે આ પર્વત ધૂમવાન છે. ( ૩ ) જે જે ધૂમવાન તે તે વહ્નિમાન; જેમકે મહાનસ. (૪) આ પર્વત ધૂમવાન છે. (૫) માટે આ પર્વત વહ્નિમાન છે. " અનુમાનના આ પાંચ અવયવ અનુક્રમે પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમનના નામે ઓળખાય છે. જૈન દર્શનના નૈયાયિકો કહે છે કે ઉદાહરણ, ઉપનય અને નિગમન નિરર્થક છે જૈનો અનુમાન બે અવયવવાળું છે:—(૧) આ પર્વત વહ્નિમાન છે, ( ૨ ) કારણ કે આ પર્વત ધૂમવાન છે. જૈનો કહે છે કે કોઈપણ બુદ્ધિમાન પ્રાણી આ બે જ અવયવ ઉપરથી અનુમાનનો વિષય સમજી શકે છે, માટે અનુમાનના બીજા અવયવો નકામા છે પરન્તુ શ્રોતા જો અલ્પબુદ્ધિ હોય તો તો જૈનો નૈયાયિકોવાળા પાચ અવયવો તો સ્વીકારે છે જ એટલુ જ નહીં પણ વધારામા પ્રતિજ્ઞાશુદ્ધિ, હેતુશુદ્ધિ જેવા બીજા પાંચ અવયવો ઉમેરી અનુમાનને દશાવયવ પણ બનાવે છે.

### શ્રુતજ્ઞાન

અનુમાન સુધી મતિજ્ઞાનનો એટલે કે ઇંદ્રિયસંશ્લિષ્ટજ્ઞાનનો અધિકાર છે. શ્રુતજ્ઞાન નિત્ય-સત્યના ભડારરૂપ છે એનું બીજું નામ આગમ. જૈનો ઋગ્વેદ આદિ ચાર વેદનો આગમ યા પ્રમાણ રૂપે સ્વીકાર કરતા નથી. તેઓ કહે છે કે જેમણે પોતાની સાધના-તપશ્ચર્યાના બળે લોકોત્તરપણુ પ્રાપ્ત કર્યું હોય તે જ સિદ્ધ, સર્વજ્ઞ, તીર્થંકર ભગવાનનાં વચન સર્વોત્કૃષ્ટ આગમ ગણાય. જૈનો પોતાના આગમને કવચિત્ વેદરૂપે ઓળખાવે છે અને તેને ચાર ભાગમાં વહેચે છે. મતિજ્ઞાનના અવગ્રહાદિ ભેદે કરીને જેમ ચાર ભેદ અથવા

પર્યાય છે તેમ શ્રુતજ્ઞાન વિષે પણ તેઓ લબ્ધિ, ભાવના, ઉપયોગ અને નય એવા ચાર ભેદ કહે છે. ઉપયોગાદિ, શ્રુતજ્ઞાનના ચાર ભેદ વસ્તુત. વ્યાખ્યાન ભેદ માત્ર છે. આ વ્યાખ્યાન-પ્રણાલી કેટલેક અંશે પાશ્ચાત્યોના તર્કવિદ્યા સંબંધી Explanation સાથે સરખાવી શકાય.

### લબ્ધિ

કોઈ પણ વસ્તુને, તેની સાથે સંબંધ ધરાવતા કોઇ પણ વિષયની સહાયથી ઓળખાવવી એનું નામ લબ્ધિ.

### ભાવના

કોઈ પણ વિષયને, પૂર્વે અવધારેલા કોઈ વિષયના સ્વરૂપ, પ્રકૃતિ અથવા ક્રિયાની સહાયથી ઓળખાવવાનો પ્રયત્ન કરવો તેનું નામ ભાવના ભાવના વિષય-વ્યાખ્યાનની એક ઘણી ઉંચી પ્રણાલી છે. એ પદાર્થ અને તત્સંબધી બીજી પુષ્કળ વસ્તુઓના વિચાર કરી નિર્ણયયોગ્ય પદાર્થનુ નિરૂપણ કરવા આગળ વધે છે.

### ઉપયોગ

ભાવના-પ્રયોગદ્વારા પદાર્થનો સ્પષ્ટનિર્દેશ તે ઉપયોગ.

### નય

ભારતીય દર્શનોમાં નય-વિચાર એ જૈન દર્શનની એક વિશિષ્ટતા છે, પદાર્થની સંપૂર્ણતા તરફ પૂરતું લક્ષ આપ્યા વિના, કોઇ એક વિશિષ્ટ દષ્ટિએ વિષયની પ્રકૃતિનું નિરૂપણ કરવુ એનું નામ "નય." દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક ભેદે નય પ્રથમતઃ બે પ્રકારનો છે. દ્રવ્ય, દ્રવ્યાર્થિક નયનો અને પર્યાય, પર્યાયાર્થિક નયનો વિષય છે. દ્રવ્યાર્થિક નય નૈગમ, સંગ્રહ અને વ્યવહાર ભેદે ત્રણ પ્રકારનો છે અને ઋજુસૂત્ર,

શબ્દ, સમભિરૂઢ તથા એવભૂત ભેદે કરીને પર્યાયાર્થિક નયના ચાર પ્રકાર છે.

## નૈગમ

વસ્તુના સ્વરૂપનો વિચાર નહીં કરતા કોઇ એક બાહ્ય-સ્વરૂપ સબધનો વિચાર કરવો એ નૈગમ. એક માણસ બળતણ, પાણી તથા બીજી સામગ્રી લઈને જતો હોય તેને પૂછવામાં આવે કે "તુ આ શુ કરે છે?" તો તે જવાબ આપશે કે "મારે રાધવું છે." આ ઉત્તર નૈગમ નયની દૃષ્ટિએ છે. આમા બળતણ, પાણી તથા બીજી સામગ્રીના સ્વરૂપ સબધી કઇ ખુલાસો નથી માત્ર એનો શું ઉદ્દેશ છે તેનુ જ વર્ણન આપે છે.

## સગ્રહ

વસ્તુના વિશેષ ભાવ તરફ લક્ષ ન આપતાં, જે ભાવ સંબધે તે વસ્તુ, તેની જાતિની બીજી વસ્તુની સાથે સદૃશતા કે સમાનતા ધરાવતી હોય તે તરફ દ્રષ્ટિ રાખવી તેનું નામ સગ્રહનય. સંગ્રહનયની સાથે પાશ્ચાત્ય-દર્શનના Classification ની સરખામણી થઇ શકે.

## વ્યવહાર

ઉપરોક્ત નયથી આ છેક જૂદો પડે છે વસ્તુત: સામાન્ય ભાવની ઉપેક્ષા કરી, વૈશિષ્ટ્ય પ્રતિ દૃષ્ટિ જોડવી તેનું નામ વ્યવહાર-નય. પાશ્ચાત્ય વિજ્ઞાનની અદર એને specification અથવા Individuation કહેવામાં આવે છે.

## ઋજુસૂત્ર

વસ્તુની પરિધિને જરા વધુ સાંકડી બનાવીને, તેની વર્તમાન અવસ્થાદ્વારા નિરૂપણ કરવું એનું નામ ઋજુસૂત્ર.

## શબ્દ

આ તથા આની પછીના બે નય શબ્દના અર્થનો વિચાર કરે છે. કોઈ પણ શબ્દનો સાચો અર્થ શું ? એ પ્રશ્નનો જવાબ ત્રણ નય પોતપોતાની પદ્ધતિએ આપે છે. પ્રત્યેક પરવર્ત્તી નય, પૂર્વવર્તી નયની અપેક્ષાએ શબ્દના અર્થને અધિક સંકીર્ણ બનાવે છે. શબ્દ–નય શબ્દને વિષે વધારેમાં વધારે અર્થનું આરોપણ કરે છે. એકાર્થવાચક શબ્દો, લિંગ–વચનાદિ ક્રમે પરસ્પર ભિન્ન હોવા છતા એક જ અર્થ સૂચવે એ આ શબ્દ–નયનો આશય છે-

## સમભિરૂઢ

સમભિરૂઢ, પ્રત્યેક શબ્દના મૂળ–ધાતુના તરફ લઈ જાય છે. એકાર્થવાચક શબ્દો પણ વસ્તુતઃ ભિન્ન ભિન્ન અર્થવાચક છે એમ તે બતાવે છે. શક્ર તથા પુરંદર શબ્દ, શબ્દનય પ્રમાણે એકાર્થવાચક છે. પરંતુ સમભિરૂઢ નય અન્વયે તો શક્તિશાળી પુરૂષ જ શક્ર અને પુરવિદારણકારી જ પુરંદર છે. મતલબ કે શક્ર અને પુરંદર ભિન્ન ભિન્ન અર્થવાચક છે.

## એવંભૂત

જ્યાં સુધી કોઈ પણ પદાર્થ, નિર્દિષ્ટરૂપે ક્રિયાશીલ હોય ત્યાં સુધી જ તે પદાર્થને તત્ સંબધી ક્રિયાવાચક શબ્દથી ઓળખાવી શકાય, બીજી ક્ષણે ને શબ્દનો વ્યવહાર બંધ પડે. જ્યાં સુધી પુરૂષ શક્તિવાળો છે ત્યાં સુધી તે શક્ર છે. શક્તિહીન થયો એટલે એ વ્યવહાર બંધ પડે–એને શક્ર ન કહી શકાય. આ એવંભૂત નય થયો.

નય, પદાર્થનો એક દેશ દર્શાવે છે. પદાર્થના યથાર્થ અને પરિપૂર્ણ સ્વરૂપ જોવા હોય તો જૈનાગમે સ્વીકારેલા

સ્યાદ્વાદનો આધાર લેવો જોઈએ. આ સ્યાદ્વાદ અથવા સપ્તભંગી જૈન દર્શનની એક મ્હોટામા મ્હોટી વિશિષ્ટતા છે.

## સ્યાદ્વાદ

પદાર્થ અગણિત ગુણના આશ્રયરૂપ છે. પદાર્થને વિષે એ સમસ્ત ભિન્ન ગુણોનો ક્રમે ક્રમે આરોપ કરવો એ સ્યાદ્વાદ નથી, એક તેમ જ અદ્વિતીય ગુણનું પદાર્થમાં આરોપણ કરવાથી એ પદાર્થનું સાત પ્રકારે નિરૂપણ થઈ શકે, સાત પ્રકારે એ વર્ણવી શકાય એ સાત પ્રકારની વર્ણના એનુ નામ સ્યાદ્વાદ અથવા સપ્તભંગી ન્યાય દાખલા તરીકે ઘટ નામના પદાર્થમાં અસ્તિત્વ નામના ગુણનું આરોપણ કરીએ. હવે એનું સાત પ્રકારે શી રીતે નિરૂપણ થઈ શકે તે આપણે જોઇએ;

(૧) સ્યાદસ્તિ ઘટ અર્થાત્ કોઈ એક અપેક્ષાએ ઘટ છે એમ કહેવાય. પણ ઘટ છે એનો અર્થ શું ? ઘટ એક નિત્ય, સત્ય, અનત, અનાદિ અપરિવર્તનીય પદાર્થરૂપે વિદ્યમાન છે એવો એનો અર્થ નથી. ઘટ છે એમ કહેવાનો અર્થ એટલો જ કે સ્વ-રૂપ હિસાબે અર્થાત્ ઘટરૂપે, સ્વ-દ્રવ્ય હિસાબે અર્થાત્ એ માટીનો બનેલો છે એ હિસાબે, સ્વ-ક્ષેત્ર અર્થાત્ અમુક એક શહેરને વિષે (પાટલીપુત્રને વિષે) અને સ્વ-કાળ અર્થાત્ અમુક એક ઋતુને ( વસતઋતુને ) વિષે વર્તમાન છે.

(૨) સ્યાન્નાસ્તિ ઘટ. અર્થાત્ કોઈ એક અપેક્ષાએ ઘટ નથી પર-રૂપ અર્થાત્ પટરૂપે, પરદ્રવ્ય હિસાબે અર્થાત્ સુવર્ણમય અલકારની અપેક્ષાએ, પર-ક્ષેત્ર અર્થાત્ બીજા કોઈ શહેરની ( ગાંધારની ) અપેક્ષાએ અને પર-કાળ અર્થાત્ બીજી કોઇ એક ઋતુની ( શીતઋતુની ) અપેક્ષાએ આ ઘટ નથી; એમ પણ કહી શકાય.

(૩) स्यादस्ति नास्ति च घट अर्थात् એક અપેક્ષાએ ઘટ છે અને બીજી અપેક્ષાએ ઘટ નથી. સ્વ-દ્રવ્ય, સ્વ-ક્ષેત્રની અપેક્ષાએ એ ઘટ છે અને પર-દ્રવ્ય, પર-ક્ષેત્રની અપેક્ષાએ એ ઘટ નથી. આ વાત ઉપર કહેવાઈ ગઈ છે.

(૪) स्यादवक्तव्यः घटः અર્થાત્ એક અપેક્ષાએ ઘટ અવક્તવ્ય છે એક જ સમયે આપણને એમ લાગે કે ઘટ છે અને ઘટ નથી, એનો અર્થ એ થયો કે ઘટ અવક્તવ્ય બની ગયો, કારણ કે ભાષાની અંદર એવો કોઈ શબ્દ નથી કે જે એકી સાથે અસ્તિત્વ તેમ જ નાસ્તિત્વ દર્શાવી શકે. ત્રીજા ભાગમાં આપણે જે ઘટનું અસ્તિત્વ જોઈ ગયા તેનો આશય એવો નથી કે જે ક્ષણે ઘટનું અસ્તિત્વ લાગે છે તે જ ક્ષણે એનુ નાસ્તિત્વ લાગે છે

(૫) स्यादस्ति च अवक्तव्यः घट.-અર્થાત્ એક અપેક્ષાએ ઘટ છે અને તે પણ અવક્તવ્ય છે પહેલા અને ચોથા ભાગાને સાથે લેવાથી આ ભાંગો સમજાશે.

(૬) स्यान्नास्ति च अवक्तव्य घट-અર્થાત્ એક અપેક્ષાએ ઘટ નથી અને તે પણ અવક્તવ્ય છે. બીજા અને ચોથા ભાંગાના સંકલન ઉપર આ નયનો આધાર છે.

(૭) स्यादस्ति च नास्ति च अवक्तव्यः घटः અર્થાત્ એક અપેક્ષાએ ઘટ છે, ઘટ નથી, અને તે પણ અવક્તવ્ય છે. આ સાતમો ભાંગો ત્રીજા અને ચોથા ભાંગાના મેળ ઉપર યોજાયો છે.

જૈન દાર્શનિકો કહે છે કે યથાર્થ વસ્તુવિચાર માટે આ સપ્તભંગી અથવા સ્યાદ્વાદ અનિવાર્ય છે. સ્યાદ્વાદના આશ્રય વિના વસ્તુનું સ્વરૂપ ન સમજાય. "ઘટ છે" એમ કહેવા

માત્રથી એનું સંપૂર્ણ વિવરણ આવી ગયું એમ ન કહેવાય. "ઘટ નથી" એમ કહેવામા પણ ઘણી અપૂર્ણતા રહી જાય છે. "ઘટ છે અને ઘટ નથી પણ" એમ કહી નાખવું એ પણ બરાબર નથી. "ઘટ અવક્તવ્ય છે" એ વિવરણ પણ સંપૂર્ણ નથી. સપ્તભંગીના એક બે ભાંગાની સહાયથી વસ્તુ-સ્વભાવનું પૂરેપૂરુ નિરૂપણ ન થઈ શકે એમ જૈનો ભાર મૂકીને કહે છે.

અને જૈનોની એ માન્યતા છેક ઉડાવી નાખવા જેવી નથી. એકે એક ભાગામાં કંઈ ને કંઈ સત્ય તો જરૂર છે. પૂર્વોક્ત સાત નયની દૃષ્ટિએ જોઇએ તો જ સંપૂર્ણ સત્ય તથા તથ્ય મેળવી શકાય, અસ્તિત્વ વિષે જે સપ્તભંગીની અવતારણા આપણે જોઈ ગયા તે જ પ્રમાણે નિત્યત્વાદિ ગુણ પરત્વે પણ એજ સપ્તભંગી ઘટાવી શકાય. એટલે કે પદાર્થ નિત્ય છે કે અનિત્ય ? એ પ્રશ્નના જવાબમા જૈનો પૂર્વોક્ત સપ્ત-ભંગીની સહાય લે છે. જૈન સિદ્ધાંત તો કહે છે કે પદાર્થતત્ત્વના નિરૂપણ અર્થે સ્યાદ્વાદ જ એક માત્ર ઉપાય છે.

## દ્રવ્ય.

દ્રવ્યની ઉત્પત્તિ છે તેમને નાશ પણ છે એમ આપણે સૌ માનીએ છીએ. ભારતવર્ષમાં બૌદ્ધો અને ગ્રીસમાં Heraltitus ના શિષ્યો દ્રવ્યને અનિત્ય ગણતા; પણ ખરૂં કહીએ તો દેખીતી ઉત્પત્તિ અને દેખાતા વિનાશમા-એટલે કે પરિવર્તન માત્રના મૂળમાં એક એવુ તત્ત્વ હોય છે કે જે હમેશાં અવિકૃત જ રહે છે. દાખલા તરીકે અલંકારના પરિવર્તનમાં સોનું તો એનું એજ હોય છે-માત્ર ઘાટ અથવા આકાર ફરતા રહે છે. ભારતવર્ષમાં વેદાન્તીઓએ અને ગ્રીસમાં

Parmenides ના અનુયાયીઓએ પરિવર્તનવાદ જેવી વસ્તુજ ઉડાવી દીધી-દ્રવ્યની નિત્ય સત્તા અને અવિકૃતિ ઉપર ભાર મૂક્યો. સ્યાદ્વાદવાદી જૈનો એ બન્ને વાતો અમુક અપેક્ષાએ સ્વીકારે છે અને અમુક અપેક્ષાએ પરિહરે છે એમનું કહેવું એમ છે કે સત્તા પણ છે તેમ પરિવર્તન પણ છે. એટલે જ તેઓ દ્રવ્યનુ વર્ણન કરતી વેળા એને "ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય-યુક્ત" કહે છે. મતલબ કે (૧) દ્રવ્યની ઉત્પત્તિ છે, (૨) દ્રવ્યનો વિનાશ છે અને (૩) દ્રવ્યની અંદર એક એવું તત્ત્વ છે કે જે ઉત્પત્તિ વિનાશરૂપ પરિવર્તનમાં પણ અવિકૃત-અપરિવર્તિત અને અતૂટ રહી જાય છે.

## દ્રવ્ય, ગુણ, પર્યાય.

દ્રવ્યનો વિચાર કરતા એના ગુણ અને પર્યાય પણ વિચારવા જોઇએ. જૈનો દ્રવ્યને કેટલાક અંશે Cartesian ના Substance જેવું માને છે. દ્રવ્યની સાથે જે ચિરકાળ અવિચ્છિન્નપણે રહે, અથવા તો જેના વિના દ્રવ્ય, દ્રવ્ય જ ન ગણાય એને તેઓ 'ગુણ' કહે છે દ્રવ્ય સ્વભાવત· અવિકૃત રહીને અનંત પરિવર્તનોની અંદર જે દેખાય તે પર્યાય. જૈનો જેને પર્યાય કહે છે તેને Cartesian mode કહે છે. જૈન દૃષ્ટિએ પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ પાંચ અજીવ દ્રવ્ય છે જીવ એ પણ દ્રવ્ય છે બધા મળીને છ દ્રવ્ય છે.

## અવધિજ્ઞાન

મતિ-શ્રુતાદિ પંચવિધ જ્ઞાનમા આપણે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન વિષે વિચાર કર્યો. હવે અવધિજ્ઞાન આદિ લઇએ. સ્થૂલ ઇન્દ્રિય-ગોચરતાની બહાર જે બધા રૂપવિશિષ્ટ દ્રવ્ય છે

તેની અસાધારણ અનુભૂતિ, અવધિજ્ઞાનના નામે ઓળખાય છે. આજે કેટલાકો જેને Clairvoyance કહે છે તેની સાથે કોઈક અપેક્ષાએ આને સરખાવી શકાય અવધિજ્ઞાનના ત્રણ ભેદ છે. દેશાવધિ, પરમાવધિ અને સર્વાવધિ. દેશાવધિ દિશા અને કાળથી સીમાબદ્ધ છે, પરમાવધિ અસીમ છે, સર્વાવધિ વડે વિશ્વના સમસ્ત રૂપી દ્રવ્યોનો અનુભવ થઈ શકે

## મનઃપર્યવ

બીજાની ચિત્તવૃત્તિના વિષયનો અનુભવ તે મનઃપર્યવજ્ઞાન પાશ્ચાત્ય વિજ્ઞાનમાં એને ટેલીપથી કિંવા Mind-reading એવી સંજ્ઞા આપવામા આવી છે. મનઃપર્યવજ્ઞાનના ઋજુમતિ અને વિપુલમતિ એવા બે ભેદ છે ઋજુમતિ સકીર્ણતર છે. વિપુલમતિની સહાયથી વિશ્વના સમસ્ત ચિત્તસબધી વિષયોનુ સૂક્ષ્મ અવલોકન થઈ શકે

## કેવળજ્ઞાન

ચૈતન્યવાળા જીવોના જ્ઞાનની એ છેક છેલ્લી મર્યાદા છે. વિશ્વના બધા વિષયો કેવળજ્ઞાનમાં સમાઈ જાય છે. કેવળજ્ઞાન એટલે સર્વજ્ઞતા એમ કહીએ તો પણ ચાલે. કેવળજ્ઞાન આત્મામાંથી જ ઉદ્ભવે છે. અને ઇન્દ્રિયની કે બીજી કોઈ વસ્તુની મદદની જરૂર નથી

કેવળજ્ઞાની મુક્તિને વરેલા અથવા મુક્તપુરૂષ હોય છે કેવળજ્ઞાનની સાથે જ અહી આપણને, જૈન દર્શને કહેલા સાત તત્ત્વોનુ સ્મરણ થાય છે. જૈન દર્શને નિરૂપેલા એ સાત તત્ત્વોના નામ આ પ્રકારે છે.—જીવ, અજીવ, આશ્રવ, બધ, સંવર, નિર્જરા અને મોક્ષ.

## જીવ, અજીવ

જૈન દર્શન પ્રમાણે જીવ ચેતનાદિ ગુણવિશિષ્ટ છે. સ્વભાવે શુદ્ધ એવો જીવ અનાદિ કાળથી અજીવ તત્ત્વ વડે લેપાએલો છે. એ અજીવ તત્ત્વથી છૂટવું એનું નામ મુક્તિ.

## આશ્રવ

સ્વભાવે શુદ્ધ એવો જીવ જ્યારે રાગ-દ્વેષ કરે છે ત્યારે જીવને વિષે કર્મ-પુદ્ગલ આશ્રવ પામે છે-પ્રવેશ કરે છે. આશ્રવના બે પ્રકાર છે. શુભ અને અશુભ. શુભ આશ્રવને અંગે જીવ સ્વર્ગાદિના સુખનો અધિકારી બને, અને અશુભ આશ્રવને પરિણામે એને નરકાદિની યાતનાઓ સહેવી પડે. આશ્રવકાળે જે કર્મ-પુદ્ગલો જીવમાં પ્રવેશ કરે છે તેની પ્રકૃતિ આઠ પ્રકારની છે. જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ, મોહનીય કર્મ, વેદનીય કર્મ, આયુકર્મ, નામકર્મ, ગોત્રકર્મ અને અંતરાય કર્મ

જે કર્મ જ્ઞાનને ઢાંકી રાખે તે જ્ઞાનાવરણીય. જે કર્મને લીધે જીવનો સ્વાભાવિક દર્શન-ગુણ ઢંકાએલો રહે તેનું નામ દર્શનાવરણીય. જે કર્મ જીવના સમ્યક્ત્વ તેમજ ચારિત્રગુણનો ઘાત કરે, જીવને અશ્રદ્ધા અને લોભાદિમાં મુઝવી મારે, તેનું નામ મોહનીય કર્મ. વેદનીય કર્મના પરિણામે જીવને સુખ-દુઃખરૂપ સામગ્રી મળે આયુકર્મના પ્રતાપે જીવ મનુષ્યાદિનુ આયુષ પ્રાપ્ત કરે. જીવની ગતિ, જાતિ શરીર વિગેરેની સાથે નામકર્મનો સબંધ રહે છે ઉચ્ચ-નીચ ગોત્ર પામવાનો આધાર ગોત્રકર્મ ઉપર છે. અંતરાય કર્મને લીધે દાનાદિ સત્કાર્યને વિષે પણ વિઘ્ન આવે આ આઠ કર્મના બીજા ઘણા ભેદ છે બહુ વિસ્તાર થઈ જાય માટે અહીં આપ્યા નથી.

## બંધ

સ્વભાવે મુક્ત એવો જીવ, ઉપર કહ્યું તેમ કર્મ-પુદ્ગલના આશ્રવથી બંધાએલો રહે છે. અજીવ કર્મપુદ્ગલની સાથે જીવનું મળી જવું એનું નામ બંધ.

## સંવર

સંસારના મોહમાં ખૂંચી ગએલા જીવમાં, કર્મનો આશ્રવ જે વડે રોકાય તેનું નામ સંવર. સંવર, બંધાએલા જીવને મુક્તિના માર્ગે લઈ જાય છે. જૈન શાસ્ત્રોમાં વર્ણવેલી ત્રણ ગુપ્તિ, પાંચ સમિતિ, દશવિધ ધર્મ, બાર અનુપ્રેક્ષા, બાવીશ પ્રકારના પરીસહનો જય, પાંચ પ્રકારના ચારિત્ર અને બાર પ્રકારના તપવડે સંવર સાધી શકાય છે. એ બધાનાં લક્ષણો વર્ણવાનું આ સ્થાન નથી

## નિર્જરા

કર્મના એકદેશી ક્ષયનું નામ નિર્જરા, સવિપાક અને અવિપાક એવા નિર્જરાના બે ભેદ છે. નિર્દિષ્ટ ફળભોગ પછી કર્મનો જે સ્વાભાવિક ક્ષય થાય તે સવિપાક નિર્જરા, અને ફળભોગ પહેલાં ધ્યાનાદિ સાધના વડે જે કર્મ ક્ષય પામે તે અવિપાક નિર્જરા.

## મોક્ષ

જીવના બધા કર્મ ખપી જાય એટલે તે મોક્ષગતિને પામે—સ્વાભાવિક અવસ્થાને પ્રાપ્ત કરે.

જૈન શાસ્ત્રમાં મોક્ષમાર્ગની ચૌદ પગથીઓ વર્ણવી છે. એને ચૌદ ગુણસ્થાનક કહેવામાં આવે છે. અહી તો માત્ર એનાં નામ આપીને જ સંતોષ માનું છુ (૧) મિથ્યાત્વ (૨) સાસાદન (૩) મિશ્ર (૪) અવિરત સમ્યક્ત્વ (૫) દેશવિરત

(૬) પ્રમત્તવિરત (૭) અપ્રમત્તવિરત (૮) અપૂર્વકરણ (૯) અનિવૃત્તિકરણ (૧૦) સૂક્ષ્મસંપરાય (૧૧) ઉપશાંતમોહ (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગકેવલી (૧૪) અયોગકેવલી. આ બધાના લક્ષણ જવા દઉં છું

## મોક્ષમાર્ગ

જૈનાચાર્યો, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને, એકીસાથે ત્રણેને, મોક્ષમાર્ગના પ્રાપક–મોક્ષમાર્ગે લઇ જનારા કહે છે. એને ત્રિરત્ન અથવા રત્નત્રયરૂપે પણ ઓળખવામા આવે છે.

## સમ્યક્દર્શન

જીવ અજીવ વગેરે પૂર્વોક્ત તત્ત્વોનુ જે વિવરણ કર્યું તેને વિષે અચલ શ્રદ્ધા એનું નામ સમ્યગ્દર્શન.

## સમ્યગ્જ્ઞાન

સંશય, વિપર્યય અને અનધ્યવસાય નામના ત્રણ પ્રકારના સમારોપ અથવા એ ત્રણ પ્રકારની ભ્રાંતિઓ છે એ સમારોપવર્જિત–ભ્રાંતિવગરનું જ્ઞાન એ સમ્યગ્જ્ઞાન.

## સમ્યક્ચારિત્ર

રાગ–દ્વેષરહિતપણે પવિત્ર આચરણોનું અનુષ્ઠાન એનું નામ સમ્યક્ચારિત્ર.

## ઉપસંહાર

જૈન વિજ્ઞાનની વાત કહેતાં, અહી બીજી ઘણી વાતોનુ અવતરણ કરવુ જોઇએ, પણ શ્રોતાઓને કે વાચકોને કંટાળો ન આવે એટલા સારૂ મે બની શકે એટલુ ટુંકામાં જ પતાવ્યુ છે બાકી તો જૈન કાવ્ય, જૈન કથા, જૈન સાહિત્ય, જૈન નીતિગ્રંથ, જૈન જ્યોતિષ, જૈન ચિકિત્સાશાસ્ત્ર વિગેરેની અંદર

એટલી વિગતો, એટલા સિદ્ધાંતો અને એટલાં ઐતિહાસિક ઉપકરણો છે કે યોગ્ય વિવેચન વગર સામાન્ય લોકસમૂહ તે સમજી શકે નહીં. મેં અહીં જે જૈન વિજ્ઞાનની રૂપરેખા આંકી છે તે તો અતિ સામાન્ય છે, જૈન દર્શનનું ખાલી હાડપિંજર છે એમ કહું તો ચાલે.

પ્રમાણાભાસ એ શું છે? વાદવિચાર કેવો હોય? ફલપરીક્ષાની પદ્ધતિ કેવી હોય? એવું એવું ઘણું જૈન દર્શનમાં છે. મે અહીં એનો સ્પર્શ સરખો પણ નથી કર્યો, છતાં મને ખાત્રી છે કે આટલા ટુંકા વિવેચન ઉપરથી સુજ્ઞપુરૂષો એટલું તો જરૂર જોઈ શકશે કે વર્તમાન યુગના વિજ્ઞાન સબંધી ઘણાંખરાં મૂળ સૂત્રો જૈન વિજ્ઞાનમા છે.

જૈન વિદ્યા ભારતવર્ષની વિદ્યા છે. એ વિદ્યાનો પુનરૂદ્ધાર કરવાની જવાબદારી ભારતવર્ષ ઉપર છે. ભારતવર્ષની લોપ પામેલી વિદ્યા અને સભ્યતાનો પુનરૂદ્ધાર કરવામાં બંગાળે હંમેશા આગળ પડતો ભાગ ભજવ્યો છે બંગાળામા આજ સુધીમાં ઘણી પુરાણી જૈન પ્રતિમાઓ મળી આવી છે. બંગાળામાં જ "સરાક" નામની એક અહિંસાપ્રિય જાતિ વસતી હોવાનું બ્હાર આવ્યું છે આજે તો જો કે એ જાતિ હિંદુસમાજની અંદર સમાઇ ગઇ છે તો પણ એ પ્રાચીન જૈન સમાજની-શ્રાવક સમાજની વારસદાર છે એ વિષે જરાય શંકા નથી એમના આચાર, એમની લોકકથા અને સંસ્કાર ઉપરથી એ સિદ્ધાંત વધુ મજબૂત બને છે

એવું પણ એક અનુમાન નીકળે છે કે બંગાળામાં જેને આજે બર્દવાન-વર્ધમાન નગર કહેવામાં આવે છે તે જૈન સંપ્રદાયના છેલ્લા ચોવીશમા તીર્થંકર, શ્રીવર્દ્ધમાનસ્વામીના

નામ સાથે સંકળાએલુ હોય. મહાવીરસ્વામીના નામને પ્રતાપે બંગાળાની ભૂમિમાં વીરભૂમિ (વીરભૂમ જીલ્લો) નામ અંકાયું હોય એ પણ સ્વાભાવિક છે. બંગાળામાં જૈન પ્રતિમાઓ ઉપરાંત કોઈ કોઈ સ્થળે પ્રાચીન જૈન મંદિર પણ મળી આવે છે. બંગાળની પાસે મગધમાં જૈન સંપ્રદાયના ઘણા ઘણા મહાપુરૂષોએ પોતાની વીરહાક ગજાવી છે આ બધું જોતાં, સભ્યતાભિમાની બંગાળીઓ, જૈન વિદ્યાના પુનરૂદ્ધારમાં પૂરો રસ ન લે તો એમને માટે એ એક આક્ષેપનો વિષય ગણાય.

બીજી પણ એક વાત અહીં કહી દઉં અહિંસાધર્મના પ્રતાપે ભારતવર્ષનો રાજનૈતિક ઉદ્ધાર થવો જોઇએ એમ મહાત્મા ગાંધીજી તરફથી આપણને કહેવામાં આવે છે. સૌ પ્રથમ બંગાળે જ એ રાજનૈતિક અહિંસા આચરી બતાવી હતી એ અહિંસા મૂળ ક્યાંથી આવી? વેદાશ્રિત ધર્મમાં અહિંસાની પ્રશંસા છે એ વાતની હું ના નથી પાડતો. બૌદ્ધો પણ અહિંસાને પોતાના ધર્મના આધારરૂપ માને છે, પરંતુ ભારતવર્ષનો જૈન સમાજ બીજાની જેમ અહિંસાધર્મના ગીત ગાઇને જ બેસી રહેતો નથી. મન, વચન, કાયાથી એ ધર્મ પાળે છે બીજી રીતે જૈન સમાજ ભલે પાછળ રહી ગયો હોય તો પણ તેની અહિંસાની આરાધના-ભક્તિ પ્રશંસનીય છે જૈન વિદ્યાના પુનરૂદ્ધારમાં બંગાળના વિદ્વાન ભાઇઓ યથાશક્તિ સહાય આપવા તૈયાર રહે તો ભારતવર્ષની સભ્યતા દીપી નીકળે એ વાત ફરીથી કહી આ નિબંધ સમાપ્ત કરું છું.[1]

---

1 બંગાલી સાહિત્ય-પરિષદમાં (રાધાનગર મુકામે) આ નિબંધ વંચાયો હતો.

# જીવ

જડથી જુદા પદાર્થને જૈન દાર્શનિકો 'જીવ' કહે છે. યોગ અને સાંખ્યદર્શનમાં જે 'પુરુષ' છે; ન્યાય, વૈશેષિક, અને વેદાંતમાં જે 'આત્મા' છે તે જૈન દર્શનની દૃષ્ટિએ જીવ છે. એટલું છતાં એમની વચ્ચે જેવો તેવો ભેદ નથી. સાંખ્ય તથા યોગે પ્રતિપાદેલા પુરુષની સાથે જિનદર્શને સ્વીકારેલા જીવનો પ્રભેદ છે ન્યાય અને વૈશેષિક આત્મા તથા જિનદર્શનના જીવ વચ્ચે પણ ભેદ છે. વેદાંત આત્મા અને જૈન દર્શનનો જીવ એ બેઉ એક નથી. ચાર્વાકે પ્રચારેલો નિરાત્મવાદ પણ જૈનો કબૂલ રાખતા નથી. બૌદ્ધોના વિજ્ઞાન-પ્રવાહવાદનું પણ જૈન દાર્શનિકોએ ખંડન કર્યું છે: તો પછી જૈનદર્શન-સમ્મત જીવનું લક્ષણ શું? દ્રવ્યસંગ્રહ અને પંચાસ્તિકાયમાં તેની આ પ્રમાણે વ્યાખ્યા આપી છે.

जीवो उवओगमओ अमुत्तो कत्ता सदेहपरिमाणो ।
भोत्ता संसारत्थो सिद्धो सो विस्ससोड्ढगई ॥२॥(દ્રવ્યસંગ્રહ)

જીવ ઉપયોગવાળો, અમૂર્ત, કર્તા, પોતાના દેહ જેટલાજ પરિણામવાળો, ભોકતા, સંસારસ્થ, સિદ્ધ અને સ્વભાવે ઊર્ધ્વગતિવાળો છે.

जीवोत्ति हवदि वेदा उवओगविसेसिदो पहू कत्ता ।
भोत्ता च देहमत्तो ण हि मूत्तो कम्मसंजुत्तो ॥ (પં. મ. સ.)

જીવ અસ્તિત્વવાળો, ચેતન, ઉપયોગવિશિષ્ટ, પ્રભુ, કર્તા, ભોકતા, દેહમાત્ર, અમૂર્ત અને કર્મસંયુક્ત છે.

શ્રી વાદિદેવ સૂરિ પણ પ્રમાણનયતત્ત્વાલોકાલંકારમાં (૭-૫૬) કહે છે કે. "चैतन्यस्वरूपः परिणामी, कर्ता, साक्षाद्भोक्ता, स्वदेहपरिमाणः प्रतिक्षेत्रं विभिन्न पौद्गलिकादृष्टवांश्चायम् ।"

ઉપરના વચનોનો વિચાર કરતાં એટલું દેખાઈ આવે છે કે જૈન દર્શન પ્રમાણે જડથી જૂદો એવો જે જીવ તે સત્ય પદાર્થ છે. તે ચેતન, અમૂર્ત, સંસારી દશામાં કર્મવશ, કર્તા, ભોકતા, દેહપ્રમાણ અને પ્રભુ ઇત્યાદિ લક્ષણવાળો છે.

ચાર્વાકો જડથી જૂદા પદાર્થનું અસ્તિત્વ જ નથી સ્વીકારતા. તેઓ પૃથ્વી, પાણી; વાયુ ને તેજ એ ચાર પદાર્થને જ માને છે એ ઉપરાંત બીજો એકે એકાન્ત સત્ પદાર્થ નથી એમ કહે છે. જગતના બધા પદાર્થો એ ચાર મહાભૂતના સંમિશ્રણાદિથી ઉત્પન્ન થાય છે. મનુષ્યાદિ જીવો ચેતન છે એ વાતની તેમનાથી ના પાડી શકાતી નથી. પણ ચૈતન્ય છે માટે આત્મા જેવું કંઇક હોવું જોઇએ, આત્મા સ્વીકારવો જોઇએ એ વાત એમના ગળે નથી ઉતરતી. જેમ ધાન્ય અને ગોળ જેવી વસ્તુઓ સડતી સડતી દારૂના રૂપમાં પરિણમે છે તેમ ચૈતન્ય પણ ઉપર કહ્યા તે ચાર મહાભૂતોમાંથી જ પરિણમે છે: ચાર્વાકોનો એ સિદ્ધાંત છે.

વર્તમાન યુગના કેટલાક જડવાદીઓ કેટલેક અંશે એ જ સિદ્ધાંતનો પડઘો પાડી રહ્યા છે. તેઓ કહે છે કે યકૃતમાંથી જેમ એક પ્રકારનો રસ નીકળે છે તેમ મસ્તકમાંથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે. માટે જડ પદાર્થથી જૂદો આત્મા નામનો પદાર્થ છે-સ્વતંત્ર પદાર્થ છે એમ માનવાની કંઈ જરૂર નથી.

એ બધાની સામે જવાબ આપવા માગીએ તો એમ કહી શકીએ કે ધાન્ય, ગોળ વિગેરેમાંથી જે પરિણમે છે તે વસ્તુતઃ જડ જ છે યકૃતમાંથી જે રસ. નીકળે છે તે પણ જડ છે. એવો નિયમ છે કે જડમાંથી જડ જ ઉત્પન્ન થાય મસ્તકમા પણ એવો જ જડ પદાર્થ નીપજે એ સભવે. જડમાંથી જડ કરતા સાવ જૂદી વસ્તુ શી રીતે સભવે? ચૈતન્ય એ જડનું પરિણામ કેમ હોઈ શકે? આ યુક્તિનો વિચાર કરતાં, વર્તમાન યુગના કેટલાક અધ્યાત્મવાદી દાર્શનિકો જડવાદનો પરિહાર કરી ચૈતન્યની એક જૂદી જ સત્તા સ્વીકારવા લલચાયા છે બૌદ્ધો ચૈતન્યને જડમાથી ઉપજેલુ નથી માનતા. એમણે વિજ્ઞાનની ક્ષણિક સત્તાનો સ્વીકાર કરી જડવાદને પાછો ધકકેલ્યો છે. જૈનોએ જીવમા ચૈતન્ય-ગુણ સ્વીકારી, અધ્યાત્મવાદનો પાયો ખૂબ મજબૂત કર્યો છે ચાર્વાકોને અને બૌદ્ધોને જૈનોએ સજ્જડ જવાબ આપ્યા છે.

ચાર્વાક મતનું ખંડન કરતાં, જૈનો કહે છે કે ચૈતન્ય જો જડ શરીરમાંથી જ પરિણમતું હોય તો પ્રાણી મરી ગયા પછી એ ચૈતન્ય કેમ કળાતુ નથી? મૃત્યુ પછી શરીર તો જેમનુ તેમજ રહી જાય છે. એનો કોઇ અંશ ઓછો નથી થઈ જતો. મૃત્યુ થતાં રોગ ચાલ્યો જાય છે. એ રોગ ગયા પછી એકલુ શરીર પડી રહે છે તે તો તમારા

સિદ્ધાંત પ્રમાણે ઘણું નીરોગ-સ્ફુર્તિવાળું રહેવું જોઇએ. પણ એવું બનતુ દેખાતું નથી તેથી જ અમે કહીએ છીએ કે જડ શરીર, કોઇ દિવસ પણ ચૈતન્યનુ કારણ ન હોઈ શકે.

શરીરને ચૈતન્યનું સહકારિ-કારણ કહેવામાં આવે તો પણ તે ઠીક નથી, કારણ કે ચૈતન્યનુ એક અશરીર-અજડ એવું ઉપાદાન તો તમારે કલ્પવું જ પડશે પરન્તુ એમ માનવા જશો તો તમારો સિદ્ધાંત પડી ભાંગશે. એટલે એ વાત તમને નહી પાલવે.

શરીર એ જ ચૈતન્યનુ ઉપાદાન કારણ છે એમ કહેશો તો પણ નહીં ચાલે. કારણ કે જો તમે કહો છો તેમ હોય તો શરીરમા જ્યારે વિકાર થાય છે ત્યારે ત્યારે ચૈતન્યમાં પણ એવો જ વિકાર થવો જોઇએ. પણ અનુભવમાં એવું કંઇ જણાતુ નથી. વળી આનદ, શોક, મૂર્છા, નિદ્રા, ભય જેવા વિકારો ચૈતન્યમાં થાય છે ત્યારે એને અનુરૂપ વિકારો શરીરમાં પણ દેખાવા જોઇએ. પરન્તુ એવુ કઈ દેખાતુ નથી.

એક બીજો વાંધો પણ નડશે. પ્રાણી જેમ જાડું તેમ તેની બુદ્ધિ પણ ઘણી વધારે રહેવી જોઇએ. મોટે ભાગે એનાથી ઉલટું જ જોવામાં આવે છે શરીર જો ચૈતન્યના ઉપાદાન-કારણરૂપ હોય તો એમ કેમ બને? ન્હાના-પાતળા શરીરવાળા પ્રાણી બહુ બુદ્ધિશાલી દેખાય છે. વળી ચૈતન્ય પ્રવાહમાં પ્રાણીને "અહં" જ્ઞાન રહે છેઃ એટલે કે "હું છુ" એવું જ્ઞાન હંમેશા રહ્યા જ કરે છે. આ જ્ઞાન શરીરમાંથી ઉત્પન્ન થતુ નથી. જો એમ હોત તો "મારૂં

શરીર" એવો પ્રયોગ કઈ રીતે સંભવે? "હું" જેને કહીએ છીએ તે શરીરથી ભિન્ન અને પ્રત્યક્ષપણે સિદ્ધ થઈ શકે એવી વસ્તુ છે.

જડ પદાર્થનો વિકાર એ ચૈતન્ય નથી: જૈનોની સાથે બૌદ્ધ દાર્શનિકો એ વાતમાં સહમત થાય છે. પણ બૌદ્ધો આત્મા નામના એક સત્ પદાર્થનું અસ્તિત્વ નથી માનતા, તેઓ કહે છે કે પ્રત્યેક પળે વિજ્ઞાનનો ઉદય અને વળી લય થયા જ કરે છે. એ વિજ્ઞાનના મૂળમાં કોઈ સ્થાયી સત્ પદાર્થ નથી. એક પળે જે વિજ્ઞાન સંસ્કાર રૂપે હોય છે તે જ પાછું બીજી પળે વિજ્ઞાનના કારણરૂપ બને છે, પુનઃ એ કાર્યરૂપ વિજ્ઞાન તે પછીના વિજ્ઞાનનું કારણ બની જાય છે આ પ્રમાણે પરસ્પરભિન્ન ક્ષણિક વિજ્ઞાન-સમૂહની અંદર પરંપરારૂપે કાર્ય-કારણભાવ રહે છે. બૌદ્ધો એને વિજ્ઞાનપ્રવાહ કહે છે, વિજ્ઞાનસંતાન પણ કહે છે. આ પ્રવાહ રૂપી વિજ્ઞાનસંતાન સિવાય આત્મા કે જીવ જેવી બીજી વસ્તુ નથી.

Hume, Mill વિગેરે વર્તમાન યુગના Sensationist દાર્શનિકો પણ બૌદ્ધોની જેમ વિજ્ઞાનવાદી અથવા નિરાત્મવાદી છે. તેમણે એક ચૈતન્યધારી અને અવિચ્છિન્નતાની કલ્પના કરી છે. બૌદ્ધદર્શનના વિજ્ઞાનપ્રવાહ સાથે એ મેળ ખાય છે.

આ નિરાત્મવાદની સામે પહેલો વાંધો તો એ જ છે કે ક્ષણિક વિજ્ઞાનસમૂહના મૂળમાં કોઈ પણ નિયામક-સત્ પદાર્થ નથી. બે વસ્તુને જોડનારું કંઇ ન હોય ત્યાં એ બન્ને

છૂટા પડી જાય એ સમજાય એવી વાત છે. એટલે સંતાન અથવા વિજ્ઞાનપ્રવાહ અસંભવિત બને છે. આત્મા ન હોય તો ક્ષણિક વિજ્ઞાનસમૂહને વિષે ક્રમ, વ્યવસ્થા કે શૃંખલા શી રીતે જળવાય? અને શૃંખલા ન હોય તો સ્મૃતિ (પ્રથમના અનુભવનો પુન. પ્રબોધ) અને પ્રત્યભિજ્ઞા (આ તે જ છે) શી રીતે સંભવે? વેદાન્તદર્શને પણ આ વિજ્ઞાનવાદનું ખંડન કર્યું છે જૈનાચાર્યોએ પણ આ વિજ્ઞાનવાદના દોષો વીણી વીણીને બતાવ્યા છે.

બૌદ્ધોના અનાત્મવાદના સંબંધમા જૈનાચાર્યો કહે છે કે જો જીવ જેવી વસ્તુ ન સ્વીકારો તો પછી સ્મૃતિ અસંભવિત બને છે છેક જૂદા પડી જતા વિજ્ઞાનસમૂહમાં એકના અનુભવની સ્મૃતિ બીજાને કઈ રીતે થાય? જો એમ જ બનતું હોય તો પછી એક વ્યક્તિના અનુભવનો વિષય બીજાની સ્મૃતિનો વિષય બનવો જોઇએ. પણ એમ બનતુ જોવામાં આવતું નથી.

બૌદ્ધો ચૈત્યવંદનામા માને છે. જૈનાચાર્યો કહે છે કે "તમારા ધર્મમા ચૈત્યવંદના એક પુણ્યકાર્ય છે. અને તેનાથી સારૂ ફળ મળે છે; પણ જે ચૈત્યવંદન કરે છે તે બીજી ક્ષણે નથી રહેતો—બદલાઈ જાય છે. તો પછી ચૈત્યવંદનનુ સુફળ કોણ ભોગવશે? એટલે બનશે એવું કે કરશે એક અને ભોગવશે બીજો અથવા તો કરશે કોઈ અને ભોગવશે કોઈ નહીં. "અકૃતાભ્યાગમ" અને "કૃત પ્રણાશ" એ બે જે મોટા દોષ છે તે વડે તમારો સિદ્ધાંત દૂષિત છે. કર્યા વગર ભોગવવું પડે અને કરેલું કર્મ નિષ્ફળ જાય એ બે દોષો કંઈ જેવા તેવા નથી તમારો અનાત્મવાદ તો ખરૂ જોતાં કર્મફળવાદના મૂળમાંજ કુહાડો મારે છે.

બૌદ્ધોની સામે યુક્તિ પૂર્વક લડવામા જૈન દર્શન તથા વેદાન્ત દર્શન એકમત થાય છે, પણ જૈન અને વેદાન્તના મૌલિક સિદ્ધાંતમાં ભેદ છે. વેદાંત દર્શનમાં જીવાત્માઓની પારમાર્થિક સત્તા મુદ્દલ નથી. આત્મા એક અને અદ્વિતીય છે–અદ્વૈત બ્રહ્મ છે. અસંખ્ય જીવાત્માઓ, તે એક અદ્વિતીય એક માત્ર સત્ય અદ્વૈત બ્રહ્મના પરિણામ કિંવા વિવર્ત માત્ર છે. આ વેદાંત મત છે. બધા જીવોની અંદર એજ એક પરમાત્મા વિરાજમાન છે, એક આત્મા સિવાય બીજો કોઈ આત્મા, બીજો કોઇ સત્ પદાર્થ નથી, એમ બ્રહ્માદ્વૈતવાદિઓ કહે છે Spinoza અને Parmenides ના મત સાથે વેદાંત દર્શનનુ થોડુ મળતાપણુ દેખાય છે

જૈનો વેદાન્તનો એ અદ્વૈત સિદ્ધાંત નથી માનતા જૈન દર્શન પ્રમાણે આત્મા અથવા જીવ સંખ્યામાં અનત છે અને પ્રત્યેક જીવ, એક બીજાથી સ્વતત્ર છે. જીવો સ્વતંત્ર ન હોત, મૂળમાં બધા જીવો એક જ હોત તો એક જીવના સુખથી સમસ્ત જીવો સુખી બની શકત, એકના દુઃખથી બધા દુ:ખી બનત. એકના બધનથી બધા બંધાયેલા રહેત અને એકની મુક્તિથી બાકીના બધા મુક્ત બની જાત. જીવોની ભિન્ન ભિન્ન અવસ્થા જોઈને સાંખ્યદર્શને આત્માના અદ્વૈતવાદનો પરિહાર કર્યો અને આત્માની વિવિધતા સ્વીકારી જૈન દર્શને "પ્રતિક્ષેત્રે ભિન્ન" કહીને, સાંખ્ય–સમ્મત જીવની વિવિધતાનો સ્વીકાર કર્યો છે.

અદ્વૈતવાદના વિષયમા જૈન દાર્શનિકો કહે છે કે સત્તા, ચૈતન્ય, આનંદ વિગેરે કેટલાક ગુણો એવા છે કે જે સઘળા જ આત્મા અથવા જીવોમાં હોય છે. આ ગુણસામાન્યની દૃષ્ટિએ

આત્મા કે જીવ એક છે એમ કહીએ તો ચાલે, સમસ્ત જીવમાં એ પ્રકારની ગુણસામાન્યતા હોય છે જ. વેદાંતનો અદ્વૈતવાદ એ રીતે કેટલેક અંશે ઠીક છે, પરન્તુ પ્રત્યેક જીવને વિષે વિશિષ્ટતા છે એ વાતની ઉપેક્ષા કરી શકાય નહીં. એ વિશિષ્ટતા છે એટલે તો એક જીવ બીજા જીવથી જૂદો છે એમ કહેવું પડે છે વિશિષ્ટતા ન હોય તો એક જીવ મોક્ષે જતાં બધા જીવો મોક્ષે પહોંચી જાત અવિશેષણભાવને અંગે જીવ કિંવા આત્માનું બહુત્વ સ્વીકારવું પડે છે.

આત્માની વિવિધતાના સંબંધમાં સાંખ્ય અને જૈન દર્શન એકમત હોવા છતા જીવના કર્તૃત્વ અને ભોક્તૃત્વના વિષયમા તેઓ જૂદા પડે છે. સાંખ્યમત પ્રમાણે પુરૂષ–આત્મા નિત્ય શુદ્ધ બુદ્ધ–મુક્ત છે; અસંગ, નિસ્પૃહ, અલિપ્ત અને અકર્તા છે; જગતના વ્યાપારો સાથે એને કંઈ લેવાદેવા નથી. પ્રકૃતિ જ સૃષ્ટિ રચે છે. પુરૂષ કંઇ કરી શકતો નથી, કંઈ ફળ પણ ભોગવતો નથી તે કેવળ નિષ્ક્રિય અને અભોક્તા છે. જર્મન દાર્શનિક કાન્ટ પણ આવી જ મતલબનું કહે છે. એ Noumenal self ની સાથે વ્યવહારિક જ્ઞાન પ્રવાહનો કોઇ પ્રકારનો સંબંધ નથી એમ કહે છે. સાંખ્ય પણ જગતના વ્યાપારો સાથે પુરૂષને કંઈ લેવા દેવા નથી એમ જાહેર કરે છે.

સાંખ્ય દર્શનને આપણે પૂછીએ· "પુરૂષમાં કર્તૃત્વ જેવું નથી તો પછી બંધ અને મોક્ષ એ બધું કોને અર્થે? આત્મા સુખ–દુઃખ ભોગવતો ન હોય તો આ સઘળો વહેવાર કઈ રીતે ચાલે?" ન્યાય દર્શન એ રીતે સાંખ્ય દર્શનની ઠીક ઠીક

ઝાટકણી કાઢે છે. ન્યાય દર્શન આત્માને વિષે સુખ, પ્રયત્ન આદિ ગુણોનું આરોપણ કરે છે. જીવના એકાંત અસગત્વના વિષયમાં જૈન દર્શન સાંખ્યની સામે પ્રતિવાદ કરે છે, અને ન્યાયની સાથે સમ્મત થાય છે,

જૈન દર્શન સાંખ્યમતની સરસ સમીક્ષા કરે છે. તે કહે છે કે—

પુરૂષ એકાતપણે અકર્ત્તા હોય તો એને કોઈ પણ પ્રકારનો અનુભવ ન થાય. પણ " હુ સાભળુ. છું, હું સુંઘું છુ" એવી પ્રતીતિ તો આપણને સૌને થાય છે જ. એટલે આત્માનું અકર્તૃત્વ આપણા અનુભવથી વિરૂદ્ધ છે.

તમે કહેશો કે હુ સાભળુ છું-હુ સુઘું છું એ પ્રકારની પ્રતીતિ તો અહંકારમાથી ઉપજે છે, પણ એ વાત તમે પોતે જ નથી માનતા. તમે–સાંખ્યવાદીઓ અનુભવને પુરૂષ-કાર્ય તરિકે ઓળખાવો તો છો જ; અનુભવને અહંકારપ્રસૂત નથી માનતા. એ રીતે તમે પુરૂષનું કર્તૃત્વ કબૂલ રાખો છો.

સાંખ્ય કહે છે કે પુરૂષ સ્વભાવતઃ ભોક્તા નથી. માત્ર ભોક્તૃત્વનુ આરોપણ કરવામાં આવે છે. કારણ કે જે સુખ દુ ખ છે તે બુદ્ધિદ્વારા ગ્રહણ કરાય છે અને બુદ્ધિ તો પ્રકૃતિની છે. માટે પુરૂષ સુખ–દુ ખનો ભોક્તા છે એ કલ્પના માત્ર છે. પ્રકૃતિ–પરિણામવાળી બુદ્ધિમાં સુખ–દુ ખ સક્રાંત થાય છે અને શુદ્ધ સ્વભાવવાળા પુરૂષમા એ સુખ–દુ.ખનાં પ્રતિબિંબ પડે છે. જૈનો આનો જવાબ આપે છેઃ પદાર્થનું એક પરિણામ અર્થાત્ વિકૃતિ સ્વીકારો નહીં તો પછી એ પ્રતિબિંબનો ઉદય પણ અસંભવિત બને. સ્ફટિકમા જે પ્રતિ-

બિંબ પડે છે તેથી સ્ફટિકનું પરિણામ માનવું પડે છે. હવે જો સુખ-દુઃખ પુરૂષમાં પ્રતિબિંબ પામતાં હોય તો તે દ્વારા પુરૂષમા અમુક પ્રકારનુ પરિણામ થાય છે, એટલે કે કેટલેક અંશે ભોક્તૃત્વ છે એમ કબૂલ કરવુ રહ્યું. વળી પરિણામ છે તેથી પુરૂષનુ કર્તૃત્વ પણ સ્વીકાર્યા વિના ન ચાલે. આમ છે એટલેજ જૈનો જીવને કર્ત્તા તેમજ સાક્ષાત્ ભોક્તા માને છે. આત્માને ગુણાશ્રય રૂપે સ્વીકારવા છતાં જૈન અને ન્યાય મતમા થોડો મતભેદ છે નૈયાયિકો આત્માને (૧) જડ સ્વભાવ (૨) કૂટસ્થ નિત્ય અને (૩) સર્વગત માને છે. અહીં જૈન દાર્શનિકો જૂદા પડે છે.

નૈયાયિકના મત પ્રમાણે ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન જ્ઞાન, સુખ વગેરે આત્માના ગુણ છે. ગુણ ગુણીની સાથે સમવાય સંબંધથી સંકળાયેલા રહે છે અર્થાત્ જ્ઞાનાદિ ગુણો આત્માની સાથે સંકળાયેલા ખરા, પણ સ્વરૂપે ને સ્વભાવે આત્મા નિર્ગુણ છે. જ્ઞાન કે ચૈતન્ય આત્માનો સ્વભાવ નથી કૈવલ્ય અવસ્થામાં આત્મા સ્વભાવમા અર્થાત્ નિર્ગુણભાવમાં રહે છે. જ્ઞાન એ કંઇ આત્માનો સ્વભાવ નથી, તેથી ન્યાય મત પ્રમાણે આત્મા સ્વરૂપે કરીને અજ્ઞાન, અચેતન અથવા જડ સ્વરૂપ છે. ગ્રીક દાર્શનિક પ્લેટોએ જેમ Idea નો Phenomenon સાથે એકાંત સંયુક્તપણે સ્વીકાર કર્યો પછી પણ ઠેકઠેકાણે Idea નુ સાવ સ્વાતંત્ર્ય કલ્પ્યુ છે તેમ નૈયાયિકોએ આત્માનો જ્ઞાનાદિ ગુણ સાથે સમવાય-સંબંધ સ્વીકાર્યા પછી પણ એનુ જડત્વરૂપ સ્વતંત્રત્વ સ્વીકાર્યું છે. નૈયાયિકો બીજી એક વાત કહે છે. જેમ આત્મા જ્ઞાનાદિ ગુણોથી સ્વતંત્ર છે તેમ તે પર્યાયાદિ દ્વારા પણ અપરિવર્તિત છે જ્ઞાનની સાથે સંબંધ

ા ન રહે, આત્મા હમેશાં કૂટસ્થ છે, અપરિણામી છે. જી એક વાત તેઓ એવી મતલબની કહે છે કે આત્મા ર્વવ્યાપક અને સર્વગત છે. મૂળ જડ સ્વરૂપ હોવાથી ર્વવ્યાપક ન હોય તો પછી આત્માનો જગતના પદાર્થો થે સંયોગ કે સંબંધ ન સંભવે અને આત્મા સર્વગત ન ાય તો વિવિધ દિશાઓ અને દેશોમાં રહેલા પરમાણુ–સમૂ- ની સાથે એનો યુગપત્ સંયોગ ન સંભવે અને એ પ્રમાણેનો યોગ અસંભવિત હોય તો શરીરાદિની ઉત્પત્તિ પણ અસં- ાવિત જ બની જાય. માટે આત્મા સર્વવ્યાપક છે.

એ દલીલ બધા દર્શન સ્વીકારી શકે નહી, સાંખ્ય અને દાંત આત્માને ચૈતન્ય સ્વરૂપ માને છે. આત્મા જડ પદાર્થ ાય તો તેનાથી પદાર્થ–પરિચ્છેદ અસંભવિત બને. એ પરિણામી, કૂટસ્થ હોય તોપણ પદાર્થનું જ્ઞાન ન થાય. ને આત્મા સર્વવ્યાપક હોય તો પછી વિવિધ પ્રકારના ાત્માને બદલે વેદાંતે કહેલો एकमेवाद्वितीयम् નો સિદ્ધાંત વીકાર કરવાથી ચાલી શકે છે. આ વિરોધોને લીધે જૈનદર્શને યાયમતનો પરિહાર કર્યો છે. તે પ્રરૂપે છે કે જીવ (૧) ૈતન્ય સ્વરૂપ છે (૨) પરિણામી છે અને (૩) સ્વદેહ રિમાણ છે.

જૈનદર્શનનો યુક્તિવાદ કેટલો સુંદર છે? તેઓ કહે છે ે જો આત્મા જડસ્વરૂપ હોય તો એને પદાર્થનું જ્ઞાન થાય નહીં. દાખલા તરીકે આકાશ જડસ્વરૂપ છે. આકાશને પદાર્થનું જ્ઞાન થતું નથી તો પછી આત્માને શી રીતે થાય? નૈયાયિકો અહીં બચાવમાં કહેશે કે આત્મા ભલે જડસ્વરૂપ હોય તો પણ

સમવાય-સંબંધે એ ચૈતન્ય-સમવેત છે, આકાશ તો તદ્દન જડસ્વરૂપ છે, આકાશને ભલે પદાર્થનું જ્ઞાન ન થાય, પણ આત્માને તો થાય છે જ અહીં બીજો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે આકાશ અને આત્મા બન્ને જડ છે અને તમે કહો છો કે એકને જ્ઞાન થતુ નથી અને બીજાને થાય છે, પણ એનું શું સબળ કારણ છે તે તમે કળી શકતા નથી. ખરી રીતે એનો અર્થ એટલો જ છે કે આત્મામા સ્વભાવત ચૈતન્ય છે.

નૈયાયિકો કહે છે કે "પણ આત્માનું આત્મત્વ કયા જશે ? "હુ છું" એ પ્રકારનો જે નિશ્ચય આપણને થાય છે તે આ આત્મત્વને, અહંત્વને આભારી છે. આત્મામાં આત્મત્વ-જાતિ હોવાથી એને વિષે ચૈતન્ય રહે છે. આકાશમાં આત્મત્વ નથી, તેથી ચૈતન્ય પણ નથી." નૈયાયિકોને એના જવાબમાં એમ કહી શકાય કે આત્મત્વ-જાતિ આત્માને વિષે સમવાય-સંબંધે રહે છે એમ જે તમે કહો છો તે ઠીક છે પણ એ રીતે તો તમારી યુક્તિ "અન્યોન્ય સંશ્રય" દોષથી બચી શકતી નથી. આત્માને વિષે આત્મત્વનો પ્રત્યય થાય છે આકાશત્વનો નથી થતો; તે જ પ્રમાણે આકાશને વિષે આકાશત્વનો પ્રત્યય થાય છે, આત્મત્વનો નથી થતો. મતલબ કે કયા પદાર્થને વિષે કઈ જાતિનો સમવાય છે તે, તે વિશેના પ્રત્યય ઉપરથી સિદ્ધ થાય છે. અને આ પ્રત્યય-વિશેષની તપાસ કરવા લાગીએ તો આત્મામાં આત્મત્વ સમવેત છે તેથી આકાશત્વનો પ્રત્યય નથી થતો અને આકાશમાં આકાશત્વ છે તેથી ત્યાં આત્મત્વનો પ્રત્યય નથી થતો. માટે એ યુક્તિનો કંઈ અર્થ નથી.

જૈનાચાર્યો કહે છે કે આત્માને વિષે જે આત્મત્વનો પ્રત્યય થાય છે તે જ તેનુ ચૈતન્ય, આત્માનું સ્વરૂપ અથવા એની પ્રકૃતિ સિદ્ધ કરે છે. આત્માની સાથે ચૈતન્યનુ થોડું પણ તાદાત્મ્ય ન સ્વીકારો તો ઉપર કહ્યા તેવા પ્રત્યયનું કંઇ પણ કારણ તમને મળી શકશે નહીં.

ન્યાયાચાર્ય કહે છે કે આત્માને વિષે ચૈતન્ય સમવાય સંબધે રહેલું છે, એવી આપણને સૌને પ્રતીતિ થાય છે. જૈનાચાર્ય એના જવાબમાં કહે છે કે પ્રતીતિને જ તમે પ્રમાણભૂત માનતા હો તો પછી આત્મા પોતે ચૈતન્ય સ્વરૂપ છે એવી પ્રતીતિ થાય છે તે કેમ નથી માનતા? "હુ પોતે અચેતન છુ—ચેતના યોગે ચેતન છુ" એવી પ્રતીતિ કોઈને નથી થતી. "હુ સ્વભાવતઃ જ્ઞાતા છું" એવી જ પ્રતીતિ સૌને થાય છે. ઘટ—પટાદિ અચેતન છે, એને "હું જ્ઞાતા છું—હુ જ્ઞાનવાન છુ" એવી પ્રતીતિ નથી થતી. આત્મા જો અચેતન હોત તો ઘટ—પટાદિને વિષે પણ એવી પ્રતીતિ સંભવતી હોત. જૈનાચાર્યોની યુક્તિ બરાબર સમજાય તેવી છે. આત્મા જડસ્વભાવી હોત તો અર્થપરિચ્છેદ સર્વથા અશક્ય બનત.

નૈયાયિકો જરા આગળ વધીને બીજી એક યુક્તિ આપે છે તેઓ કહે છે કે "હું જ્ઞાનવાન છુ" એમ જે આપણને લાગે છે તે એમ સિદ્ધ કરે છે કે આત્મા અને જ્ઞાન જૂદા જૂદા છે—એ એક નથી. "હું ધનવાન છું" એમ કોઇને લાગે તેથી આપણે આત્મા અને ધનની અભિન્નતા નથી માની લેતા.

જૈનાચાર્ય જવાબ આપે છે કે એ પ્રત્યયથી આત્મા અને જ્ઞાન અભિન્ન હોવાનું સિદ્ધ થાય છે. આત્મા જડસ્વભાવ

હોય તો 'હુ જ્ઞાનવાન છું' એવી પ્રતીતિ કોઈ કાળે પણ ન થાય. જો એમ કહેશો કે આત્મા જડસ્વભાવ છે, છતાં જ્ઞાનવાન છે તો તમારી માન્યતાનું તમે પોતે જ ખડન કરો છો.

नागृहीतविशेषणा विशेष्ये बुद्धि : જો જ્ઞાનરૂપ વિશેષણ ગ્રહાયું ન હોય તો આત્મારૂપ વિશેષ્યમાં 'હુ જ્ઞાનવાન છુ' એવી બુદ્ધિ કેમ થાય? હવે જો તમે એમ કહો કે આત્મા અને જ્ઞાન ઉભયનુ ગ્રહણ થાય છે તો બીજો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે એ પ્રકારનું ગ્રહણ કઈ રીતે સભવે? વિશેષણભૂત જ્ઞાનદ્વારા એવું ગ્રહણ સભવતુ જ નથી કારણ કે જ્ઞાન પોતે પોતાદ્વારા ઓળખાય એ તમારા પોતાના ન્યાયમતથી વિરૂદ્ધ છે. "नागृहीतविशेषणा विशेष्ये बुद्धि" એ તો તમે પોતે પણ માનો છો.

બચાવમાં કદાચ એમ કહો કે જ્ઞાનાંતરદ્વારા એવું ગ્રહણ કરાય છે તો ત્યાં "અનવસ્થા" દોષ આવે છે. કારણ કે એજ જ્ઞાનાંતર વળી જ્ઞાનત્વ વિશેષણના ગ્રહણ વિના સભવતું નથી. દેખીતી રીતે જ એ સિદ્ધાંત અનવસ્થા દોષથી દૂષિત છે. જ્યા સુધી તમે એમ ન માનો કે જ્ઞાનની સાથે આત્માની અભિન્નતા છે ત્યાં સુધી "હું જ્ઞાનવાન છું" એવો પ્રત્યય તમને નહીં થાય. એટલે જ જૈનદાર્શનિકો, ન્યાયદર્શને પ્રરૂપેલો આત્માના જડત્વનો ઈન્કાર કરે છે

નૈયાયિકોની બીજી માન્યતા એવી છે કે "આત્મા કૂટસ્થ, નિત્ય છે." એટલે કે આત્મા હમેશા અપરિવર્તિત છે. જૈનો આત્માને પરિણામી કહી એ મતનો પરિહાર કરે છે. તેઓ યુક્તિપૂર્વક પોતાનો સિદ્ધાંત સ્થાપે છે: "જ્ઞાનોત્પત્તિ પૂર્વ

આત્માની જે અવસ્થા હતી તે જ અવસ્થા જ્ઞાનોત્પત્તિ સમયે પણ રહે તો પછી તેને પદાર્થનું જ્ઞાન શી રીતે થાય?" હંમેશાં અપરિવર્ત્તિત રૂપે રહેવું એ સ્થિતિને તમે કૂટસ્થભાવ કહો છો. જ્ઞાનોત્પત્તિ પહેલાં આત્મા અપ્રમાતા છે, પણ જ્ઞાનોત્પત્તિ સમયે એ પ્રમાતા છે પદાર્થ-પરિચ્છેદક છે: એ રીતે આત્મામાં એક પ્રકારનું પરિવર્ત્તન તો થાય છે જ પરિવર્તન સ્વીકારો તો આત્માનો કૂટસ્થભાવ ક્યાં રહ્યો?

આત્માને 'સ્વદેહ પરિમાણુ' કહીને જૈનો, નૈયાયિકોએ સ્વીકારેલા આત્માના સર્વવ્યાપકત્વનો વિરોધ કરે છે. જૈનો કહે છે કે આત્માને સર્વગત માન્યા પછી આત્માની વિવિધના માનવાની જરૂર જ ક્યા રહે છે? વિવિધ મન સાથેના સંયોગ વિવિધ પ્રકારના આત્માનું અનુમાન કરાવે છે. પણ આત્મા જો સર્વગત્ત વ્યાપક પદાર્થ હોય તો પછી જેવી રીતે એક જ સર્વગત વ્યાપક આકાશની સાથે વિવિધ ઘટાદિનો સંયોગ બને છે તે જ પ્રમાણે એક જ આત્માની સાથે વિવિધ મનનો સંયોગ સંભવે છે આત્માને સર્વવ્યાપક માનવાથી, એ પ્રમાણે યુગપત્ વિવિધ શરીર અને ઇન્દ્રિયાદિનો સંયોગ પણ એની સાથે પ્રતિપાદિત થઇ શકે છે એ રીતે પછી વિવિધ આત્મા માનવાની કઇ આવશ્યકતા નથી રહેતી

જો એમ કહો કે એક આત્માની સાથે યુગપત્ વિવિધ શરીરાદિનો સંયોગ અસંભવિત છે, કારણ કે આત્માને વિષે પરસ્પર વિરોધી સુખ-દુઃખાદિ સંભવતાં નથી; તો તેના જવાબમા એમ કહી શકાય કે યુક્તિથી આકાશને વિષે એકી સાથે વિવિધ ભેરીનો સમવાય અસંભવિત ગણાઇ જાય,

કારણકે સમસ્ત ભેરીના શબ્દાદિ પરસ્પર વિરોધી હોવાથી એક પણ શબ્દ ન સંભળાય. જો એમ કહો કે પ્રત્યેક શબ્દનું કારણ ભિન્ન ભિન્ન છે, એટલા માટે પ્રત્યેક શબ્દ પરસ્પર વિરોધી હોવા છતાં પણ સંભળાય છેઃ અને તેથી જ આકાશ એક હોવા છતા વિવિધ ભેરીનો યુગપત્ સમન્વય સંભવે છે એના ઉત્તરમાં એમ કહી શકાય કે પ્રત્યેક સુખ–દુ:ખનું કારણ ભિન્ન ભિન્ન હોય છે; તેથી સુખ–દુ:ખાદિ પરસ્પર ભિન્ન હોવા છતાં તેનો યુગપત્ અનુભવ થાય છે. એટલે કે એક જ આત્માની સાથે વિવિધ શરીરાદિનો યુગપત્ સંયોગ સંભવે છે. જો એમ કહો કે વિરૂદ્ધ ધર્મના અધ્યાસને લીધે આત્માની વિવિધતા સ્વીકારવી પડે છે તો પછી આકાશની વિવિધતા કાં નથી સ્વીકારતા ?

આકાશ છે તો એક, પણ એક હોવા છતાં, એ પોતાને વિષે ઘણા પદાર્થોને અવકાશ આપે છે એમ કહેતા હો તો એના જવાબમાં કહેવાનું કે આત્મા પણ એક જ છે અને તેને વિષે સમસ્ત શરીરાદિ પદાર્થ, પ્રદેશે પ્રદેશની સાથે સંયુક્ત રહે છે. નૈયાયિકો કહે છે કે કોઈ મરે છે, કોઈ જન્મે છે, કોઈ કામકાજ કરે છે એ સઘળો વ્યાપાર જોતાં વિવિધતા સિદ્ધ થાય છે જૈનો એના ઉત્તરમાં કહે છે કે આત્માનું સર્વગતત્વ સ્વીકારવાથી, જન્મ મૃત્યુ વિગેરે વ્યાપારને અંગે આત્માનું એકત્વ જ સિદ્ધ થાય છે. ક્યાંઇક ઘટાકાશ ઉત્પન્ન થાય છે તો એ જ સમયે બીજું ઘટાકાશ વિનષ્ટ થાય છે : કદાચ બીજું એક ઘટાકાશ પૂર્વવત્ રહે છે. એ બધા વ્યાપારો ઉપરથી આકાશને વિષે બહુત્વ સ્વીકારવાની જરૂર નથી રહેતી તો પછી જન્મ, મરણ આદિ વ્યાપારને લીધે

આત્મા એક હોવા છતાં એમાં એ બધુ બની શકે છે. આત્માની વિવિધતા શા સારૂ સ્વીકારો છો? વિવિધતા ન માનીએ તો બંધ-મોક્ષ અસંભવિત બને, કારણ કે એક જ વસ્તુને વિષે એકી સાથે બંધ-મોક્ષ રૂપ વિરૂદ્ધ ભાવોનો સમાવેશ નથી હોતો. પણ એની સામે એવી યુક્તિ આપી શકાય કે કોઇ એક ઘડામાં આકાશ બંધ થયુ, એટલે ઘટમુક્ત આકાશ જેવું કંઈ ન રહે અને ઘટમુક્ત આકાશને લીધે ઘટબદ્ધ આકાશ પણ અસંભવિત બની જાય. જો તમે એમ કહો કે પ્રદેશભેદ રહેવાથી આકાશને વિષે એકી સાથે બંધ તેમજ મોક્ષ પણ સંભવે છે તો પછી સર્વગત એવા એક જ આત્માને વિષે પ્રદેશભેદની કલ્પના કરી શકો છો અને બંધ તથા મોક્ષનું એકી સાથે આરોપણ પણ થઈ શકે જૈનાચાર્યનો મુદ્દો એટલો જ છે કે આત્માનું સર્વગતત્વ અને સર્વવ્યાપકત્વ સ્વીકાર્યાં પછી એની વિવિધતા ન સ્વીકારો તો ચાલે.

ન્યાયાચાર્યો કહે છે કે આત્મા વ્યાપક પદાર્થ ન હોય તો અનન્તદિગ્દેશવર્તી ઉપર્યુક્ત પરમાણુઓની સાથે તેનો સંયોગ ન સંભવે. અને એ રીતે સંયોગ ન સંભવે તો શરીરની ઉત્પત્તિ પણ ન સંભવે. જૈનો એના જવાબમાં કહે છે કે પરમાણુ-સમૂહને આકર્ષવા સારૂ, મેળવવા સારૂ આત્માએ વ્યાપક-પદાર્થ થવું જ જોઇએ એવો નિયમ નથી. ચુંબક તરફ લોઢું ખેંચાય છે તેથી ચુંબકને આપણે વ્યાપક પદાર્થ નથી માનતા. તમે એવો વાંધો ઉઠાવશો કે એવા ખેંચાણથી તો ત્રણ ભુવનના પરમાણુ આત્માની આગળ આકર્ષાઇ આવે તો પછી શરીરનું પ્રમાણ કઈ રીતે રચાય? શરીર-પ્રમાણ અનિશ્ચિત જ રહ્યા કરે; તો તમારા વ્યાપકવાદમાં પણ એજ

વાંધો ઉભો રહેશે. સકળ પરમાણુને વિષે વ્યાપક એવો આત્મા સકળ પરમાણુઓને ખેંચે તો સરવાળે એ જ સ્થિતિ આવે. અદૃષ્ટના પ્રતાપે શરીર–ઉત્પાદનને સારૂ ઉપયોગી એવા પરમાણુઓ જ ખેંચાય છે એમ કહેતા હો તો આત્માની અવ્યાપકતા માનનારા પણ એજ વાત કહેશે.

જૈન સમ્મત શરીરપરિમાણત્વવાદના સંબંધમાં નૈયાયિકો એક બીજી આપત્તિ ઉભી કરે છે. તેઓ કહે છે કે શરીરના પ્રત્યેક અવયવને વિષે આત્મા પ્રવેશે છે એમ કહેવાથી તો શરીરની જેમ આત્માને પણ સાવયવ માનવો પડશે. આત્મા સાવયવ થયો એટલે એ એક કાર્ય થયું. અને આત્મા એક કાર્ય હોય તો તેનું કારણ પણ રહેવું જ જોઇએ વિજાતીય કારણ તો સંભવતું જ નથી, કારણ કે અનાત્મામાંથી આત્માની ઉત્પત્તિ ન જ હોય. સજાતીય કારણ સ્વીકારવાં એ પણ ઠીક નથી લાગતુ. કારણ કે સજાતીય કારણોમાં પણ આત્મત્વ તો માનવું જ પડે; નહિતર એ સજાતીય કારણ જ ન બને. સરવાળે એવું બને કે આત્મા આત્મસમૂહમાથી ઉત્પન્ન થાય છે. નૈયાયિકો એ વાતને અયૌક્તિક મત કહે છે. એક જ શરીરને વિષે એક કરતાં વધુ આત્માઓ કઈ રીતે કાર્ય કરી શકે? ધારો કે શરીરને વિષે એક કરતાં વધુ આત્માઓ કારણરૂપે કાર્ય કરે છે. તો એક કારણ–આત્માનુ કાર્ય બીજા કારણ–આત્માના કાર્ય સાથે શી રીતે મેળ ખાશે? એ બન્ને કાર્યો સંપૂર્ણપણે શી રીતે એકત્ર બનશે? ઘટમાં જેમ અવયવો હોય છે અને અવયવોનો સંયોગ નષ્ટ થયો એટલે ઘડો જ નષ્ટ થયો એમ કહીએ છીએ તેમ આત્માના

પણ અવયવ માનવા પડશે અને પછી તો આત્માને પણ વિનાશ પામવાના સ્વભાવવાળો સ્વીકારવો પડશે

જૈનો એનો જવાબ વાળે છેઃ અમારી જૈન દૃષ્ટિએ આત્મા કથંચિત્ સાવયવ અથવા કાર્ય છે: એ સંપૂર્ણરૂપે સાવયવ અને કાર્ય પદાર્થ છે એમ પણ નથી. ઘડો જેમ સમાન-જાતીય અવયવોમાંથી ઉત્પન્ન થાય છે તેમ આત્મા તેવી જ રીતે સજાતીય કારણોમાંથી નિષ્પન્ન થાય છે એમ કહી શકાય નહીં. આત્માને કાર્ય કહેતા હો તો ભલે. પણ કાર્ય-શબ્દનો તમે શું અર્થ કરો છો? પૂર્વ આકારનો પરિત્યાગ કરવો અને બીજા આકારે પરિણમવું એ દ્રવ્યનું કાર્યત્વ છે. ભિન્ન ભિન્ન પર્યાય-પરિણતિ એ જ આત્માનું કાર્યત્વ એ દૃષ્ટિએ આત્મા કથંચિત્ અનિત્ય પણ છે અને એક પછી એક પર્યાય પરિણત થતા હોવાથી દ્રવ્યત. આત્મા અપરિવર્તિત પણ છે. એટલા સારૂ જ અમે કહીએ કે જો કે આત્મા સાવયવ અને કાર્ય છે, છતાં તે અવિચ્છિન્ન અવિભાગ અને નિત્ય પણ છે.

આત્મા શરીર-પરિમાણત્વ વિષે નૈયાયિકો કહે છે કે જીવને સ્વદેહપરિમાણ માનશો તો એને એક મૂર્ત્તપદાર્થ કહેવો પડશે હવે આત્મા મૂર્ત્ત દ્રવ્ય હોય તો શરીરમાં એનો અનુપ્રવેશ અસંભવિત બનશે. એક મૂર્ત્તપદાર્થને વિષે બીજો મૂર્ત્તપદાર્થ પ્રવેશ જ કઈ રીતે કરી શકે? પછી તો તમારે શરીરને નિરાત્મક જ માનવું પડશે.

બીજી વાતઃ આત્મા દેહ પરિણામ હોય તો બાલક-શરીર પછી યુવકના શરીરરૂપે શી રીતે પરિણમશે? એમ

કહો કે બાળક-શરીર પરિમાણનો પરિત્યાગ કરી આત્મા યુવક-શરીર-પરિમાણ ગ્રહણ કરે છે તો શરીરની જેમ આત્મા પણ અનિત્ય બનશે અને જો એમ કહો કે બાળક-શરીર-પરિમાણનો પરિત્યાગ કર્યા વિના આત્મા યુવક-શરીર પરિમાણ બની શકે છે તો એ એક અસંભવિત વ્યાપાર છે એમ કહેવું પડે કારણ કે એક પરિમાણનો ત્યાગ કર્યા વિના બીજા પરિમાણનું ગ્રહણ કેમ બને? છેટલે છેલ્લે ન્યાયાચાર્યો કહે છે કે જીવ તનુપરિમાણ હોય તો શરીરનો એકાદો અંશ ખંડિત થયેથી આત્મા પણ અમુક અંશે ખંડિત બને છે એમ કબૂલવું પડે.

જૈન દાર્શનિકો એનો જવાબ આપે છે: મૂર્ત્ત એટલે શું? એનો અર્થ એવો કરવામાં આવે કે આત્મા સર્વ પદાર્થને વિષે અનુપ્રવિષ્ટ નથી-માત્ર સ્વદેહપરિમાણ જ છે, તો એ માન્યતા સાથે જૈન સિદ્ધાંતનો વિરોધ નથી. પણ જો તમે મૂર્ત્ત શબ્દનો અર્થ રૂપાદિમાન કરતા હો તો તે સંબંધમાં અમારે કહેવાનું રહે છે. આત્મા અસર્વગત—અર્થાત્ સ્વદેહપરિમાણ હોવાથી તે રૂપી અથવા મૂર્ત્ત હોવો જ જોઇએ એવો નિયમ નથી. મન અસર્વગત છે, પણ એથી કરીને એને મૂર્ત્ત પદાર્થ નથી કહેતા. આત્મા મૂર્ત્ત પદાર્થ નથી શરીરને વિષે જેમ મનનો પ્રવેશ સંભવે છે તેમ જ આત્માના સંબંધમાં પણ સમજવું. જૈનો કહે છે કે ભસ્માદિ પદાર્થને વિષે જલ વિગેરે મૂર્ત્ત પદાર્થનો પ્રવેશ સંભવતો હોય તો શરીરમાં અમૂર્ત્ત આત્માનો અનુપ્રવેશ કેમ ન સંભવે? આત્મા જ્યારે યુવક-શરીર-પરિમાણ ધારણ કરે ત્યારે બાળક-શરીર-પરિમાણનો પરિત્યાગ કરે છે એમ ભલે

સમજો એમાં કંઈ અસંગતિ નથી સાપ પોતાના ન્હાનકડા દેહને ફેણ વિસ્તારીને મ્હોટો બનાવી શકે છે. તેમજ આત્મા પણ સંકોચ-વિસ્તાર-ગુણના પ્રતાપે જૂદે જૂદે સમયે જૂદા જૂદા દેહપરિમાણ ધારણ કરી શકે છે. વિભિન્ન અવસ્થા અથવા પર્યાય જોતાં આત્માને પરિવર્ત્તન છે એમ કહીએ તો ચાલે અને તેથી જ તો એ હિસાબે આત્મા અનિત્ય પણ છે. દ્રવ્યથી એથી ઉલટી જ વાત કહી શકાય. એટલે કે દ્રવ્યથી આત્મા અપરિવર્ત્તિત અને નિત્ય છે. શરીર -ખંડનના સબંધમાં નૈયાયિકો જે વાંધો લે છે તેના જવાબ-માં જૈનો કહે છે કે શરીર ખંડિત થવાથી આત્મા ખંડિત નથી થતો, ખંડિત થયેલા શરીરાંશમાં આત્માના પ્રદેશ વિસ્તાર પામે છે ખંડિત શરીરાંશમા અમુક અંશે આત્માનું અસ્તિત્વ ન સ્વીકારાય તો ખંડિત શરીરાશમા જે કંપન જોવામાં આવે છે તેનુ બીજું કોઈ કારણ બતાવી શકાતું નથી ખંડિત અંશમા કોઈ પૃથક આત્મા તો નથી જ જે છે તે દેહને વિષે રહેલા, દેહપરિમાણવાળા આત્માનો જ અંશ છે શરીરના બે ભાગમા રહેવા છતા પણ આત્મા તો એક જ છે. એ રીતે જૈનાચાર્યો યુક્તિવાદથી આત્માનું સ્વદેહ પરિમાણત્વ સારી રીતે સિદ્ધ કરે છે.

ન્યાયમતનુ એ પ્રમાણે ખંડન કરી, જૈન દાર્શનિકો યુક્તિપૂર્વક બતાવી આપે છે. આત્મા વ્યાપક નથી, પણ શરીર-પરિમાણ જ છે. એમનો અનુમાન પ્રયોગ પણ અહી નોંધવા યોગ્ય છે. તેઓ કહે છે કે આત્મા વ્યાપક નથી, કારણ કે તે ચેતન છે જે વ્યાપક હોય તે ચેતન ન હોઈ શકે દાખલા તરીકે આકાશ આત્મા ચેતન

છે • એટલે કે તે અવ્યાપક છે. આત્મા અવ્યાપક છે તેનો અર્થ એટલો જ કે તે શરીર-પરિમાણવાળો છે. કારણ કે શરીરને વિષે તેનું અસ્તિત્વ જોઇ શકાય છે

જૈન સિદ્ધાંત પ્રમાણે જીવ "કમ્મસંજુત્તો" અથવા "પૌદ્ગલિકાદષ્ટવાન્" છે એ વાતનો પૂર્વ ઈસારો કરી ગયા છીએ. જેઓ નાસ્તિક છે, જેઓ કર્મફળ નથી માનતા, પરલોક પણ નથી માનતા તેઓ પણ જીવને અદષ્ટવાન કહી પોતાના જ મતનું ખડન કરે છે. કર્મની સાથે ફળનો અચ્છેદ્ય સબધ સ્વીકારવામાં ન આવે તો "કૃતપ્રણાશ" અને "અકૃતાભ્યાગમ" નો દોષ આવે એ હકીકત પણ ચર્ચાઈ ગઈ છે મતલબ કે પરલોક સ્વીકાર્યા વિના બીજી ગતિ નથી. એમ કહેવામા આવે કે પરલોક પ્રત્યક્ષ દેખાતો નથી તો પછી એ શા માટે માનવો? એનો જવાબ એ છે કે પરલોક પ્રત્યક્ષ દેખાતો નથી, માટે તે ન જ હોવો જોઇએ એમ ન કહી શકાય પિતામહ, પ્રપિતામહ આદિ પૂર્વજોને આપણે જોઇ શકતા નથી પરન્તુ એટલા ઉપરથી તેઓ હતા જ નહીં એમ કહી શકાય ખરૂ? કોઇએ પણ કોઇ કાળે પરલોક જોયો નથી એમ જો કોઇ નાસ્તિક કહેતો હોય તો તે પણ માનવા જેવુ નથી, કારણ કે એ નાસ્તિક કઇ સર્વજ્ઞ નથી.

કેવળજ્ઞાની પુરૂષો પરલોક જોઈ શકે છે. જૈનો અને આસ્તિકો પણ એ વાત માને છે. નાસ્તિક અહીં બોલી ઉઠશે કે પરલોક હોય તો તેનું કંઈ કારણ જરૂર રહેવું જોઇએ. એ કારણ કયુ? પરલોકનું કારણ અદષ્ટ કહેતા હો તો અનવસ્થા-દોષ લાગશે. જો એમ કહો કે રાગ-દ્વેષાદિને લીધે

પરલોક સંભવિત છે તો નિષ્કર્મ અવસ્થાનો તમે શું ખુલાસો કરશો? કારણ કે સંસારી માત્ર રાગદ્વેષને આધીન છે. જો એમ કહેશો કે હિંસાદિ ક્રિયાની ખાતર પરલોક-વ્યવસ્થા માનવી જ જોઇએ તો તે પણ ઠીક નથી. કારણ કે કેટલીક વાર ક્રિયા-ફળના વ્યભિચાર જોવામાં આવે છે. હિંસાદિ પાપકર્મ કરનાર, ધન-ધાન્યનો સારો વૈભવ ભોગવતો દેખાય છે. જ્યારે સત્કર્મ કરનાર સજ્જન પુરૂષને અતિ દીન અવસ્થા વેઠવી પડે છે. એ રીતે કર્મફળનો વ્યભિચાર જોતાં એટલું નક્કી છે કે કર્મફળ છે, છે ને છે જ એમ ન કહેવાય. કર્મફળ નથી તો પરલોક માનવાની પણ જરૂર ક્યાં રહી?

આ ત્રણે આપત્તિઓના જવાબ જૈન દાર્શનિકોએ આપ્યા છેઃ તેઓ નાસ્તિકોને કહેવા માગે છે કે તમારી વાત અમુક અંશે-અમુક અપેક્ષાએ ઠીક છે. પણ એથી કરીને પરલોક કે અદૃષ્ટના સિદ્ધાંતને કંઇ બાધ નથી આવતો. જીવ અનાદિકાળથી કર્મસંયુક્ત છે એમ જૈનો માને છે. એમાં અનવસ્થા દોષ છે એમ કહેતા હો તો તે બરાબર નથી. રાગ-દ્વેષ આદિને લીધે ભવભ્રમણ કરવું પડે છે અને તેથી નિષ્કર્મ અવસ્થા અસંભવિત બને એમ કહેતા હો તો ભલે ક્ષણભરને માટે એ વાત માની લઈએ પરંતુ પરલોક તો તમારે સ્વીકારવો જ પડશે સાચી વાત એ છે કે જ્યા સુધી જીવની મુક્તિ ન થાય ત્યાં સુધી જીવ રાગ-દ્વેષથી વશીભૂત રહેવાનો, કર્મ અને કર્મફળના ચક્રાવે ચડવાનો. પાપી દેખાતા પુરૂષનાં ઐશ્વર્ય-સુખ વસ્તુતઃ એના પૂર્વજન્મના પુણ્યને આભારી છે અને પુણ્યશાળી પુરૂષનાં દુઃખ એના પૂર્વજન્મના પાપકર્મને આભારી છે એમ તમારે સમજી લેવું જોઈએ.

દુષ્ટ પુરૂષની ભવિષ્યમાં દુર્ગતિ જ થવાની અને સજ્જનને સારી સ્થિતિ મળવાની એ પણ એટલી જ નિશ્ચિત વાત છે. ઉપલક દેખાતા સુખ-દુઃખ ઉપરથી કર્મફળ કે પરલોક જેવું કંઈ નથી એમ કહી નાખવાનુ સાહસ ન કરશો.

જૈનો આગમ-પ્રમાણને માને છે. પરલોકની પુષ્ટિમા એનો ઉપયોગ પણ કરે છે. " शुभःपुण्यस्य, " " अशुभ : पापस्य " સારાનુ ફળ પણ સારૂ અને નઠારાનું ફળ પણ નઠારૂં જ મળવાનું એ જિનવચન વિષે કોઇએ જરાયે શંકા લઈ જવી નહી. અદૃષ્ટના વિષયમાં આનુમાનિક પ્રમાણ પણ જોઇએ તેટલા મળી આવે છે. એક ગુણિયલ સ્ત્રીને એકી સાથે બે પુત્રો જન્મે છે. વખત જતાં એ બન્ને ભાઈઓના બળ, વિદ્યા વગેરેમાં ઘણી વિલક્ષણતા જોવાય છે. અદૃષ્ટ કર્મ ન માનો તો તે વિલક્ષણતાનો તમે શું ખુલાસો આપશો ?

જૈન મત પ્રમાણે અદૃષ્ટ પુદ્‌ગલઘટિત છે. અર્થાત્ બીજા જન્મમાં આત્મા કેવું શરીર ધારણ કરશે તે તેના પૂર્વજન્માર્જિત-તત્ સશ્લિષ્ટ કર્મ પરમાણુ વડે નિર્દિષ્ટ થાય છે. આત્મા અદૃષ્ટાધીન છે: કર્મપુદ્‌ગલ રૂપી જંજીરો એના પગમાં પડી છે નૈયાયિકો અદૃષ્ટને આત્માનો વિશેષ ગુણ કહે છે. સાંખ્યમત પ્રમાણે અદૃષ્ટ એ પ્રકૃતિના વિકાર સિવાય બીજું કંઇ નથી. બૌદ્ધો અદૃષ્ટને વાસનાસ્વભાવ કહે છે. વેદાન્તીઓ અદૃષ્ટને અવિદ્યાસ્વરૂપ ઓળખાવે છે, જૈનો અદષ્ટને પૌદ્‌ગલિક સિદ્ધ કરી, ઉપરોક્ત તમામ મતોનો પરિહાર કરે છે.

જીવ અથવા આત્માના સબંધમા જૈનો શું માને છે તે મેં ટુંકામાં વર્ણવ્યું છે. સાંખ્યાદિ મતોની સાથે જૈન મત કેટલીક રીતે મળતો આવે છે તો કેટલીક રીતે જૂદો પડે છે. એ ઉપરથી એટલું તો અવસ્ય લાગે છે જ કે જૈનદર્શન ભારતવર્ષનું એક સુપ્રાચીન, સ્મરણાતીત યુગનું દર્શન છે. જૈનદર્શન, બૌદ્ધયુગની પછી અસ્તિત્વમાં આવ્યું, અથવા તો ગૌતમબુદ્ધના સમયનો એ એક વિચારપ્રવાહ છે એ વાત મુદ્દલ માનવા જેવી નથી ન્યાય–વેદાન્તાદિ દાર્શનિક મતોની સાથે જો જૈન સિદ્ધાંતોનું મળતાપણું જોવામાં આવતું હોય, જૈનદર્શનમાં કોઈ એક પ્રકારની વિશિષ્ટતા દેખાતી હોય તો પછી ઇતિહાસના જે ભૂલાઈ ગયેલા યુગમાં ન્યાયાદિ મતો પ્રચારમાં આવ્યા તે જ યુગમાં જૈન સિદ્ધાન્તોનો પણ પ્રચાર થયેલો હોવો જોઇએ એવું અનુમાન ખુશીથી કરી શકીએ. અને ઈતિહાસ તેમજ પુરાતત્ત્વ એ જ વાત પુરવાર કરે છે.

# જીવ

## (૨)

દ્રવ્યસંગ્રહમાં કહ્યું છે તે પ્રમાણે જીવ ઉપયોગમય, અમૂર્ત, કર્તા, સ્વદેહ પરિમાણ, ભોક્તા, સંસારસ્થ, સિદ્ધ અને સ્વભાવે ઉર્ધ્વગતિ છે.

તત્ત્વાર્થસાર એના અનેક પ્રકાર વર્ણવે છેઃ—

सामान्यादेकधा जीवो बद्धो मुक्तस्ततो द्विधा।
स एवासिद्धनोसिद्धसिद्धत्वात् कीर्त्यते त्रिधा ॥
श्वभ्रतिर्यङ्नरामर्त्यविकल्पात् स चतुर्विधः।
प्रशमक्षयतद्द्वन्द्वपरिणामोदयो भवेत् ॥
भावपञ्चविधत्वात् स पञ्चभेदः प्ररूप्यते।
षण्मार्गगमनात् षोढा सप्तधा सप्तभंगतः ॥
अष्टधाष्टगुणात्मत्वादष्टकर्मकृतोपि च।
पदार्थनवकात्मत्वात् नवधा दशधा तु सः ॥
दशजीवभिदात्मत्वादिति चिन्त्य यथागमम्।

૩૨૪...૨૩૭ તત્વાર્થસાર

સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો જીવ એક જ પ્રકારના છે. તેમાં પણ બદ્ધ અને મુક્ત એવા બે ભેદ હોવાથી જીવ બે પ્રકારના છે. અસિદ્ધ, નોસિદ્ધ અને સિદ્ધ એમ જીવના ત્રણ પ્રકાર છે ગતિભેદે દેવ, નારકી, મનુષ્ય અને તિર્યંચ એ ચાર પર્યાયમાં જીવ વહેચાયેલા છે. વળી ઉપશમ, ક્ષય, ક્ષયોપશમ, પરિણામ અને ઉદય એ ભાવભેદે કરીને જીવના પાંચ પ્રકાર છે. જ્ઞાનમાર્ગના ભેદે જીવના ૭ વિભાગ પાડી શકાય. સપ્તભંગીના ભંગ અનુસારે જીવ સાત પર્યાયોમાં સમાઈ જાય. જીવના સ્વાભાવિક આઠ ગુણ અથવા કર્મની આઠ પ્રકૃતિ પ્રમાણે જીવને આઠ ભાગમાં વહેંચી શકાય નવ પદાર્થની દૃષ્ટિએ જીવના નવ અને દશ પ્રકારના પ્રાણ અનુસારે જીવ દશ પ્રકારના છે એમ પણ કહી શકાય.

જીવતત્ત્વ બરાબર સમજવા સારૂ આ વિભાગો પણ વિચારવા જોઈએ.

### એક પ્રકારના જીવ

સામાન્ય નજરે સમસ્ત જીવો એક જ પ્રકારના છે એમ કહીએ તો ચાલે. આ સામાન્ય "ઉપયોગ" ના નામે ઓળખાય છે. જીવ માત્ર ઉપયોગના અધિકારી છે, દર્શન અને જ્ઞાન એવા ભેદે ઉપયોગના બે ભેદ છે. વિશેષ જ્ઞાન-વિરહિત સત્તા માત્રનો જે બોધ તે દર્શન. વસ્તુ વિષયનો જે સવિશેષ બોધ તે જ્ઞાન. જ્ઞાન બે પ્રકારે છે-પ્રમાણ અને નય. સંપૂર્ણ વસ્તુ સંબંધનું જે સમ્યગ્જ્ઞાન તેનું નામ પ્રમાણ અને વસ્તુના અંશનુ જ્ઞાન તેનું નામ નય. પ્રત્યક્ષ અને પરોક્ષ એવા પ્રમાણના બે ભેદ છે. પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષાએ પરોક્ષ પ્રમાણ અસ્પષ્ટ છે. અવધિ, મન.પર્યાય

અને કેવળ એ ત્રણ પ્રકારના જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે. ઇન્દ્રિય અને મનની સહાય વગર, રૂપી પદાર્થોના સંબંધમા જે જ્ઞાન થાય તેનુ નામ અવધિજ્ઞાન. ઇન્દ્રિયાદિની અપેક્ષા વિના, બીજાના ચિત્તના વિષયમાં જે જ્ઞાન થાય તે મન-પર્યાય જ્ઞાન. વિશ્વની સઘળી વસ્તુઓ અને પર્યાયોનું જે પ્રત્યક્ષ જ્ઞાન તેનુ નામ કેવળ જ્ઞાન.

મતિ અને શ્રુતના ભેદે કરીને પરોક્ષ પ્રમાણના બે ભેદ છે. ઇન્દ્રિય અથવા અનિન્દ્રિય (મન) જે જ્ઞાનમા સહાયક હોય તે મતિજ્ઞાન. મતિજ્ઞાનની અંદર ઇન્દ્રિયજ્ઞાન, સ્વસંવેદન, સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, ઉહ અને અનુમાનનો સમાવેશ થાય છે. દર્શન નિરાકાર જ્ઞાન છે. મતિજ્ઞાન સાકાર જ્ઞાન છે. મતિજ્ઞાનના ચાર પ્રકારઃ અવગ્રહ, ઈહા, અવાય ને ધારણા, મતિજ્ઞાનના એ ચાર થર છે એમ કહીએ તો પણ ચાલે. અવગ્રહ મતિજ્ઞાનનો નીચામાં નીચો થર છે. તેના વડે વિષયના અવાંતર–સામાન્ય (જાતિ) માત્રનો બોધ થાય છે અવગૃહીત વિષયના વિશેષ સમૂહ સંબંધમાં જાણવાની જે સ્પૃહા તેનું નામ ઇહા. વિષયનું વિશેષ જ્ઞાન તે અવાય. વિષયજ્ઞાનને ધારણ કરી રાખવું તે ધારણા. ઇન્દ્રિય અને મનની મદદથી જે જ્ઞાન થાય તે ઈન્દ્રિયજ્ઞાન. ઇન્દ્રિય–નિરપેક્ષ, સુખ–દુ ખાદિની જે આંતર અનુભૂતિ તેનું નામ અનિન્દ્રિય જ્ઞાન અથવા સ્વસંવેદન. અનુભવેલા વિષયનો ફરીવાર બોધ તે સ્મરણ, સદૃશ અથવા વિસદૃશ એવા વિષયોના સંબંધમાં જે સંકલનાત્મક જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાન. વિશેષાકાર વિજ્ઞાનમાથી જે ત્રિકાલવિષયક જ્ઞાન થાય તે ઉહ અથવા તર્ક. તર્કલબ્ધ વિજ્ઞાનમાથી, "આ

પર્વત અગ્નિવાળો છે" એવુ જે જ્ઞાન થાય તે અનુમાન. શ્રુતજ્ઞાન પરોક્ષ પ્રમાણમા સમાય છે, આપ્ત પુરૂષની વચનાવલી તે શ્રુતજ્ઞાન વિષય સબધે, એક દેશનુ જ્ઞાન તે નય. દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક ભેદે નયના પણ બે ભેદ છે. દ્રવ્ય એ દ્રવ્યાર્થિક નયનો અને પર્યાય એ પર્યાયાર્થિક નયનો વિષય છે. નૈગમ નય, સંગ્રહ નય, અને વ્યવહાર નય એ દ્રવ્યાર્થિક નયની અદર આવે છે નૈગમ નય ઉદ્દેશ્યને ઓળખાવે છે. સંગ્રહનય વસ્તુઓના સામાન્ય અશનુ અને વ્યવહારનય વસ્તુના વિશેષ અશનુ ગ્રહણ કરે છે ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવભૂત એ પર્યાયાર્થિક નયના ચાર ભેદ છે. વસ્તુના વર્તમાનકાળવર્ત્તી પર્યાય સાથે ઋજુસૂત્રનો સબંધ છે. શબ્દનય પ્રમાણે એકાર્થ વાચક શબ્દો એક જ અર્થનો બોધ કરે છે. સમભિરૂઢ નય અનુસારે એકાર્થવાચક શબ્દો લિંગ, ધાતુ-પ્રત્યયાદિના ભેદે કરીને જૂદા જૂદા અર્થ સૂચવે છે. એવભૂત નય પ્રત્યેક શબ્દની ક્રિયા બતાવે છે, વસ્તુ ક્રિયાહીન બની એટલે એ શબ્દ દ્વારા ઓળખાવાનો એને અધિકાર ન રહે.

પ્રત્યક્ષ અને પરોક્ષ એમ પ્રમાણના બે ભેદ છે પ્રમાણ અને નય જ્ઞાનની અદર સમાઈ જાય છે. જ્ઞાન અને દર્શન, ઉપયોગના પ્રકાર ભેદ છે એ ઉપયોગની દૃષ્ટિએ જીવ એક પ્રકારના છે. એમ કહી શકાય.

### બે પ્રકારના જીવ

સંસારી અને મુક્ત એ રીતે જીવના બે પ્રકાર છે. કર્મના પાશથી બધાયેલો જીવ સસારી અને કર્મશૂન્ય જીવ તે મુક્ત. સસારી જીવો કર્મસયુક્ત છે, છતાં બધા સંસારી

જીવો એક જ શ્રેણીના છે એમ ન કહી શકાય. સંસારી જીવમાં પણ કર્મભેદ, પર્યાયભેદ છે. આ કર્મભેદ સમજાવવાને સારૂ જૈનાચાર્યોએ ચૌદ ગુણસ્થાન નિયોજ્યાં છે. જે થરોની અંદર થઈને, અથવા જે પરિસ્થિતિઓની વચ્ચે થઈને ભવ્ય જીવો ધીમે ધીમે મુક્તિ માર્ગમાં આગળ વધે છે તે તે થર અથવા અવસ્થાનું નામ ગુણસ્થાન છે. સંસારી જીવ માત્ર કોઈ ને કોઈ એક ગુણસ્થાન વિષે અવસ્થિત હોય છેઃ (૧) મિથ્યાદષ્ટિ (૨) સાસાદન (૩) મિશ્ર (૪) અસંયત (૫) દેશસંયત (૬) પ્રમત્ત (૭) અપ્રમત્ત (૮) અપૂર્વ કરણ (૯) અનિવૃત્તિ કરણ (૧૦) સૂક્ષ્મકષાય (૧૧) ઉપશાંત કષાય (૧૨) સંક્ષીણ કષાય (૧૩) સયોગ કેવલી અને (૧૪) અયોગ કેવલી. આ ચૌદ ગુણસ્થાનક થયા.

મિથ્યા દર્શન નામના કર્મના ઉદયથી જીવ મિથ્યાતત્ત્વને વિષે શ્રદ્ધા રાખી રહે, સત્ય તત્ત્વની જીજ્ઞાસા ન રાખે તે મિથ્યાદષ્ટિ પ્રથમ ગુણસ્થાન. મિથ્યાદર્શન કર્મનો ઉદય ન હોય પણ અનંતાનુબંધી કર્મના ઉદયથી જીવને સમ્યગ્દર્શન ન થાય (સમ્યગદર્શનથી પતિત થાય) તે સાસાદન નામનુ બીજું ગુણસ્થાન. સમ્યગ્મિથ્યાત્વ (મિશ્રમોહ) નામના કર્મના ઉદયથી જીવનું દર્શન કેટલેક અંશે મલિન અને કેટલેક અંશે શુદ્ધ હોય તે મિશ્ર નામનું ત્રીજું ગુણસ્થાન. અપ્રત્યાખ્યાનાવરણ નામના કષાયના ઉદયને લીધે, જીવ સમ્યકત્વ સંયુક્ત હોવા છતાં અવિરતિ રહે તે અસંયત નામનું ચોથું ગુણસ્થાન અપ્રત્યાખ્યાન આવરણ નામના કષાયનો ઉદય બંધ પડે અને જીવ કેટલેક અંશે સંયત અને કેટલેક અંશે અસંયત રહે તે દેશસંયત નામનું પાંચમું ગુણ-

સ્થાન. પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય ક્ષીણ બનવા છતાં જીવ સંપૂર્ણપણે સંયત બને, છતાં એમાં યે પ્રમાદ રહી જાય તે પ્રમત્ત સંયત નામનું છઠ્ઠું ગુણસ્થાન. એ પછી સંજ્વલન નામક કષાય નષ્ટ થવાથી (મન્દ થવાથી) પૂર્ણ સંયત જીવ પ્રમાદના પંજામાંથી છૂટો થઈ જાય તો તે અપ્રમત્ત નામના સાતમા ગુણસ્થાને પહોંચે મોક્ષમાર્ગનો મુસાફર ક્રમે ક્રમે અપૂર્વ શુક્લ ધ્યાન પ્રાપ્ત કરી, વિશુદ્ધિ પામે તે અપૂર્વકરણ ગુણસ્થાન એ અપૂર્વ શુક્લધ્યાન ખૂબ ખૂબ વૃદ્ધિ પામતું થકું મોહકર્મ સમૂહના સ્થૂલ અંશોને ક્ષીણ કરે ત્યારે જીવ અનિવૃત્તિ કરણ નામના નવમા ગુણ-સ્થાનકે આરૂઢ થાય. એ રીતે કષાયો પાતળા પાડતો જીવ સૂક્ષ્મકષાય ગુણસ્થાને પહોંચે. સર્વ પ્રકારના મોહ ઉપશાંત થતાં જીવ જે ગુણસ્થાને આવે તેનું નામ ઉપશાંત કષાય મોહનો સમૂહ સંપૂર્ણપણે ક્ષય પામે એટલે જીવ બારમુ ગુણસ્થાન મેળવે. એ બારમા ગુણસ્થાનનું નામ ક્ષીણ કષાય. તે પછી ચાર પ્રકારના ઘાતિકર્મ નાશ પામતાં જીવને નિર્મલ એવું કેવળજ્ઞાન ઉપજે. એ સયોગ કેવલી નામનું તેરમું ગુણસ્થાન થયુ. સર્વ પ્રકારના કર્મક્ષય પહેલાંની, અત્યલ્પક્ષણવ્યાપી જે અવસ્થા તે ચૌદમું ગુણસ્થાન. એનું નામ અયોગ કેવલી. કર્મનો સંબંધ ત્યાં પૂરો થાય છે.

સંસારી જીવ ઉપરોક્ત ચૌદ ગુણસ્થાનમાં કોઇ એક સ્થાને હોય છે.

ચૌદ ગુણસ્થાનથી પણ પર, જે અનંત સુખમય, અનિર્વ-ચનીય અવસ્થા છે તે મુક્તાવસ્થા. નિખિલ કર્મ સાથેના સંસ્પર્શથી અલગ થઇ, સિદ્ધો લોકાકાશના શિખરે, સિદ્ધ-

શિલાની ઉપર વિરાજે છે. સિદ્ધો સંસાર તરી ગયા હોય છે. તેઓ મુક્ત કહેવાય છે.

ત્રણ પ્રકારના જીવ

સંસારી, સિદ્ધ અને નોસિદ્ધ–જીવન્મુક્ત એ ત્રણ પ્રકારે જીવના ત્રણ ભેદ પાડી શકાય. કર્મસંયુક્ત જીવ સંસારી છે. કર્મ બે પ્રકારના ઘાતી અને અઘાતી મુક્તિ માર્ગનો મુસાફર ક્રમે ક્રમે પોતાના કર્મબંધન ઢીલા કરે છે. એ રીતે જે પવિત્ર ક્ષણે સંસારત્યાગી સાધક તેરમે ગુણસ્થાને પહોંચે ત્યારે ચાર પ્રકારના ઘાતિકર્મને છેદે છે. એક રીતે એ જીવન્મુક્ત પદ પામે છે. પણ એ વખતે અઘાતી કર્મનો સંયોગ રહેવાથી તે સયોગ કેવલી અથવા સંપૂર્ણપણે મુક્ત ન થવાથી નોસિદ્ધ નામે પણ ઓળખાય. જીવન્મુક્ત એક અપેક્ષાએ મુક્ત જ છે, પણ પાર્થિવ શરીર બાકી રહેલું હોવાથી આ ત્રીજો ભેદ રાખ્યો છે. ઘાતિકર્મના નાશથી જીવન્મુક્ત, કેવળજ્ઞાન મેળવે છે, સર્વજ્ઞતા પામે છે અથવા તો અનંત દર્શન અનંતસુખ, અનંતજ્ઞાન અને અનંત વીર્યના એ અધિકારી બને છે.

જીવન્મુક્ત સર્વજ્ઞના સામાન્ય કેવળી અને અર્હત્ એવા બે ભેદ છે. સામાન્ય કેવળી માત્ર પોતાની મુક્તિની જ સાધના કરે છે. અર્હત્ સંસારના સમસ્ત જીવોની મુક્તિ અર્થે ઉપદેશ આપે છે. અર્હત્ એટલે તીર્થંકર. સંસારસમુદ્રમાં રઝળતા જીવોને સારૂ ઉપદેશમય તીર્થનું નિર્માણ તીર્થંકરો જ કરે છે, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચારે સંઘવિભાગને તેઓ ઉપદેશ આપે છે. તીર્થંકર જ્યારે માતાના ગર્ભમાં આવે છે, અવતરે છે, દીક્ષા લે છે, સર્વજ્ઞ બને છે અને

નિર્વાણ પામે છે ત્યારે ઇન્દ્રાદિ દેવો મહોત્સવપૂર્વક એમની પૂજા ( અર્હા ) કરે છે માટે એમને "અર્હંત્" પણ કહેવામાં આવે છે દેહ પ્રત્યે એ પુરૂષોને છાંટા જેટલું પણ મમત્વ નથી હોતુ એટલુ છતાં એમના દેહ અતિ શુભ્ર હજાર સૂર્ય જેટલા સમુજ્જ્વલ હોયછે. એ સપૂર્ણ નિર્દોષ હોય છે તીર્થંકર ભગવાનને ચાર પ્રકારના અતિશયો પણ હોય છે. અર્હંત્ અથવા તીર્થંકર, પ્રત્યક્ષ ઇશ્વર સ્વરૂપ છે

પછી જ્યારે સર્વજ્ઞ પુરૂષના અઘાતી કર્મ નાશ પામે છે, ત્યારે તેઓ કર્મની બેડીમાંથી છૂટી, સંસાર–કેદખાનામાંથી નીકળી, લોકશિખરે રહેલી, ચિર શાંતિમય સિદ્ધશિલાને વિષે વિરાજે છે જીવની એ છેલ્લામાં છેલ્લી સ્થિતિ છે—પરામુક્તિ છે. સિદ્ધના જીવોને કોઇ પ્રકારનો કર્મમળ નથી હોતો. તેઓ આત્માના વિશુદ્ધ સ્વભાવમાં જ રહે છે પહેલાં કહી ગયા તેમ અવ્યાબાધ આદિ આઠ પ્રકારના ગુણના તેઓ અધિકારી બને છે.

### ચાર પ્રકારના જીવ

ગતિભેદે જીવ, દેવ, નારક, મનુષ્ય અને તિર્યંચ એ ચાર પર્યાયમા વહેચાયેલા છે.

જૈન મત પ્રમાણે દેવના ચાર પ્રકાર છે (૧) ભવન-વાસી (૨) વ્યંતર (૩) જ્યોતિષ્ક અને (૪) વૈમાનિક.

ભવનવાસીના દસ ભેદ· (૧) અસુરકુમાર (૨) નાગકુમાર (૩) વિદ્યુત કુમાર ( ૪ ) સુવર્ણકુમાર ( ૫ ) અગ્નિકુમાર (૬) વાતકુમાર (૭) સ્તનિતકુમાર (૮) ઉદધિકુમાર (૯) દ્વીપકુમાર અને (૧૦) દિક્કુમાર.

વ્યંતરના આઠ ભેદ: (૧) કિન્નર (૨) કિંપુરૂષ (૩) મહોરગ (૪) ગંધર્વ (૫) યક્ષ (૬) રાક્ષસ (૭) ભૂત (૮) પિશાચ.

જ્યોતિષ્કના પાંચ પ્રકાર (૧) સૂર્ય (૨) ચંદ્ર (૩) ગ્રહ (૪) નક્ષત્ર (૫) તારકા.

વૈમાનિક બે પ્રકારે (૧) કલ્પોપપન્ન (૨) કલ્પાતીત

ધર્મ્મા નામના નરકના ત્રણ ભાગ છે પહેલા ભાગનું નામ "ખર-ભાગ." બીજાનું નામ"પંક ભાગ" અને ત્રીજાનું 'અબ્બહુલ' ધમ્મા નરકના પહેલા અને બીજા ભાગમાં સમસ્ત ભવનવાસી દેવોના ભવન અર્થાત્ વાસસ્થાન છે. વિવિધ દેશાદિમાં વસતા હોવાથી બીજા પ્રકારના દેવો વ્યંતર નામથી ઓળખાય છે. રત્નપ્રભા નામના નરકના બીજા ભાગમાં રાક્ષસ નામના વ્યંતરો રહે છે. બાકીના સાત પ્રકારના વ્યંતરો, ઉક્ત નરકના ખરભાગ-પ્રથમ ભાગને વિષે રહે છે. એ સિવાય ઘણા પર્વત, ગુફા, સાગર, અરણ્ય, વૃક્ષકોટર, માર્ગ વગેરેમાં વ્યંતરો રહે છે. ભૂમિતળથી માંડી મધ્ય લોકના અંતરવર્તી વિશાળ આકાશમાં જ્યોતિષ્કો વસે છે. ભૂમિના ભાગથી માંડી ૭૯૦ યોજનની અંદર એકે જ્યોતિષ્ક દેવ નથી. ૭૯૦ યોજન બાદ તારાગણ છે. ભૂતળથી ૮૦૦ યોજન દૂર સૂર્ય વિમાન છે. સૂર્યથી ઉપર ૮૦ યોજન જેટલે ચંદ્ર છે. ચંદ્રથી ત્રણ યોજન ઉપર નક્ષત્રો છે. નક્ષત્રથી ત્રણ યોજન બુધગ્રહ છે. બુધથી ત્રણ યોજન ઉંચે શુક્ર, શુક્રથી ત્રણ યોજન ઉંચે બૃહસ્પતિ, બૃહસ્પતિથી ચાર યોજન ઉંચે મંગળ, મંગળથી ચાર યોજન ઉંચે શનિશ્વર: એ રીતે ભૂપૃષ્ઠથી ૭૯૦ યોજન ઉપર, ૧૧૦ યોજનની અંદર જ્યોતિષ્ચક્ર છે. સૂર્યવિમાન તથા

સુવર્ણ જેવું છે એનો આકાર અર્ધ ગોળાકાર અને એનો વ્યાસ ૪૮/૬૧ યોજનથી પણ કિંચિત્ વધારે છે. સૂર્યવિમાનની પરિધિ વ્યાસથી ત્રણ ગણી કરતાં સ્હેજ વધુ થાય. સોળ હજાર સેવકો સૂર્યવિમાન ધરી રહ્યા છે. એ વિમાનને વિષે સૂર્યદેવ પોતાના પરિવાર સાથે રહે છે.

વૈમાનિક દેવો જ્યોતિષ્ક દેવો કરતાં પણ ઉપર છે. તેઓ ઊર્ધ્વ લોકને વિષે વસે છે સુમેરૂ પર્વતના શિખરથી ઉર્ધ્વ લોકનો આરંભ થાય છે. એના સોળ કલ્પ અથવા સ્વર્ગ કરવામાં આવ્યા છે.+ (૧) સૌધર્મ કલ્પ ઉત્તર દિશામાં. (૨) ઇશાન કલ્પ, દક્ષિણ દિશામા આ બે સ્વર્ગની ઉપર અનુક્રમે (૩) સનત કુમાર કલ્પ અને (૪) માહેન્દ્ર કલ્પ. એની ઉપરે (૫) બ્રહ્મ કલ્પ અને (૬) બ્રહ્મોત્તર કલ્પ. એની ઉપર (૭) લાતવ અને (૮) કાપિષ્ઠ એની ઉપર (૯) શુક્ર કલ્પ અને (૧૦) મહાશુક્ર કલ્પ. એની પછી (૧૧) શતાર અને (૧૨) સહસ્રાર કલ્પ, એની ઉપર (૧૩) આનત અને (૧૪) પ્રાણુત. એની પછી (૧૫) આરણ કલ્પ અને (૧૬) અચ્યુત કલ્પ. આ સોળ કલ્પ ઉપર બાર ઇન્દ્રોનો અધિકાર છે. સૌધર્મેન્દ્ર, ઇશાનેંદ્ર, સનતકુમારેંદ્ર અને માહેન્દ્ર અનુક્રમે પહેલા, બીજા ત્રીજા અને ચોથા સ્વર્ગના અધિપતિ છે બ્રહ્મ અને બ્રહ્મોત્તર

---

+ શ્વેતામ્બર-દિગમ્બર સમ્મત તત્વાર્થસૂત્ર અધ્યાય ૪ સૂત્ર ૩ दशाष्टपंचद्वादश विकल्पा. कल्पोपपन्नपर्यन्ता । માં ૧૨ દેવલોકનુ વિધાન છે, છતાં અહીં ૧૬ દેવલોક લખ્યા છે તે તથા તેની પછીની દેવલોક સબધીની હકીકત દિગમ્બર શાસ્ત્રમાં વિશિષ્ટતારૂપ વર્ણવેલી છે જેનું અનુસરણ ભટ્ટાચાર્યજીએ અહિં કર્યું હોય એમ લાગે છે

કલ્પ બ્રહ્મેન્દ્રના અધિકારમાં છે. લાંતવ ઇન્દ્ર સાતમા અને આઠમા કલ્પનો સ્વામી છે. શુક્ર અને મહાશુક્ર કલ્પનું સંરક્ષણ શુક્રેન્દ્ર કરે છે. શતાર ઇન્દ્ર અગીયારમા-બારમા સ્વર્ગને સંભાળે છે. આનતેંદ્ર, પ્રાણતેંદ્ર, આરણેંદ્ર અને અચ્યુતેંદ્ર અનુક્રમે ૧૩ મા, ૧૪ મા, ૧૫ મા અને ૧૬ મા કલ્પના અધિસ્વામી છે સોળમા કલ્પ અથવા સ્વર્ગ સુધીમાં જે વૈમાનિક દેવો વસે છે તેઓ કલ્પોપપન્નના નામથી પ્રસિદ્ધ છે. સોળ સ્વર્ગની ઉપર ગ્રૈવેયક નામના વિમાન છે, તેની ઉપર અનુદિશ અને અનુદિશ-વિમાનની ઉપર અનુત્તર નામે વિમાન આવેલ છે.

કલ્પાતીત વિમાનોમા કલ્પાતીત નામના વૈમાનિક દેવો રહે છે. સોળ કલ્પ અને કલ્પાતીત વિમાનો ૬૩ ભાગ (પટલ)માં વહેચાયેલા છે. તેમા સૌધર્મ અને ઇશાન કલ્પના બધા મળીને ૩૧ છે. જેમ કે (૧) ઋતુ (૨) ચન્દ્ર (૩) વિમલ (૪) વલ્ગુ (૫) વીર (૬) અરૂણ (૭) નંદન (૮) નલિન (૯) રોહિત (૧૦) કાંચન (૧૧) ચચત્ (૧૨) મારૂત (૧૩) ઋદ્ધીશ (૧૪) વૈડૂર્ય (૧૫) રૂચક (૧૬) રૂચિર (૧૭) અંક (૧૮) સ્ફટિક (૧૯) તપનીય (૨૦) મેઘ (૨૧) હારિદ્ર (૨૨) પદ્મ (૨૩) લોહિતાક્ષ (૨૪) વજ્ર (૨૫) નંદ્યાવર્ત (૨૬) પ્રભંકર (૨૭) પિષ્ટાક (૨૮) ગજ (૨૯) મસ્તક (૩૦) ચિત્ર (૩૧) પ્રભ. ત્રીજા અને ચોથા સ્વર્ગમાં ૭ સમૂહ છે: (૩૨) અંજન (૩૩) વનમાલ (૩૪) નાગ (૩૫) ગરૂડ (૩૬) લાંગલ (૩૭) બલભદ્ર (૩૮) ચક્ર. પાંચમા અને છઠ્ઠા કલ્પમાં ૪ ભાગ છે: (૩૯) અરિષ્ટ (૪૦) દેવસમિતિ

( ૪૧ ) બ્રહ્મ, ( ૪૨ ) બ્રહ્મોત્તર સાતમા–આઠમા સ્વર્ગનાં બે ભાગ : ( ૪૩ ) બ્રહ્મહૃદય ( ૪૪ ) લાંતવ. નવમા–દશમા કલ્પમાં ( ૪૫ ) મહાશુક્ર નામનુ એક પટલ છે અગીયારમા–બારમા કલ્પમા એક જ છે, તેનું નામ ( ૪૬ ) શતાર. તેરમા, ચૌદમા, પંદરમા, સોળમા કલ્પના એકંદરે ૬ ભગ છે (૪૭) આનત (૪૮) પ્રાણુત (૪૯) પુષ્પક (૫૦) સાતક (૫૧) આરણુ ( ૫૨ ) અચ્યુત ગ્રૈવેયક-વિમાનના અધોભાગને વિષે ૩ ભાગ છે: ( ૫૩ ) સુદર્શન ( ૫૪ ) અમોઘ ( ૫૫ ) સુપ્રબુદ્ધ, ગ્રૈવેયક વિમાનના મધ્ય ભાગને વિષે ૩ પટલ છે ( ૫૬ ) યશોધર ( ૫૭ ) સુભદ્ર ( ૫૮ ) વિશાલ ગ્રૈવેયક વિમાનના ઉપરના ભાગમા ૩ પટલ છે: (૫૯) સુમલ (૬૦) સૌમન (૬૧) પ્રીતિંકર. અનુદિશ વિમાનમા (૬૨) આદિત્ય નામનુ એક જ પટલ છે. અનુદિશ વિમાના ઉપરના ભાગમાં–અનુત્તર વિમાનમાં (૬૩) સર્વાર્થસિદ્ધ નામનું એક પટલ છે.

ઉપરોક્ત વર્ણન ઉપરથી એટલુ સમજાશે કે સોળ કલ્પમાં એકંદરે ૫૨ પટલ છે. પ્રત્યેક પટલમાં ત્રણ પ્રકારના વિમાન અથવા નિવાસ સ્થાન છે, (૧) ઇન્દ્રક વિમાન (૨) શ્રેણીબદ્ધ વિમાન અને (૩) પ્રકીર્ણક વિમાન વચ્ચે ઇન્દ્રક વિમાન અને એની આસપાસ શ્રેણીબદ્ધ વિમાન હોય છે. પ્રત્યેક શ્રેણી બદ્ધ વિમાનમાં ૬૩ વિમાન હોય છે. પણ નીચેથી જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ એક શ્રેણી વિમાન ઓછુ થતુ જાય. એ રીતે ૬૨ મા પટલને વિષે એક ઇન્દ્રક વિમાન રહે છે. તેની ચારે કોર માત્ર ચાર શ્રેણી વિમાન હોય છે. ઇન્દ્ર વિમાનની ચોતરફ જેમ શ્રેણીબદ્ધ વિમાન હોય છે તેમ તેની વિદિશાઓમાં પણ પ્રકીર્ણક અથવા પુષ્પ પ્રકીર્ણક વિમાન હોય

છે. ૬૩ મા પટલમાં પ્રકીર્ણક વિમાન નથી. ત્યાં મધ્ય ભાગને વિષે સર્વાર્થસિદ્ધિ નામનુ ઇન્દ્રક વિમાન અને તેની આસપાસ વિજય, વૈજયન્ત, જયન્ત અને અપરાજિત નામના ચાર શ્રેણીબદ્ધ વિમાન રહેલા છે.

દેવોમા ભવનવાસી, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક એવા ચાર ભાગ છે, તે આપણે જોઈ ગયા. એ ચાર ભાગ પાછા દસ ભાગમાં વહેચાયા છેઃ (૧) ઇંદ્ર (૨) સામાનિક (૩) ત્રાયસ્ત્રિંશ (૪) પારિષદ (૫) આત્મરક્ષ (૬) લોકપાલ (૭) અનીક (૮) પ્રકીર્ણક (૯) કિલ્બિષિક અને (૧૦) આભિયોગ્ય. ભવન અને વ્યંતરના દેવોમાં ત્રાયસ્ત્રિંશ તેમજ લોકપાળ જેવા ભેદ નથી. જ્યોતિષ્ક અને કલ્પોપપન્ન વૈમાનિકોની અંદર જ ઉપર કહ્યા તેવા દસ ભેદ છે. કલ્પાતીત દેવોમાં કંઈ ખાસ ભેદ નથા. કારણ કે તેઓ બધા ઇન્દ્રો હોય છે એટલે જ કલ્પાતીત વૈમાનિકો "અહમિન્દ્ર" ના નામથી ઓળખાય છે. દેવોની અંદર જે રાજા, વડીલ તે ઇંદ્ર. સામાનિક દેવોના ભોગોપભોગ ઇંદ્રના જ ભોગોપભોગ જેવા હોય છે, ફેર એટલો કે ઇંદ્રને સૈન્ય હોય છે, આજ્ઞાકિત સેવક હોય છે, અને રાજ્ય-ઐશ્વર્ય હોય છે. સામાનિકને એવું નથી હોતું. ઇંદ્રને ૩૩ મંત્રીઓ અથવા પુરોહિતો હોય છે. તે ત્રાયસ્ત્રિંશ દેવના નામે ઓળખાય છે. ઇન્દ્ર સભાના સભાસદો પારિષદ નામે પ્રસિદ્ધ છે. ઇન્દ્રના પણ શરીરરક્ષક દેવો હોય છે. લોકપાળો ઇંદ્રના રાજ્યનું રક્ષણ કરે છે. ઇંદ્રના સૈનિક અનીક દેવના નામે ઓળખાય છે સેવક-દેવો આભિયોગ્યના, નામે અને હલકી શ્રેણીના દેવો કિલ્બિષિકના નામે ઓળખાય છે.

નીચેના સમૂહથી ઊંચે રહેતા દેવતાઓના સમૂહ ક્રમે ક્રમે તેજ, વર્ણ, (લેશ્યા,) આયુઃ, ઇંદ્રિયજ્ઞાન, અવધિજ્ઞાન, સુખ અને પ્રભાવમાં વિશેષ ઉન્નત હોય છે. જેમ જેમ ઉચ્ચ દેવલોકમાં જઇએ તેમ તેમ તેમના માનકષાય, ગતિ, દેહ પ્રમાણ અને પરિગ્રહ પણ ઓછાં થતા લાગે છે દેવ યોનિમાં જન્મ, તે તે જીવના પુણ્ય ઉપર આધાર રાખે છે. ભવન, વ્યંતર અને જ્યોતિષ્ક દેવોની અંદર કૃષ્ણ, નીલ, કાપોત અને પીત એ ચાર વર્ણ હોય છે. સૌધર્મ અને ઇશાન કલ્પમાં કેવળ પીતવર્ણ હોય છે ત્રીજા અને ચોથા સ્વર્ગના દેવોનો વર્ણ કંઇક પીત અને પદ્માભ હોય છે. પાચમાથી આઠમા કલ્પના દેવોનો વર્ણ પદ્માભ, નવથી બારમા દેવલોકના દેવોનો પદ્માભ અને શુકલાભ, અને તેરમા કલ્પથી લઈ ઉપરના સમસ્ત કલ્પના દેવોનો શુક્લવર્ણ હોય છે.

દેવો કંઈ મુક્ત જીવ નથી. શુભ કર્મના યોગે તેઓ ઉત્તમ પ્રકારનાં સુખ ભોગવી શકે છે એટલુંજ. બાકી જન્મ અને મૃત્યુની ઘટમાળ તો ત્યાં પણ છે. કોઈ કોઈ બાબતમાં તેઓ પૃથ્વી ઉપર વસતા મનુષ્યો જેવા જ હોય છે. એમને પણ સારી વસ્તુનો શોખ અને અણગમતી વસ્તુનો અભાવ હોય છે. મનુષ્યની જેમ દેવોને પણ વિષયવાસના છે, છતાં કેટલીક બાબતમા તેઓ મનુષ્યથી જૂદા પડે છે. ભવનવાસી, વ્યંતર, જ્યોતિષ્ક અને સૌધર્મ તથા ઇશાન કલ્પના દેવોને મનુષ્ય તથા તિર્યંચની જેમ શરીર સંયોગપૂર્વકની રમણક્રિયા હોય છે. ત્રીજા અને ચોથા સ્વર્ગના દેવોને માત્ર રમણીનું આલિંગન હોય છે પાંચમાથી આઠમા સ્વર્ગ સુધીના દેવો દેવીઓના રૂપદર્શનથી વિષય સુખ અનુભવે છે નવમા, દશમા, અગીયારમા, બારમા સ્વર્ગના દેવો, દેવીઓના શબ્દ સાભળી

તૃપ્તિ અનુભવે છે તેરમાથી સોળમા દેવલોકના દેવો, દેવાગનાઓના વિચાર માત્રથી સતોષ પામે છે. સોળમા કલ્પ પછી ઉપરના દેવલોકમાં કામ લાલસા નથી. મનુષ્યાદિ જીવોના દેહ જે ઉપાદાનથી રચાય છે તે ઉપાદાન આ દેવ શરીરમાં નથી હોતાં. દેવોને વીર્ય સ્ખલના નથી. દેવીઓને ગર્ભધારણ નથી. દેવો માતાની કુખમાં નથી પાકતા એમનુ મૈથુન એક માનસિક સુખસભોગ માત્ર હોય છે.

નરકવાસી જીવો નારકીના નામે ઓળખાય છે. નરક અધોલોકને વિષે છે. એક ઉપર બીજું એમ એક–બીજાને આશ્રયીને રહે છે. ઘનાણુ–ઘનોદધિ, પવન અને આકાશ એમ ત્રણ પ્રકારના દ્રવ્ય પ્રત્યેક નરકને વિષે હોય છે. ઘનાણુ વગેરે પ્રત્યેક પદાર્થ વીસ હજાર યોજનના વિસ્તારવાળા હોય છે. નરક સાત છે. (૧) ઘર્મા (૨) વંશા (૩) મેઘા (સેલા) (૪) અજના (૫) અરિષ્ટા (૬) મઘવી (મઘા) અને (૭) માઘવી (માઘવતી). વર્ણ તેમજ સ્વરૂપના ભેદે વળી સાતે નરક નીચેના નામે ઓળખાય છે. (૧) રત્નપ્રભા (૨) શર્કરા પ્રભા (૩) વાલુકાપ્રભા (૪) પંકપ્રભા (૫) ધૂમપ્રભા (૬) તમઃપ્રભા (૭) તમસ્તમઃપ્રભા અથવા મહાતમઃપ્રભા.

પ્રથમ નરકમાં ૩૦ લાખ, બીજામાં ૨૫, ત્રીજામાં ૧૫, ચોથામાં ૧૦, પાંચમામાં ૩, છઠ્ઠામા એક લાખમાં પાંચ ઉણા, અને સાતમામાં ૫ નરકાવાસ એકંદરે ૮૪ લાખ જીવોત્પત્તિસ્થાન છે. નારકીના જીવોનો વર્ણ ઘણો ખરાબ હોય છે. તેમનામાં વિવિધ રૂપ ધારણ કરવાની શક્તિ હોય છે. પણ એથી કરીને તો એમને વધુ યાતનાઓ વેઠવી પડે છે. એમનાં દુઃખ પારાવાર હોય છે. તેઓ ઘણા લાંબા વખત સુધી તેવાં દુઃખ

ભોગવે છે અસુરોની ઉશ્કેરણી તેમજ અમથા અમથા અંદર અંદર નારકીના જીવો લડે છે, અને એ રીતે અસહ્ય દુઃખ ભોગવે છે.

મધ્ય લોકમાં મનુષ્યો વસે છે. આ મધ્યલોકની અંદર પણ અસંખ્ય દ્વીપ તેથા સમુદ્રો છે. જમ્બુદ્વીપ એ બધા દ્વીપોમાં મુખ્ય છે. એનો વ્યાસ એક લાખ યોજનનો છે જમ્બુદ્વીપ સૂર્યમંડળના જેવો જ ગોળાકાર છે. એની વચ્ચો-વચ્ચ મન્દર-મેરુ નામનો પર્વત છે મહાસાગર જંબુદ્વીપની આસપાસ ઉછળે છે. મહાસાગર પણ બીજા મહાદ્વીપોથી ઘેરાયેલો છે.

જંબુદ્વીપની સાથે જોડાયેલા મહાસાગરનું નામ લવણોદ આ સમુદ્રને ઘેરીને જે દ્વીપ રહ્યો છે તેનુ નામ ધાતકી ખંડ. ધાતકીખંડથી ચારે બાજુ કાલોદ સમુદ્ર છે તે પછી પુષ્કર દ્વીપ છે. તદ્દન છેલ્લે સ્વયભૂરમણ નામનો મહાસમુદ્ર છે વચમાં ઘણા મહાદ્વીપો અને મહાસમુદ્રો છે.

જમ્બુદ્વીપમાં સાત ક્ષેત્ર છે. (૧) ભરત (૨) હૈમવત (૩) હરિવર્ષ (૪) વિદેહ (૫) રમ્યક્ (૬) હૈરણ્યવત (૭) ઐરાવત. આ ક્ષેત્રોને છ વર્ષધર પર્વત અથવા કુલાચલ એક બીજાથી છૂટા પાડે છે, (૧) હિમવાન (૨) મહા-હિમવાન (૩) નિષધ (૪) નીલ (૫) રૂકમી (૬) શિખરી. આ પર્વતોની પૂર્વે તથા પશ્ચિમ દિશામા સમુદ્ર હોય છે.

હિમવાન સુવર્ણમય છે, મહાહિમવાન રજતમય છે. ત્રીજો તાંબા સાથે સુવર્ણ મળ્યું હોય એના રંગનો છે. ચોથો નીલગિરિ વૈડૂર્યમય છે, પાંચમો રૌપ્યનિર્મિત અને છટ્ઠો

સ્વર્ણનિર્મિત છે. એ ૭ પર્વતોને શીખરે અનુક્રમે પદ્મ, પદ્મપદ્મ, તિગિંજ, કેશરી, મહાપુડરિક અને પુડરિક નામના સરોવરો છે. પર્વતોની જેમ આ સરોવરો પણ પૂર્વ–પશ્ચિમ દિશામાં ફેલાયેલા છે. પહેલું સરોવર લંબાઇમાં એક હજાર યોજન અને પહોળાઇમાં ૫૦૦ યોજન છે. બીજું, પહેલાના કરતાં બમણું, ત્રીજુ, બીજાના કરતાં બમણું, ચોથું, પાંચમુ અને છઠ્ઠું, અનુક્રમે ત્રીજા, બીજા અને પહેલા સરોવર જેવું છે. દસ યોજન જેટલી એની ઉડાઈ હોય છે

પ્રથમ સરોવરની અદર એક યોજન વિસ્તૃત એક કમળ છે. એની કર્ણિકા બે કોસની અને પાસેના બે પાંદડામાંનુ પ્રત્યેક પાન એક કોસનુ છે. બીજા કમલનું પરિમાણ બે યોજનનું છે. ત્રીજા સરોવરના કમલનું ચાર યોજન, અને ચોથા, પાંચમા તથા છટ્ઠા સરોવરમાંના કમળો, અનુક્રમે ત્રીજા, બીજા અને પ્રથમ સરોવરના જેવા જ છે. આ ૭ કમળોની ઉપર યથાક્રમે (૧) શ્રી (૨) હ્રી (૩) ધૃતિ (૪) કીર્તિ (૫) બુદ્ધિ (૬) લક્ષ્મી નામની ૭ દેવીઓ વિરાજે છે. એમનું દરેકનું આયુઃ એક પલ્યોપમનું છે એ દેવીઓ પોતપોતાના સ્થાનની અધીશ્વરી હોય છે. એમને પણ સભાસદ તથા સામાનિક દેવો હોય છે. મુખ્ય કમળમાં દેવી બેસે છે અને એની આજુબાજુના બીજા કમળો ઉપર દેવતાઓનો સમૂહ બેસે છે.

ભરત આદિ સાત ક્ષેત્રોમા અનુક્રમે નીચેની નદીઓ વહે છે; (૧) ગગા તથા સિધુ (૨) રોહિતા તથા રોહિતાસ્યા (૩) હરિતા તથા હરિકાંતા (૪) શીતા તથા શીતોદા (૫)

નારી તથા નરકાંતા (૬.) સુવર્ણકૂલા તથા રૂપ્યકૂલા અને (૭) રક્તા તથા રક્તોદાઃ એકંદરે ચૌદ નદીઓ વહે છે.

પ્રત્યેક ક્ષેત્રની પૂર્વે તથા પશ્ચિમે સમુદ્ર છે. પ્રત્યેક ક્ષેત્રને વિષે જે બે નદીઓનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેમાં પહેલી નદી પૂર્વ સમુદ્ર તથા બીજી નદી પશ્ચિમ સમુદ્રમાં મળે છે. ગગા અને સિંધુની—દરેકની, ઉપનદીઓની સંખ્યા લગભગ ચૌદ હજારની છે બીજા, ત્રીજા, અને ચોથા ક્ષેત્રની મહાનદીઓની, પ્રત્યેકની, ઉપરોક્ત ઉપનદીઓ કરતાં બમણી સંખ્યા. સમજવી. પાંચમા, છઠ્ઠા તથા સાતમા ક્ષેત્રની મહા-નદીઓની, પ્રત્યેકની ઉપનદીઓ અર્ધોઅર્ધ ઓછી થતી જાય છે.

જંબુદ્વીપ વિસ્તારમાં એક લાખ યોજન છે. એની અંદર આવેલા ભરતક્ષેત્રનો દક્ષિણોત્તર વિસ્તાર ૫૨૬$\frac{6}{19}$ યોજન છે. ભરત-ક્ષેત્રથી માંડીને વિદેહક્ષેત્ર પર્યંત જે જે ક્ષેત્રો તથા પર્વતો છે તે દરેકનો વિસ્તાર, પૂર્વના કરતાં બમણો સમજવો. વિદેહની પછી જે પર્વતો તથા ક્ષેત્રો છે તેનું પરિમાણ, પૂર્વના કરતાં અડધુ સમજવુ. ભરતક્ષેત્રમાં પૂર્વ—પશ્ચિમમાં સમુદ્ર-પર્યંત વિસ્તૃત એક પર્વત છે, તેનું નામ વિજયાર્ધ (વૈતાઢ્ય).

ભરતક્ષેત્રના છ ખંડ છે. વિજયાર્ધની ઉત્તર દિશામાં ત્રણ ખડો આવેલા છે આ છ ખડ ઉપર વિજય વર્તાવનાર મહિપાળ પોતાને ચક્રવર્તી તરીકે ઓળખાવી શકે. ઉત્તરના ત્રણ ખંડ ન જીતાય ત્યા સુધી નૃપતિ અર્ધવિજયી ગણાય. એટલા સારૂ ભરતક્ષેત્રની મધ્યમાં આવેલા આ પર્વતનું નામ વિજયાર્ધ રાખવામાં આવ્યુ છે, એને રજતાદ્રિ પણ

કહેવામાં આવે છે. ગંગા અને સિન્ધુનાં પાણી, વિજયાર્ધ પર્વતના ઉત્તર ભાગમાં વહેતાં થકાં, એ જ પર્વતના પત્થરોને ભેદી દક્ષિણ તરફના સમુદ્રને મળે છે. ઉક્ત પર્વતના ઉત્તરમાં તેમ દક્ષિણમાં પણ ત્રણ ત્રણ ખંડ છે. વિજયાર્ધ પર્વતના ઉત્તરના ત્રણ ખંડ અને દક્ષિણના બે બાજુના બે ખંડ મ્લેચ્છ-ખંડ છે અને મધ્યમાં આર્યાવર્ત્ત છે. ભરતક્ષેત્રની પશ્ચિમે, દક્ષિણે અને પૂર્વે સમુદ્ર અને ઉત્તરે કૂલાચલ છે. જંબુદ્વીપના સાત ક્ષેત્રના એ પ્રમાણે ખંડ સમજી લેવા.

બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા ક્ષેત્રમાં એક એક ગોળાકાર પર્વત હોય છે. હૈમવત ક્ષેત્રમાં જે ગોળાકાર પર્વત છે તેનું નામ વૃત્તવેદાઢ્ય. હિમવાન પર્વતને વિષે રહેલા પદ્મ-સરોવરમાથી બે નદીઓ નીકળી છે, તે ભરતક્ષેત્રમાં આવે છે. રોહિતાસ્યા નામની એક બીજી નદી હૈમવત ક્ષેત્રના વૃત્તવેદાઢ્ય પર્વતના અર્ધભાગને પ્રદક્ષિણા દેતી થકી પશ્ચિમ સમુદ્રમાં મળે છે. હૈમવત ક્ષેત્રના ઉત્તર ભાગમાં મહાહિમવાન્ પર્વત છે. આ પર્વત-માથી પણ એક બીજી નદી નીકળે છે, હૈમવત ક્ષેત્રના વૃત્તવેદાઢ્ય પર્વતના બીજા અર્ધા ભાગને પ્રદક્ષિણા દેતી થકી એ પૂર્વસમુદ્રમાં મળે છે. ત્રીજા ક્ષેત્રમાં પણ નદી અને ગોળાકાર પર્વતની સ્થિતિ એ પ્રમાણે જ સમજી લેવી. બીજા-ત્રીજા ક્ષેત્ર, જઘન્ય અને મધ્યમ ભોગભૂમિ ગણાય છે.

ચોથા ક્ષેત્રનું નામ વિદેહ. વિદેહના ગોળાકાર પર્વતનું નામ સુમેરૂ. આ સુમેરૂ પર્વતના ઉત્તર-દક્ષિણ ભાગમાં ઉત્કૃષ્ટ ભોગભૂમિ છે. પૂર્વ, પશ્ચિમ તરફના ભાગમાં ૩૨ કર્મભૂમિઓ છે વિદેહક્ષેત્રમાં સીતા અને સીતોદા નામની બે નદીઓ, પર્વતને પ્રદક્ષિણા આપતી યથાક્રમે પૂર્વ તથા પશ્ચિમના સમુદ્રમાં સમાય

છે. વિદેહક્ષેત્રની ૩૨ કર્મભૂમિઓમાં દરેકને વિજયાર્ધ (વૈતાઢ્ય) પર્વત અને બે બે ઉપનદીઓ હોય છે.

પાચમા, છઠ્ઠા ક્ષેત્રમા બે બે મહાનદીઓ અને એક એક પર્વત છે આ બે ક્ષેત્રો મધ્યમ તથા જઘન્ય ભોગભૂમિ ગણાય છે, કર્મભૂમિ તથા ભોગભૂમિના સ્વરૂપ વિષે હવે પછી કહીશું

ભરતક્ષેત્ર અને ઐરાવતક્ષેત્ર એ બે ક્ષેત્રો એવાં છે કે જ્યા કાળચક્ર પ્રમાણે જીવનાં આયુ, શરીર, શક્તિ વગેરેમાં ફેરફાર થયા કરે છે જે વખતે જીવનાં શરીર વગેરે ઉત્કૃષ્ટ સ્થિતિ ભોગવતા હોય તે કાળનું નામ ઉત્સર્પિણી કાળ અને જે વખતે ક્ષીણ દશા ભોગવતાં હોય તે કાળનું નામ અવસ--ર્પિણી કાળ. આ બે પ્રકારના કાળના છ છ આરા છે. સુખમા સુખમા, સુખમા, સુખમા–દુ ખમા, દુ ખમા–સુખમા, દુ ખમા, દુ ખમા–દુ ખમા આજે અવસર્પિણી કાળનો દુ ખમા નામનો પાંચમો આરો ચાલે છે. છઠ્ઠો આરો ઘણો જ દુઃખદાયક છે તે હજી આવવાનો બાકી છે. તે પછી પાછો ઉત્સર્પિણી કાળ શરૂ થશે. કાળના પ્રભાવે જીવનાં આયુ, શરીર, શક્તિ વગેરેમાં વધઘટ થાય છે. તે જ પ્રમાણે ભરત, ઐરાવતની ભૂમિને વિષે પણ કેટલાક ફેરફાર થાય છે.

જબુદ્વીપની ચોતરફ લવણોદ મહાસમુદ્ર છે. આ સમુદ્રના-એક કીનારાથી સામા કીનારા સુધીનુ અંતર પાંચ લાખ યોજનનું છે લવણસમુદ્રને વીટીને ધાતકીખંડ છે. એ પણ દ્વીપ છે એનો વિસ્તાર લવણોદ કરતાં બમણો અને જંબુદ્વીપ કરતા ચારગણો છે. સમુદ્ર સાથેનો એનો વ્યાસ ૧૩ લાખ યોજનનો છે. જંબુદ્વીપ થાળી જેવો ગોળ હોવાથી, એની

અંદરના પર્વતો એક છેડેથી બીજા છેડા સુધી વિસ્તરેલા પડયા છે. પણ ધાતકીખંડ કંકણ અથવા તો ચક્રની જેમ છે. પૈડામાં ઘણા આરા હોય છે તેમ ધાતકી ખંડ પર્વતોથી વહેંચાયેલો છે. પર્વતોની વચ્ચેનો પ્રદેશ એક એક ક્ષેત્ર ગણાય છે. એ ખંડમા બાર પર્વત છે. બે મેરૂ અને ચૌદ ક્ષેત્ર છે. આ ખંડમાં ૬૮ કર્મભૂમિ અને ૧૨ ભોગભૂમિ છે.

ધાતકી ખંડની પછી કાલોદ સમુદ્ર અને તે પછી પુષ્કરદ્વીપ આવે છે. કાલોદ સમુદ્રનો વિસ્તાર આઠ લાખ યોજનનો છે, અને પુષ્કરદ્વીપનો વિસ્તાર ૧૬ લાખ યોજનનો છે. પુષ્કરદ્વીપના અર્ધા ભાગમાં, એટલે કે ૮ લાખ યોજનની અંદર ધાતકીખંડની જેમજ ક્ષેત્ર તેમજ પર્વતો છે. બાકીના આઠ લાખને વિષે ક્ષેત્ર વિભાગ આદિ નથી પુષ્કરદ્વીપની બરાબર મધ્યમાં માનુષોત્તર નામનો એક પર્વત છે. આ પર્વતની બહાર મનુષ્યની ગતિ કે આવાસ નથી. વિદ્યાધરો અને ઋદ્ધિવાળા ઋષિઓ* પણ ત્યાં જઈ શકતા નથી. એટલા સારૂ એનું નામ માનુષોત્તર રાખવામા આવ્યું છે. માનુષોત્તર પર્વતના બહારના ભાગમાં કેવળ ભોગભૂમિ છે. પશુઓ જ વસે છે.

જંબુદ્વીપમાં, ધાતકીખંડમાં અને અર્ધા પુષ્કરદ્વીપમા એટલે કે અઢી દ્વીપમાં અને લવણોદ તથા કાલોદ સમુદ્રમાં મનુષ્યજાતિ આવ જા કરી શકે છે. મનુષ્યજાતિના આ આવાસસ્થાનમાં ૯૬ અન્તર્દ્વિપો છે. × આ અંતરદ્વીપોમાં

---

* વિદ્યાચારણ તથા જંઘાચારણ ત્યાં જઇ શકે છે—ભગવતી સૂત્ર.

× શ્વેતામ્બર સાહિત્યમાં ૫૬ અંતર્દ્વીપ કહ્યા છે, જ્યા પણ કેવળ અકર્મભૂમિ સુભોગભૂમિ હોવાનું વિધાન છે; જ્યાંના મનુષ્યો મનુષ્ય આકૃતિવાળા છે.

જે મનુષ્યો વસે છે તેઓ ભોગભૂમિવાસી ગણાય છે તેમનામાં કેટલાક વાનર આકારવાળા તો કેટલાક અશ્વના આકારવાળા હોય છે. એમને મ્લેચ્છ કહ્યા છે.

માનવજાતિના આર્ય અને મ્લેચ્છ એવા બે ભાગ છે. આર્યખંડમાં આર્યો વસે છે. તેમનામાં પણ શક, ભીલ એવી જાતિઓ છે, જે આર્ય તરીકે ઓળખાતી નથી. મ્લેચ્છો મોટે ભાગે મ્લેચ્છખંડમાં અને અંતરદ્વીપોમા વસે છે.

આર્યોના પણ કેટલાક ભેદ છે. જેઓ પવિત્ર તીર્થક્ષેત્રોમાં વસે છે તેઓ ક્ષેત્રાર્ય, ઈક્ષ્વાકુ જેવા ઉત્તમ કુળને વિષે ઉત્પન્ન થયેલા જાત્યાર્ય. જેઓ વાણિજ્ય આદિથી આજીવિકા ચલાવે છે તેઓ સાવદ્યકર્માર્ય. જેઓ ગૃહસ્થી છે, સંયમા-સયમધારી શ્રાવક છે તેઓ અલ્પસાવદ્યકર્માર્ય. પૂર્ણ સયમી સાધુ અસાવદ્ય કર્માર્ય. પવિત્ર ચારિત્ર પાળીને જેઓ મોક્ષ-માર્ગની આરાધના કરે છે તેઓ ચારિત્રાર્ય. જેઓ સમ્યગ્ દર્શનના અધિકારી છે તેઓ દર્શનાર્ય. એ સિવાય બુદ્ધિ, ક્રિયા, તપ, બળ, ઔષધ, રસ, ક્ષેત્ર અને વિક્રિયા એ આઠ વિષયો સબધી ઋદ્ધિ ધરાવે છે તેઓ પણ આર્ય છે.

મધ્યલોકમાં ઘણી કર્મભૂમિઓ તથા ભોગભૂમિઓ છે. જ્યાં રાજ્યત્વ, વાણિજ્ય, કૃષિકર્મ, અધ્યયન, અધ્યાપન સેવા વગેરે વડે આજીવિકા ચલાવાતી હોય તે કર્મભૂમિ. સંસારત્યાગ જ્યાં બની શકતો હોય તે પણ કર્મભૂમિ. બીજા શબ્દોમાં કહીએ તો જે સ્થાને પુણ્ય-પાપના ઉદયને લીધે જીવ કર્મથી લેપાતો હોય તે કર્મભૂમિ. ભોગભૂમિમા એવો બંધ નથી બધી મળીને ૧૭૦ જેટલી કર્મભૂમિઓ

છે. તેમાંની, જંબુદ્વીપને વિષે ભરત તથા ઐરાવત એમ બે, વિદેહક્ષેત્રને વિષે બત્રીસ, ધાતકી ખંડને વિષે અડસઠ, અને અર્ધા પુષ્કરદ્વીપને વિષે અડસઠ કર્મભૂમિઓ છે. વિદેહ-ક્ષેત્રની ૩૨ કર્મભૂમિઓ પૈકી પ્રત્યેક કર્મભૂમિ, ભરત તથા ઐરાવત ક્ષેત્રની જેમ વિજયાર્દ્ધ (વૈતાઢ્ય) પર્વત તથા બે નદી વડે છ ખડમાં વહેચાયેલી છે. વિદેહક્ષેત્રના ચક્ર-વર્તીઓ આ છ ખડના વિજેતા હોય છે

જે સ્થાનમા વાણિજ્ય કે કૃષિકર્મ વડે આજીવિકા નથી ચાલતી, જ્યા રાજા તથા પ્રજા વચ્ચે કંઈ ભેદ નથી, જ્યાં મોક્ષમાર્ગનો સંભવ નથી તે સ્થાન ભોગભૂમિ. ભરત તથા ઐરાવત ક્ષેત્ર, અવસર્પિણી કાળના પ્રથમના ત્રણ આરા સુધી ભોગભૂમિ રૂપ જ હતાં અવસર્પિણી કાળના ચોથા આરાના આરંભથી એ બન્ને ક્ષેત્રો કર્મભૂમિ રૂપે પરિણમ્યાં છે, અને અવસર્પિણી કાળ ઉતર્યા પછી, ઉત્સર્પિણી કાળના પહેલા ત્રણ આરા સુધી એ બન્ને ક્ષેત્રો કર્મભૂમિ રૂપે જ રહેવાનાં.

વિદેહક્ષેત્રમાં મેરૂ પર્વતની પૂર્વમાં તથા પશ્ચિમમાં ૩૨ કર્મભૂમિઓ છે. એ સિવાય એ મેરૂની ઉત્તર–દક્ષિણ દિશાએ પણ બે ઉત્કૃષ્ટ ભોગભૂમિઓ છે, તેઓ અનુક્રમે દેવકુરૂ તથા ઉત્તર કુરૂના નામે ઓળખાય છે. હૈમવત અને હૈરણ્યવત ક્ષેત્ર જઘન્ય ભોગભૂમિ અને હરિવર્ષ રમ્યક ક્ષેત્ર મધ્યમ ભોગ-ભૂમિ છે. જઘન્ય ભોગભૂમિમાં જીવનું આયુઃપરિમાણ એક પલ્યનું, મધ્યમનુ બે અને ઉત્તમ ભોગભૂમિનુ ત્રણ પલ્યનું હોય છે. જંબૂદ્વીપની છ ભોગભૂમિઓ સિવાય, ધાતકીખડમાં બાર, અને પુષ્કરદ્વીપાર્ધમાં બાર ભોગભૂમિઓ છે. એ રીતે અઢી દ્વીપમા બધી મળીને ૩૦ ભોગભૂમિ છે. અઢી દ્વીપ

સિવાયના બધા સ્થળે ભોગભૂમિઓ જ છે પણ એટલો ફેર કે ત્યાં કોઇ મનુષ્ય નથી. એને કુભોગભૂમિ પણ કહી શકાય. અંતર્દ્વીપ અને મ્લેચ્છસ્થાનો કુભોગભૂમિઓ છે.

મનુષ્ય સિવાયના, નજરે ચઢતાં બધાં પ્રાણીઓ તિર્યંચના નામે ઓળખાય છે. તિર્યંચો મધ્યલોકને વિષે વસે છે. એમનામાં પણ એકેન્દ્રિય વિગેરે ઘણા વિભાગ છે. મધ્ય-લોકના બધા ભાગમાં એકેંદ્રિય હોય છે. ×

---

× (આ પછીનો ભાગ, જિનવાણી માસિક બંધ થવાથી અપ્રકટ રહી જવા પામ્યો હોય એમ લાગે છે. —અનુવાદક)

# ભગવાન પાર્શ્વનાથ

## (૧)

મંત્રી વિશ્વભૂતિએ એક દિવસે માથાના કાળા-ભમ્મર જેવા કેશગુચ્છમાં અચાનક એક ધોળો વાળ ઉગતો જોયો. આ જ રીતે આ બધા કેશની પડતી થવાની, યૌવન સરિતા પણ આખરે સૂકાઇ જવાની, એવા એવા અનેક વિચારો મંત્રીના મનમાં ઉભરાઈ નીકળ્યા. એક ઉગતા ધોળા વાળ ઉપરથી એમણે સંસારની અસ્થિરતા, અસારતાનુ અનુમાન કહાડયું. પછી તો પોતનપુરના આ મંત્રીએ એક સ્ત્રી, બે પુત્રો અને અઢળક ઐશ્વર્યનો ત્યાગ કરી મુક્તિનો માર્ગ લીધો.

મંત્રીને બે પુત્રો હતા, તેમાં એકનું નામ કમઠ અને બીજાનુ નામ મરૂભૂતિ. કમઠ મોટો હતો, મરૂભૂતિ ન્હાનો હતો,

મોટો હોવા છતાં કમઠ ઘણો મૂરખ હતો. વિશ્વભૂતિ મંત્રીએ પોતાનો મંત્રી તરિકેનો અધિકાર કમઠને બદલે મરૂભૂતિને સોંપ્યો. મરૂભૂતિ પોતાનાં વિનય, વિવેક અને ચારિત્ર-

બળે મહારાજા અરવિંદનો માનીતો થઈ પડયો. મહારાજાનો એ વિશ્વાસપાત્ર બન્યો. મહારાજાની ગેરહાજરીમાં રાજતંત્રની લગામ મરૂભૂતિના હાથમાં રહેતી

એક દિવસે અચાનક વજ્રવીર્ય નામના પ્રતિસ્પર્ધી મહારાજાએ યુદ્ધનો શંખ ફૂંકયો. મહારાજા અરવિંદ, મરૂભૂતિને રાજ્ય સોંપી, પોતાના સૈન્ય સાથે બહાર પડયા. મરૂભૂતિ હૈયાત હોય ત્યાં સુધી મહારાજા અરવિંદને પોતાના રાજ્યની કશી ચિંતા ન હતી

અરવિંદ મહારાજા યુદ્ધ કરવા ગયા એટલે કમઠના જુલમની પણ રાજ્યમાં હદ ન રહી. એનો સગો ભાઈ મહારાજાના સ્થાને બેસતો. કમઠને થયુ કે હવે મને પૂછનાર કોણ છે?

કમઠ વિવાહિત હતો એની સ્ત્રીનું નામ વરૂણા હતુ. છતાં તે પોતાના નાના ભાઈની સ્ત્રીનુ રૂપ નીહાળી મોહમુગ્ધ થયો

એકવાર કમઠે વસુધરાને ઉદ્યાનમાં છૂટથી હરતી ફરતી જોઈ. ક્યાંય સુધી તે એની તરફ એકીટસે જોતો ઉભો થઈ રહ્યો. નિરખવા માત્રથી એને તૃપ્તિ ન થઈ. એ નજર બહાર થઈ ત્યારે તેણે એક મોટો નિશ્વાસ નાખ્યો.

કમઠના મિત્ર કલહસે એને ઘણી ઘણી રીતે સમજાવ્યો. "પરસ્ત્રીને માતા જ માનવી જોઈએ, ન્હાના ભાઈની સ્ત્રી તો પોતાની સગી પુત્રીરૂપજ ગણાય." છતાં, કમઠની કામ પિપાસા શાંત ન થઇ

"પ્રાણ જાય તો પણ મને કબૂલ છે, એક વાર વસુંધરાને મારી પત્ની ન બનાવું ત્યાં સુધી જીવન નકામું છે."

કમઠનું સારૂં શરીર ધ્રુજતું હતું. એની આંખોમાંથી અસ્વાભાવિક તેજ વરસતું હતું.

કલહંસે જઈ વસુંધરાને ખબર આપ્યાઃ "અહીં પાસેના લતામંડપમાં તમારા જેઠ મૂર્છિત બનીને પડ્યા છે, તમારે એની સારવાર કરવા જવું જોઇએ." કલહંસનાં કપટવાક્ય સાંભળી વસુંધરા દોડતી, ઍબાકળી, કમઠ પાસે પહોંચી હરિણી વાઘના પંજામાં ફસાય એવી જ સ્થિતિ અહીં વસુંધરાની થઈ. કમઠના પાપનો ઘડો પણ ભરાઈ ગયો.

મહારાજા અરવિંદ શત્રુને જીતી પોતનપુરમાં પાછા ફર્યા ત્યારે તેમણે ઘણા માણસોના મુખથી એ અત્યાચારની કથા સાંભળી. એમને રૂવે રૂંવે ક્રોધનો અગ્નિ છવાયો.

"તમે પોતે કંઇ નથી બોલતા. પણ કમઠને હું સખતમાં સખત સજા કરવા માગું છું. મારા રાજ્યમાં હું એ અન્યાય ચલાવી લેવા નથી માગતો. તમેજ કહો, એને શી સજા થવી જોઇએ?" અરવિંદ મહારાજાએ, મન્ત્રી મરૂભૂતિને પૂછ્યું.

મરૂભૂતિ માણસ હતો. કમઠના અત્યાચારે એના હૈયામાં પણ હોળી સળગાવી હતી. છતાં તે ઉદારતા અને ક્ષમાના શીતળ જળથી એ આગ ઓલવવા અહોનિશ પોતાના અંતર સાથે યુદ્ધ કરતો. તેણે કહ્યુઃ "આ વખતે એક વાર એને જવા દો."

મરૂભૂતિના સ્વભાવની મધુરતા જોઇ મહારાજા વિસ્મિત થયા. એમણે કહ્યું: "હવે તો હું પોતેજ બધું જોઇ લઇશ. તમારી જીભ નહીં ઉપડે. તમે ખુશીથી તમારા મહેલે જઇ શકો છો."

મહારાજાએ કમઠના મ્હોં ઉપર મેશ ચોપડી, ગધેડા ઉપર બેસાડી આખા શહેરમાં ફેરવ્યો અને હવે પછી કોઈ વાર પણ પોતાના દેશમાં દાખલ ન થવાનો હૂકમ આપ્યો.

અપમાનિત કમઠ, પછી તો, તાપસ બન્યો વૈરાગ્યે વિનાનો, ધર્મની ગંધ વિનાનો કમઠ, ભૂતાચલ નામના પર્વત ઉપર તાપસોના આશ્રમમાં જઈ કઠોર તપશ્ચર્યા કરવા લાગ્યો.

મરૂભૂતિએ પોતાના મોટા ભાઇની, તપશ્ચર્યા સંબંધી બધી વિગત સાભળી વિચાર કર્યો: "ખરેખર, મારા ભાઇનું દીલ હવે પશ્ચાત્તાપના પાણીથી શુદ્ધ થઈ ગયુ છે." મહારાજાએ એને બહુ બહુ રીતે સમજાવ્યો કે કોલસા ગમે એટલા ધોઇએ તો પણ ધોળા ન થાય દુશ્ચરિત્ર માણસ કદાચ થોડા દિવસ સદાચારી બને તો તો ઉલટો એ વધારે ભયંકર ગણાય. માટે હવે તમારે એની સાથેના બધા સંબધનો ત્યાગ કરવો એજ ઉચિત છે પણ મરૂભૂતિના અંતરમા બંધુતાનુ લોહી ઉછળતુ હતું ભ્રાતૃવાત્સલ્યે એના દીલ ઉપર પુરો અધિકાર જમાવ્યો હતો.

એનાથી ન રહેવાયુ તે કમઠ પાસે જઈ પગમાં પડયો. કહ્યું: " મને ક્ષમા કરો મહારાજાએ મારૂ સાંભળ્યા વિના જ તમને દેશપાર કરી દીધા. હવે આપ ઘેર પધારો. તમારી આ કઠિન તપશ્ચર્યા જોઈ મારુ હૃદય ચીરાઈ જાય છે"

કમઠ એ વખતે બે હાથમાં ભારે વજનના બે મ્હોટા પત્થર ઉચકી રાખી, ઉભો ઉભો તપશ્ચર્યા કરતો હતો. પોતાના ન્હાના ભાઇના વિનયી મધુર શબ્દોએ, એના દીલમાં ભરાઈ બેઠેલા ક્રોધરૂપી સર્પને છછેડયો. કાંઈ વધુ વિચાર નહીં કરતાં,

હાથમાંનો ભારે પત્થર તેણે નાના ભાઈના માથા ઉપર પછાડયો. મરૂભૂતિ ત્યાં ને ત્યાંજ મૃત્યુ પામ્યો.

કમઠનો આવો નિષ્ઠુર વ્યવહાર જોઈ, આસપાસના તપસ્વીઓ પણ ખળભળી ઉઠયા. એમણે એને આશ્રમમાંથી હાંકી કાઢયો

કમઠ ભીલ લોકોની એક પલ્લીમાં જઈને ભરાયો. ત્યાં રહીને તેણે ચોરી-લુંટફાટ આદિનો ઉપદ્રવ ફેલાવવા માંડયો.

એક અવધિજ્ઞાની મુનિરાજે મહારાજા અરવિંદને, મરૂભૂતિના મૃત્યુના સમાચાર સંભળાવ્યા. મહારાજાને એ વાત સાંભળી બહુજ દુઃખ થયું. "મેં જ એને જતાં વાર્યો હતો. ન માન્યુ; આખરે એ દુષ્ટે પોતાના સગા ભાઈનો પણ નિર્દય-પણે ઘાત કર્યો" મહારાજા મનમાં બોલ્યા..

( ૨ )

પૃથ્વી ઉપર કોણ અમર રહ્યું છે? કમઠ અને એની સ્ત્રી વરૂણા પણ પરલોકને પથે ચાલી નીકળ્યાં છે.

આકાશના એક ખૂણામાં વરસાદનું વાદળ ધીમે ધીમે ઘેરાતુ જાય છે. એ વાદળ નથી. જાણે કે એક ચિત્રકાર નિરાંતે બેઠો બેઠો આકાશ રૂપી પટ ઉપર નવાં નવાં ચિત્રો દોરી રહ્યો છે. ઘડીમા એક ચિત્ર દોરે છે, તો ઘડી પછી પાછું ભૂસી નાંખે છે. ઘડીમાં એક નવોજ આકાર નજરે પડે છે.

મહારાજા અરવિંદ મેઘની આ લીલા તલ્લીનતાપૂર્વક જોઈ રહ્યા છે. વાદળ-ચિત્રકારે એક જિનમંદિર ચીતરવાનું આદર્યું. મહારાજાને એ ચિત્ર બહુજ ગમી ગયુ. તેઓ પણ

એક પીંછી તથા થોડો રંગ લઈ, એની નકલ ઉતારવા બેસી ગયા. આ વાદળના આકારનું એવું જ એક બીજું જિનમંદિર ચણાવવાની એમની ભાવના હતી.

એટલામાં તો વાદળ વીખાયુ. મંદિરનુ આખુ સ્વપ્ન ઉડી ગયુ

"સંસાર આટલો બધો અસ્થિર છે?" મહારાજાના અંતરમાંથી પોકાર ઉઠયો. આ રાજ્ય, આ સંપદા, આ જીવન, એ બધું શુ આ વાદળના મંદિર જેવું જ ક્ષણિક હશે? એ બધાને વીખાતા શી વાર? શા સારૂ અસ્થિર સંસાર પાછળ મારૂ જીવન વીતાવી રહ્યો છુ?"

અરવિંદ મહારાજા, પોતાના પુત્રને રાજસિંહાસને સ્થાપી ત્યાગમાર્ગને પથે ચાલી નીકળ્યા એ રીતે કેટલાક વર્ષો વહી ગયા.

સમ્રાટ અરવિંદ આજે અરણ્યવાસી છે. નિસ્પૃહ મુનિના સર્વ આચાર પાળે છે.

એક વાર સમ્મેત શીખર તરફ વિહરતાં, માર્ગમા સલ્લકી નામનું એક મોટુ અરણ્ય આવ્યુ. અરવિંદ મુનિની સાથે બીજા પણ ઘણા મુનિઓ હતા. સલ્લકીના અરણ્યમાં એ સૌ ઉતર્યા.

મુનિઓનો સંઘ મળ્યો હતો, એટલામાં એક ગાંડો હાથી મદોન્મત્તપણે વૃક્ષોને મૂળમાંથી ઉખેડીને ફેંકતો પોતાની તરફ આવતો એમણે જોયો. મહાત્મા અરવિંદ ધ્યાનસ્થ હતા તેઓ નેત્ર ઉઘાડે તે પહેલાં જ ગાંડા હાથીએ એમને સૂંઢથી પકડયા. મહાત્માએ જરાયે વ્યાકૂળતા ન બતાવી. એ તો પર્વતની જેમ પોતાના આસને બેસી રહ્યા.

હાથીનો ગર્વ ગળી ગયો. એને મુનિ અરવિંદની છાતી ઉપર શ્રીવત્સનું ચિહ્ન જોયું. એ ચિહ્ન જોતાં જ હાથીને પોતાના પૂર્વભવની સ્મૃતિ જાગી. એક ન્હાના સરખા નીશાનમાં આખા ભવની લાબી-સળંગ કથા લખાએલી એણે વાંચી લીધી. હાથીએ સૂંઢ નમાવી મહારાજાને પ્રણામ કર્યાં,

"શા સારૂ આ પ્રકારની વ્યર્થ હિંસા કરે છે.?" મુનિ અરવિંદ હાથીને સંબોધી કોમળ વાણીમાં કહેવા લાગ્યા: "હિંસા જેવું બીજું એક પણ પાપ નથી. અકાળ મૃત્યુના પરિણામે તો તે હાથીનો-જાનવરનો ભવ મેળવ્યો છે. હજી પણ પાપથી કાં નથી બ્હીતો ? ધર્મને પંથે વિચર ! વ્રતાદિનુ પાલન કર ! કોઈક દિવસે સારી ગતિ પામશે ! "

અકાળે અપઘાત-મૃત્યુનો ભોગ બનેલો મંત્રી-મરૂભૂતિનો જીવ આ અરણ્યમા હાથી રૂપે અવતર્યો હતો કમઠની પત્ની-વરૂણા એની હથિણી રૂપે હતી. હાથીનુ નામ વજ્રઘોષ. વજ્રઘોષ સઘટી વનમા ભમતો. હાથિણી રૂપે વરૂણા એની પ્રિયતમા બની હતી. વિધિનાં વિધાનો કેટલાં વિલક્ષણ હોય છે?

વજ્રઘોષને પોતાનો પૂર્વ ભવ યાદ આવ્યો. અસાધારણ દુઃખ અને પશ્ચાત્તાપને લીધે એનું ચિત્ત વલોવાઈ રહ્યુ. અરવિંદ મુનિના પાદપદ્મમા મૌનભાવે એણે પોતાનુ મસ્તક ઝૂકાવ્યું: પ્રતિજ્ઞા લીધી કે "હવે હિંસા નહિ કરૂ, યાવજ્જીવન બાર વ્રત પાળીશ."

મુનિવર અરવિંદ વિહાર કરીને ગયા ત્યારે વજ્રઘોષ હાથી પણ ઘણે દૂર સુધી એમને વળોટાવા ગયો. હવે તો એ અહિંસા પાળતો થયો છે. માત્ર ભૂખનું નિવારણ કરવા થોડાં સૂકાં તૃણ ખાય છે. અપકારીને પણ એ ક્ષમા કરે છે.

શત્રુ કે મિત્રને પણ એ સમાન ગણે છે. પર્વના દિવસોમાં તે ઉપવાસ કરે છે, બ્રહ્મચર્ય પાળે છે. તપથી ક્રમે ક્રમે એનું શરીર સૂકી લાકડી જેવું થઈ ગયુ. પણ એ વાતની એને મુદ્દલ ચિંતા નથી. અહોનિશ પરમેષ્ઠી મંત્રનો જાપ જપે છે.

એક દિવસે તરસને લીધે અકળાયેલો વજ્રઘોષ પાણી પીવા માટે વેગવતી નદી તરફ જતો હતો. ત્યાં કીનારે જ કર્કટ નામનો એક સર્પ રહેતો. એ સાપ વજ્રઘોષને ડંખ્યો. આ સાપ કમઠનો જીવ હતો પાપકર્મને લીધે એ સાપનો ભવ પામ્યો હતો. વજ્રઘોષને જોતાં જ સાપને પોતાનું પૂર્વ વેર સાંભરી આવ્યું. એ વેરનો આ રીતે એણે બદલો લીધો.

મૃત્યુ સમયે વજ્રઘોષે આર્ત્ત-રૌદ્ર ધ્યાન ન સેવ્યુ. એ વ્રતના પ્રતાપે આઠમાં-સહસ્રાર સ્વર્ગમાં દેવ થયો. ત્યાં તેણે સત્તર સાગરોપમ અતિ સુખ-વિલાસમા વિતાવ્યા. દેવના ભવમાં પણ એ વ્રતનો મહિમા ન ભૂલ્યો, એટલે કે પુણ્યનોજ આ બધો મહીમા છે એમ માનતો. દેવપણામાં પણ એ રોજ ચૈત્યાલયમા પૂજા-ભક્તિ કરતો અને મહામેરૂ નદીશ્વર આદિ દ્વીપોમાં જઈ ભગવાનની પ્રતિમાઓને વાંદતો

દેવને પણ મૃત્યુ તો હોય છે જ સત્તર સાગરોપમને અંતે એની દેવલીલા પૂરી થઇ.

(૩)

પૂર્વમહાવિદેહમાં, સુકચ્છ નામના વિજયમાં વૈતાઢય પર્વત ઉપર તિલકપુરી નામે નગરી છે. રાજાનું નામ વિદ્યુદ્-ગતિ અને રાણીનું નામ તિલકાવતી છે. એમને એક સુંદર પુત્રરત્ન સાંપડ્યુ. મહાપુરૂષો કહેવા લાગ્યા: આઠમા દેવલોકના

દેવે જ અહીં રાજપુત્ર રૂપે જન્મ લીધો છે. એનુ નામ કિરણ-વેગ રાખવામા આવ્યુ.

ન્હાનપણથી જ એ ધર્મપરાયણ રહે છે. પિતાની પછી કિરણવેગ સિંહાસને આવ્યો. ભરપૂર 'સમૃદ્ધિમાં વસતા છતાં મહારાજા કિરણવેગ ધર્માચરણ ન ભૂલ્યા.

એક દિવસે વિજયભદ્ર નામના આચાર્ય આ ગામમા આવી ચડયા કિરણવેગે એમના મુખે મોક્ષમાર્ગનો ઉપદેશ સાંભળ્યો. એની વિવેકદૃષ્ટિ ખુલી ગઇ. સંસારમાં રહેલી રૂચી પણ તે જ દિવસે ઉડી ગઈ. ગુરૂ સમીપે દીક્ષા લઈ એમણે ઉગ્ર તપશ્ચરણ આદર્યું., રાગ-દ્વેષ ઓગળવા માંડચા.

રાજરાજેશ્વર કિરણવેગ, મુનિના રૂપમાં એક દિવસે, પર્વ-તની એકાંત ગુફામાં ધ્યાન ધરીને બેઠા હતા એટલામાં એક વિકરાળ ફણીધર નીકળ્યો. તેણે મુનિરાજના પગને ભયંકર ફુંફાડાની સાથે ડખ માર્યો ધીમે ધીમે એ ડંખ વાટે સર્પનુ કાતીલ ઝેર સારા શરીરને વિષે વ્યાપી રહ્યું.

વિષની જ્વાળાને લીધે અગે અંગમાં, રોમે રોમમાં અસહ્ય તાપ થવા લાગ્યો. અગ્નિની ભઠ્ઠીમા દેહ બળતો હોય એવી વેદના ઉપડી. છતાં મુનિરાજે ધૈર્ય અને શાંતિ જાળવી રાખ્યાં. અવિચલિત ભાવે તેઓ કાળના દૂતને આધીન થયા.

કિરણવેગ મુનિરાજના પ્રાણ લેનાર આ ફણીધર, પહેલાં કર્કટ નામનો સાપ હતો. આ સાપના દંશથી વજ્રઘોષે પોતાનો પ્રાણ તજ્યો હતો. એ પછી કર્કટ ત્યાંથી મરીને પાંચમી નરકે ગયો. ત્યાં સત્તર સાગરોપમનું આયુષ ભોગવતા તેણે છેદન-ભેદન આદિ અનેક યંત્રણાઓ વેઠી. નારકીનું આયુષ પુરૂ થતાં તે હિમગિરિની ગુફામાં ફણીધર રૂપે જન્મ્યો. કિરણ

વેગને જોતાં જ તેનું પૂર્વ વૈર ઉછળ્યું એ વૈરને લીધે જ તેણે આ વખતે પણ કિરણવેગ જેવા રાજર્ષિની ઝેરી ડંખ વતી હત્યા કરી.

(૪)

મુનિવર કિરણવેગ બારમા સ્વર્ગમાં જંબુદ્રુમાવર્ત્ત વિમાનમાં દેવપણે ઉપન્યા. ૨૨ સાગરોપમના આયુષવાળા આ દેવને પણ મુદ્દત પુરી થતા દેવલોકનો ત્યાગ કરવો પડ્યો. ત્યાંથી તેઓ ફરી મનુષ્યલોકમાં આવ્યા.

જંબુદ્વીપમાં, પશ્ચિમ મહાવિદેહમાં શુભંકરા નામે એક મહાનગરી છે વજ્રવીર્ય એ નગરીનો નરપતિ છે અને લક્ષ્મીવતી નામની એમની પટરાણી છે. મહારાણીએ એક દિવસે ઉપરાઉપરી કેટલાંક શુભ સ્વપ્ન જોયાં. પછી એ સ્વપ્ન સબંધી વૃત્તાંત મહારાજાને સભળાવ્યો વજ્રવીર્ય જ્ઞાની પુરૂષ હતા. એમણે સ્વપ્ન પરથી નિશ્ચય કર્યો કે સ્વર્ગનો કોઇ એક દેવ પોતાને ત્યા પુત્રપણે અવતરવાનો છે.

યથાસમયે મહારાણીએ ચોસઠ પ્રકારના સુલક્ષણુંવાળા એક સુદર પુત્રને જન્મ આપ્યો. નગર આખું યે એ જન્મોત્સવના આનંદ-પ્રમોદમાં નિમગ્ન બન્યું. પુત્રનુ નામ વજ્રનાભ રાખવામાં આવ્યુ બાલ્યાવસ્થામાં જ વજ્રનાભે સમસ્ત વિદ્યાઓ ભણી લીધી. યૌવનવયે પહોંચતા વિદેશના કેટલાય રાજવીઓ પોતાની કન્યા એ કુમારને પરણાવવા પડાપડી કરી રહ્યા. ધીમે ધીમે એણે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી.

એક દિવસે વર્જનાભ પોતાની આયુધશાળા તપાસવા ગયો. ત્યાં તેને એક દિવ્ય ચક્ર જડયું. આ ચક્ર મળ્યા પછી તે દિગ્વિજય વર્તાવવા બહાર પડયો. વિજયાર્ધ પર્વતના

બન્ને બાજુના છ ખંડ ઉપર પોતાની આણ ફેલાવીને ચક્રવર્તી બન્યો. અપૂર્વ ચૌદ રત્નોનો પણ એ સ્વામી બન્યો. હવે વજ્રનાભના વૈભવવિલાસમાં કોઇ પ્રકારની મણા ન રહી.

આટઆટલું રાજ–ઐશ્વર્ય માણવા છતાં વજ્રનાભ એક દિવસ પણ ધર્મને ન ભૂલ્યો, જિનપૂજા ઉપવાસ, દાન, વ્રત, પચ્ચક્ખાણ, સામાયિક વગેરે પુણ્યકાર્યમાં મુદ્દલ પ્રમાદ ન સેવ્યો. એક દિવસે ક્ષેમંકર નામના એક મુનિપ્રવર (તીર્થંકર) ત્યાં આવી ચડ્યા. રાજાના વિનયાદિ ગુણોથી સંતુષ્ટ થઈ તેમણે તેને ધર્મોપદેશ કર્યો વજ્રનાભની વિષય–લાલસા ક્ષણમાત્રમાં ઉડી ગઈ. ચક્રવર્તીના બધા વૈભવોને તૃણવત્ લેખી દીક્ષા લઇ ચાલી નીકળ્યો. કઠોર તપશ્ચર્યાના બળે કરીને તે અધ્યાત્મજ્ઞાનનો અધિકારી થયો.

કિરણવેગને કરડનાર પેલો ફણીધર પોતાનાં પાપને લીધે છઠ્ઠી નરકને વિષે ઉત્પન્ન થયો. બાવીસ સાગરોપમનું આયુષ ગાળતાં એ હતભાગ્યે ઘણી ઘણી અસહ્ય યંત્રણાઓ વેઠી. તે પછી જ્વલન પર્વત ઉપર કુરંગક નામે ભીલ રૂપે એણે જન્મ લીધો. વનમાં એ પશુઓની હત્યા વડે દિવસ વીતાવતો હતો. એના દુરાચાર દુષ્કર્મનો કંઈ પાર ન્હોતો રહ્યો.

સર્વસ્વનો ત્યાગ કરનાર વજ્રનાભ એજ ગંભીર અરણ્યમાં થઇને એકવાર જતા હતા. કુરંગકે એમને જોયા અને તેનું પૂર્વ વૈર તાજું થઈ આવ્યું. અતિ તીવ્ર અને કઠોર મનોભાવવાળા એ કુરંગકે મુનિવરને મારવા પોતાનું તીર સાંધ્યું. તીરની વેદનાથી મુનિરાજે પોતાના પ્રાણ તત્કાળ

ત્યજી દીધા. છેવટની ઘડી સુધી પણ તેઓ ધર્મધ્યાનપરાયણ જ રહ્યા. મુનિરાજ મધ્યમ ગ્રૈવેયકમાં લલિતાંગ નામે દેવ થયા.

રૌદ્ર ધ્યાનને પરિણામે કુરંગક મરીને સાતમી નરકે ગયો. ત્યાં પણ એણે સત્તાવીસ સાગરોપમ જેટલા કાળ પર્યંત, વર્ણન ન થઇ શકે એવાં દુઃખ ભોગવ્યા.

(૫)

જમ્બૂદ્વીપના ભરતખંડમા, સુરપુર નગરને વિષે વજ્રબાહુ રાજા રાજ્ય કરે છે. રાજા જિનશાસનને વિષે ઘણી શ્રદ્ધા ધરાવે છે. લલિતાંગ દેવે આ રાજાને ઘેર જન્મ લીધો.

જન્મથી જ એ બાળકમાં એટલો બધો રૂપનો ભંડાર ભર્યો હતો કે એકવાર એને જોયા પછી કોઈ પણ પ્રેક્ષકને પૂરી તૃપ્તિ ન થાય આનંદના અણુઓથી જ એની આકૃતિ યોજાઈ હતી. પ્રજાને એ બાળકના દર્શનમાત્રથી ખૂબ આનંદ થતો. બાળકનું નામ સુવર્ણબાહુ રાખવામાં આવ્યું. રૂપમાં તેમજ ગુણ અને શૌર્યમાં પણ એ અજોડ હતો. યૌવનવયે પહોંચ્યો એટલે અનેક રાજકુમારીઓએ એના કંઠમાં પોતપોતાની વરમાળાઓ આરોપી. સુવર્ણબાહુ કુમારે ગાદી ઉપર આવીને, આસપાસનાં બધાં ન્હાનાં–મ્હોટાં રાજ્યો જીતી લીધાં. સુવર્ણબાહુ એક માત્ર મંડલેશ્વર બન્યો.

મંત્રીએ એક દિવસે મહારાજાની આગળ માથું નમાવીને કહ્યું :

“ આજે વસન્તઋતુનો પવિત્ર દિવસ છે. જિનશાસનનું પણ એક પવિત્ર પર્વ છે. ઘણા ભદ્રિકો, ભવી જીવો આજે જિનેશ્વર ભગવાનની પૂજા–અર્ચના–સ્તુતિ વગેરે કરશે. આપે પણ એ પુણ્યક્રિયામાં ભાગ લેવો જોઇએ.”

મંત્રીની સલાહ મંડલેશ્વરને રૂચી. તેમણે નગરમાં મ્હોટો ઉત્સવ યોજવાની આજ્ઞા કરી. પોતે પણ સ્નાનાદિ પતાવી, જિનમંદિરમાં જઈ જિનેંદ્ર ભગવાનની પૂજા કરી

* પૂજા કરતાં એને એક શંકા થઇ. શંકા, આકાંક્ષા, ×જિજ્ઞાસા એ કોઇ એકજ યુગની વસ્તુ નથી. જુના શ્રદ્ધાપ્રધાન ગણાતા યુગમાં પણ એવી શંકાઓ ઉઠતી. સુવર્ણબાહુના અંતરમાં પ્રશ્ન ઉઠ્યો "પ્રતિમા તો અચેતન છેઃ એની પૂજા કરવાથી શો લાભ?"

વિપુલમતિ નામના એક મુનિપુંગવે, સુવર્ણબાહુના હૈયામાં ડોળાતી શંકા વાંચી એમણે એ રાજવીના મનનું જે રીતે સમાધાન કર્યું તે આજના જમાનામાં પણ ઘણી રીતે ઉપકારક છે. એમણે કહ્યું :

"ચિત્તની શુદ્ધિ કે અશુદ્ધિનો આધાર પ્રતિમા ઉપર છે. સ્વચ્છ, સફેદ સ્ફટિકની પ્રતિમાને તમે રાતાં પુષ્પોથી શણગારશો તો એ પ્રતિમા પણ તમને રાતા રંગની લાગશે. કાળાં ફુલ ચડાવશો તો તે કાળી દેખાશે પ્રતિમાની પાસે પ્રાણીના મનોભાવ એ જ રીતે પલટાય છે, જિનમંદિરમાં જઇને ભગવાનની વીતરાગ આકૃતિ કોઈ નીહાળે તો તેના ચિત્તમાં વૈરાગ્યનો રંગ પૂરાયા વિના ન રહે અને કોઇ વિલાસવતી વેશ્યાના મંદિરમા જઇ ચડે તો વેશ્યાના દર્શનથી ચિત્તમાં લાલસાના તરંગ પણ ઉછળ્યા વિના ન રહે. વીતરાગ ભગવાનની મૂર્ત્તિના દર્શન કરવાથી, એમની નવે અંગે પૂજા કરવાથી,

* આ હકીકત ભટ્ટાચાર્યજીએ કયા ગ્રંથમાંથી મેળવી છે તે તેમણે નથી લખ્યુ, શ્વેતાંબર સાહિત્યના પાર્શ્વનાથ ચરિત્રમાં નથી. ×અહીં જિજ્ઞાસાને બદલે વિચિકિત્સા (ફળનો સંદેહ જોઈએ)

એમના નિર્મળ ગુણોનુ પળે પળે આપણને ભાન થાય છે, આપણા મનોભાવ વિશુદ્ધ બને છે. જેમ જેમ પરિણામ વિશુદ્ધ બનતા જાય તેમ તેમ મુક્તિના માર્ગે આગળ વધાય.

બાહ્ય પ્રતિમાના દર્શને, પ્રેક્ષકના મનમાં ઘણા ઘણા પ્રકારના ભાવ જાગે છે. એક સામાન્ય ઉદાહરણ લ્યો. શહેરમાં એક અસામાન્ય રૂપ–સૌંદર્યવાળી વેશ્યા વસે છે. એ વેશ્યા અચાનક મૃત્યુ પામે છે. એનુ શબ સ્મશાનમાં પડયું છે. એમાં જીવ નથી, જડવત્ શરીર પડી રહ્યુ છે. પાસે થઇને એક કામી પુરૂષ નીકળે છે. એ કામી પુરૂષને આ જડ દેહ જોયા પછી કેવા વિચાર આવશે? એને એમ નહીં થાય કે આ વેશ્યા જ્યારે જીવતી હશે ત્યારે કેટલી સુંદર દેખાતી હશે? આ વેશ્યા જ્યારે જીવતી હશે ત્યારે તેના કટાક્ષ માત્રથી કેટલા યુવાનો ઘવાયા હશે?

એ જ સ્મશાનમાં એક કુતરૂ આવી ચઢે છે. એને એમ લાગે છે કે આ લોકો આ જડ દેહને શા સારૂ બાળી નાખતા હશે? એમને એમ રહેવા દે તો એમને કેવી મોજ પડે?

એ જ સ્મશાન પાસે થઇને એક સાધુ પુરૂષ નીકળે છે. તેઓ આ કલેવરને જોઇને ચિંતવે છેઃ "મનુષ્ય દેહ મળવા છતાં આ જીવે એનો કેવો દુરુપયોગ કર્યો? આ દેહે એણે તપશ્ચર્યા કરી હોત તો એનું કેટલુ કલ્યાણ થઇ જાત?"

મતલબ કે એક જ અચેતન દેહને જોનારા ત્રણ જણા પોતપોતાની રીતે વિચાર કરે છે. એક મૃત દેહ ત્રણ જણના ચિત્તમાં જૂદા જૂદા રંગ પૂરે છે બાહ્ય વસ્તુના દર્શનની કંઈ અસર જ નથી એમ ન માનશો. જિન પ્રતિમાનુ ધ્યાન ધરવાથી, એમની પૂજા કરવાથી, એમના ગુણોનુ સ્મરણ કરવાથી

આપણા ચિત્તમાં વિશુદ્ધિનો અંશ ઉમેરાય છે. એ વિશુદ્ધિ ક્રમે ક્રમે આપણને સ્વર્ગાદિ સુખ તેમજ મુક્તિ પણ અપાવે છે."

સુવર્ણબાહુની શંકા ઉડી ગઈ. વિપુલમતિ મુનિવરે, એ રાજવીને બીજી પણ કેટલીક વાતો સંભળાવી. ત્રણ લોકનો વિષે કેટકેટલાં ચૈત્યો છે તે પણ તેમણે કહ્યું.

"સૂર્યવિમાનને વિષે પણ એક સ્વાભાવિક, સુંદર, અપૂર્વ જિનમંદિર છે." તે દિવસથી સુવર્ણબાહુએ નિશ્ચય કર્યો કે સવારે ને સાંજે, મહેલની અગાસીમાં ઉભા રહી, સૂર્યવિમાનમા રહેલા જિનબિમ્બને અર્ઘ્ય અર્પવાં. એ પ્રમાણે સુવર્ણબાહુ રોજ સવારે ને સાંજે અગાસીમા ઉભો રહી, સૂર્યની સામે જોઈ, અર્ઘ્ય આપતો અને જિનબિંબને ઉદ્દેશી બે હાથ જોડી પ્રણામ કરતો.

પોતાના નગરમાં પણ તેણે એક સૂર્યવિમાન તૈયાર કરાવી, અંદર જિનપ્રતિમા પધરાવ્યાં.

પ્રજાએ ધીમે ધીમે મહારાજાની પૂજાપદ્ધતિનું અનુકરણ કરવા માંડ્યું. પ્રજા સવારે ને સાંજે સૂર્યને અર્ઘ્ય આપવા લાગી. આ પ્રમાણે કેટલાક વર્ષો વીતી ગયાં. સૂર્ય એક વિમાન છે અને એ વિમાનને વિષે એક જિનપ્રતિમાજી છે એ વાત પ્રજા ભૂલી ગઈ, સૂર્યની પૂજા બાકી રહી ગઈ. આજે પણ એ અવશેષ સૂર્યોપાસના તરિકે ઓળખાય છે.

ધીમે ધીમે સુવર્ણબાહુએ વૃદ્ધત્વના ભણકારા સાંભળ્યા. સંસાર પ્રપંચોથી નિવૃત્ત થઈ એમણે દીક્ષા લીધી.

દીક્ષા પછી કઠોર તપશ્ચર્યા આદરી. એ તપના પ્રભાવે એમને કેટલીક અપૂર્વ ઋદ્ધિ સાંપડી. એ રાજર્ષિની આસપાસ

વનમાં ક્યાંઈ પણ દુઃખ, ક્લેશનું નામ માત્ર પણ ન રહ્યું. સ્વભાવથી જ હિંસક એવાં પશુ-પ્રાણી પણ પોતાનાં વેર ભૂલી ગયાં, સિંહ અને સસલા સગાવહાલાની જેમ એક સાથે રહેવા લાગ્યાં. વૃક્ષ-લતા ઉપર પણ રાજર્ષિના પુણ્યનો પ્રભાવ પડયો. વનનાં વૃક્ષો ફલ-ફુલથી લચી રહ્યા. સરોવરોમાં નિર્મળ જળ અને પદ્મો ઉભરાઈ નીકળ્યાં.

આવા શાંત એકાંત સુખમય અરણ્યમાં રાજર્ષિ સુવર્ણ-બાહુ આત્મધ્યાન ધરી રહ્યા.

એક દિવસે રાજર્ષિ ધ્યાનમાં બેઠા હતા; એટલામાં એક સિંહ આવી ચઢયો રાજર્ષિને ધ્યાનમાં બેઠેલા જોઈ, તેણે છલંગ મારી રાજર્ષિનો દેહ ચીરી નાખ્યો. પ્રાણાન્ત કષ્ટ વેઠવા છતાં મુનિરાજે લેશ માત્ર ચંચળતા ન દાખવી કાળ કરીને તેઓ દસમા પ્રાણત સ્વર્ગને વિષે ઈન્દ્ર પદને પામ્યા.

ઇન્દ્રની ઋદ્ધિ-સમૃદ્ધિ મળવા છતાં તેઓ ભોગ-વિલાસના રંગથી દૂર જ રહ્યા. રોજ રોજ જિનપૂજા કરતા. દેવતાઓને પણ તેઓ વીતરાગ ધર્મનું મહત્ત્વ ઉપદેશતા. એ રીતે એમણે વીસ સાગરોપમનું આયુષ ગાળ્યું.

રાજર્ષિ સુવર્ણબાહુનો જીવ લેનાર સિંહ, બીજો કોઈ નહીં પણ નરકમાંથી પાછો આવેલો દુરાચારી કમઠનો જ જીવ હતો.

(૬)

સૌધર્મ સ્વર્ગના ઇન્દ્રે કુબેરને કહ્યું "દસમા સ્વર્ગના દેવ તરતમાં જ માનવલોકમા અવતરશે; ૭ મહિના બાકી રહ્યા છે. એ પુરૂષ ત્રેવીસમા તીર્થંકર થવાના છે તેઓ

ભરતક્ષેત્રને વિષે આવેલી વારાણસી નગરીમાં જન્મશે. ઇક્ષ્વાકુ વંશના મહારાજા અશ્વસેન અને એમનાં ધર્મપત્ની પતિવ્રતા નારી વામા દેવી એ મહાપુરૂષના પિતા તથા માતા બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરશે."

એ પછી ધનકુબેરે વારાણસીમાં રોજ રોજ ત્રણ કરોડ જેટલા રત્નો વર્ષાવવા માંડયા, કલ્પવૃક્ષનાં પુષ્પો વેરવા માંડયાં, દિવ્ય ગંધમય નિર્મલ જળ છાંટવા માંડયું આકાશમા દેવ-દુન્દુભિ ગડગડી રહ્યા, આકાશમાં રહ્યા રહ્યા દેવોએ સ્તુતિગાન આરંભ્યાં વારાણસીમાં ઐશ્વર્યનાં પૂર વહી નીકળ્યાં. લોકોના આનંદની અવધિ ન રહી.

એક પુણ્યરાત્રીએ વામાદેવીએ ચૌદ સ્વપ્ન નીરખ્યાં: સ્વપ્ન જોઇને જાગૃત થએલી મહારાણીએ સ્વપ્ન સંબંધી વૃત્તાંત મહારાજાને કહી સંભળાવ્યો. તીર્થંકર યા તો ચક્રવર્તી ગર્ભમાં આવે ત્યારે એમની માતા આવાં શુભ સ્વપ્ન જુએ છે એ વાત તેઓ જાણતાં હતાં. વારાણસીના મહારાજાએ તેમજ દેવ-લોકના દેવોએ પણ એ ઉત્સવ ખૂબ ખૂબ આનંદથી ઉજવ્યો.

નવ માસ પૂરા થતાં, પોષ માસની કૃષ્ણ દશમીને દિવસે વામાદેવીએ પુત્ર રત્નને જન્મ આપ્યો. એ જ વખતે ઇંદ્રનાં આસન ડોલ્યા ! દિશાઓના મુખ હર્ષાવેશને લીધે ઝગહળી રહ્યાં. નારકીના જીવોને પણ એક ઘડી સુખ ઉપજ્યુ વાયુની લહરીમા પ્રમોદની માદકતા વ્યાપી રહી. ત્રણે ભુવનોએ અપૂર્વ ઉદ્યોત અનુભવ્યો પુત્રનુ નામ શ્રી પાર્શ્વનાથ રાખવામાં આવ્યુ.

( ૭ )

પ્રભાવતી, કુશસ્થળના રાજવીની રાજકન્યા છે. એક વાર તે પોતાની સખીઓ સાથે વનમાં ક્રીડા અર્થે ગઈ હતી

ત્યાં કિન્નરીઓનાં મુખથી શ્રીપાર્શ્વકુમારની ગુણગાથા ગવાતી તેણીએ સાંભળી તે દિવસથી જ પ્રભાવતીએ પ્રતિજ્ઞા કરી કે પાર્શ્વકુમાર વિના અન્ય કોઈ સાથે લગ્ન ન કરવું.

કલિંગનો રાજા એ પ્રભાવતીને પોતાની કરવા માગતો હતો તેણે પ્રભાવતીના પિતા પ્રસેનજિતના રાજ્યની આસપાસ ઘેરો ઘાલ્યો. નગરના અવરજવરના માર્ગ રૂંધાઈ જવાથી કુશસ્થળના પ્રજાજનો ભયંકર ત્રાસ ભોગવી રહ્યા. કલિંગ-સૈન્યની સ્હેજ પ્રમાદાવસ્થા જોઈ, મંત્રીકુમાર કુશસ્થળથી છટકીને નાઠો. તેણે પાર્શ્વકુમારના પિતાને આ આફતના ખબર આપ્યા. અશ્વસેને યુદ્ધની તૈયારી કરી.

પાર્શ્વકુમારે પિતાને સમજાવી, યુદ્ધની આગેવાની પોતે જાતે સ્વીકારી લીધી. કલિંગપતિ યવને પાર્શ્વકુમારના બળ-વીર્ય અને પરાક્રમની વાત પોતાના મંત્રી પાસેથી સાંભળી યુદ્ધ કરવાનું માંડી વાળ્યું. પોતાની કુઠાર પોતાને ગળે બાંધી એ પાર્શ્વકુમારના પગે પડ્યોઃ કહ્યું મારી ઉદ્ધતાઈ ક્ષમા કરો."

પાર્શ્વકુમારે વગર યુદ્ધે વિજય વર્ત્તાવ્યો. પિતાના આગ્રહથી એમણે પ્રભાવતીનું પાણિગ્રહણ કર્યું.

એક દિવસે પાર્શ્વકુમાર પોતાના મહેલના ગોખમાં બેઠા બેઠા વિશ્વની લીલા નીરખી રહ્યા હતા. એ વખતે કેટલાંક સ્ત્રી-પુરુષોને હાથમાં વિવિધ પ્રકારનાં નૈવેદ્ય સાથે, ઉતાવળે પગલે, ઉત્સાહ સાથે નગરની બહાર દોડી જતાં જોયાં એમને પ્રશ્ન થયોઃ "આ લોકો આમ ક્યાં જતા હશે?"

"કોઈ એક તપસ્વી પંચાગ્નિની સાધના કરી રહ્યો છે. આ લોકો તેનો સત્કાર કરવા જાય છે." એક અનુચરે જવાબ આપ્યો.

પાર્શ્વકુમાર પણ કુતૂહળની ખાતર એ ટોળાની પાછળ પાછળ ઘોડા ઉપર બેસી ચાલી નીકળ્યા. ઘોડા ખેલાવવાનો, હાથીની પીઠ ઉપર બેસી જંગલોમાં ફરવાનો તેમજ જળક્રીડા કરવાનો એમને પહેલેથી જ અભ્યાસ હતો.

પાર્શ્વકુમારે પાસે જઇને જોયું તો એક મૃગચર્મધારી, જટાધારી તપસ્વી પંચાગ્નિની મધ્યમાં બેઠો બેઠો આતાપના લઈ રહ્યો હતો. પાર્શ્વકુમાર ક્યાંય સુધી એ તાપસનો કાય-ક્લેશ જોઈ રહ્યા.

"આટઆટલાં નરનારી મને પ્રણામ કરે છે. ભક્તિથી નૈવેદ્ય ધરે છે, પણ આ અશ્વારૂઢ કુમારની આંખમાં કેવળ કુતૂહળ વિના બીજું કંઈ કેમ કળાતું નથી?" તાપસ મનમાં વિચારવા લાગ્યો.

એક કોર અગ્નિ સ્હેજ ઓલાવા લાગ્યો, એટલે તાપસે પાસે પડેલું એક દળદાર કાષ્ઠખંડ અગ્નિમાં ઝીંકવા હાથ લંબાવ્યો.

"સબુર!" પાર્શ્વકુમારે સત્તાવાહી સ્વર કાઢ્યો.

તાપસ આવી આજ્ઞા સાંભળવાને ટેવાયેલો નહોતો. તે ક્યારનો આ કુમાર તરફ છુપો રોષ રાખી રહ્યો હતો. હવે તેનાથી ન રહેવાયું.

પાર્શ્વકુમારે તાપસનો સંક્ષોભ પરખ્યો. એ કંઈ બોલે તે પહેલાં જ પાર્શ્વકુમારે કહ્યું: "આ પ્રકારના અજ્ઞાન તપથી, કેવળ કાયક્લેશથી તમે કયો અર્થ સાધવા માગો છો?" અણગમતા ઉપદેશમાં પણ તપસ્વીએ એક પ્રકારની મૃદુતા અને મધુરતા રણઝણતી અનુભવી.

"રાજકુમાર ! બહુ બહુ તો તમે અશ્વો ખેલાવી જાણો, ધર્મને જાણવાનો દાવો તમે ન કરી શકો. ધર્મ એ અમારા અધિકારનો વિષય છે. આ તપ કેવળ કાયક્લેશ છે કે સ્વર્ગ ને મુક્તિ અપાવનારો છે તે જેટલું અમે જાણીએ તેટલું તમે ન જાણો " તાપસના શબ્દોમાં તિરસ્કાર તરી આવતો હતો.

"એટલું તો તમે પણ કબૂલ કરશો ને કે દયા વિના ધર્મ રહી શકતો નથી ? અને આમા તો દયાનું જ ખુલ્લે ખુલ્લું દેવાળું દેખાય છે." પાર્શ્વકુમારે તાપસનું ભાન ઠેકાણે લાવવા મૂળ વાત માંડી.

"તમે કેમ જાણ્યું કે આમાં દયાનો અંશ સરખો પણ નથી ?" તાપસના અંતરમાં પણ હવે અગ્નિનો સંતાપ પ્રકટી રહ્યો.

"તમારા અજ્ઞાન તપમાં આ નિર્દોષ સાપ વિના કારણે શેકાઈ જાય છે, એ તમે જાણો છો ?" એમ કહી પાર્શ્વકુમારે ધુણીમાં સળગતા કાષ્ઠખંડને પોતાના માણસ મારફત બહાર કઢાવ્યો. એ કાષ્ઠખડ ચીરતાં એમાંથી એક મ્હોટો ફણીધર સાપ, અગ્નિના તાપને લીધે આકુળવ્યાકુળ બનેલો અને મૃત્યુના છેલ્લા દમ ભરતો બહાર નીકળ્યો. પાર્શ્વકુમારે તેના કાનમાં નવકારમંત્રના કલ્યાણકારી શબ્દો રેડયા. એ, સાપ તત્કાળ મરીને નવકારમંત્રના પ્રતાપે નાગાધિપ ધરણેંદ્ર થયો.

ભક્તોના મોટા સમુદાયની મધ્યમાં ભોઠો પડેલો તાપસ, ક્રોધથી ધમધમતો, વેરને લીધે યદ્વા તદ્વા બોલતો ત્યાથી ચાલ્યો ગયો

તાપસના અજ્ઞાન તપે એને નિર્દોષ સાપના અકાળ મૃત્યુએ પાર્શ્વકુમારના અંતરને વલોવી નાંખ્યું. તેઓ વિચાર

કરવા લાગ્યા : ' કોણ જાણે આવા કેટલાયે અજ્ઞાન તપસ્વીઓ આમ ને આમ રોજ અસંખ્ય નિરપરાધ પ્રાણીઓનાં પ્રાણ હરી લેતા હશે ? આટઆટલો પ્રાણીવધ કરવા છતાં આ લોકો પોતાને પરમ ધાર્મિક તરીકે ઓળખાવતાં પણ નથી શરમાતા. હિંસા અને ધર્મ એ બન્ને સાથે રહી જ શી રીતે શકે ? હિંસાથી પાપ અને પાપથી દુઃખભોગ એ સામાન્ય નિયમ પણ આ અજ્ઞાનીઓ નથી જાણતા. એમની પાસેથી અધિકની શી આશા રખાય ? અજ્ઞાન તપ એ ખાલી ફોતરા ખાંડવા જેવી જ નિષ્ફળ ક્રિયા નથી ? દાવાનળ સળગતો હોય ત્યારે બીજો કોઈ સારો માર્ગ ન સૂઝવાથી ઘણાં અજ્ઞાન પશુ-પ્રાણી બચવાની આશાએ પાછાં એના એ જ દાવાગ્નિમાં ફસાઈ પડે છે તેમ અજ્ઞાન તપસ્વીઓ પણ સંસાર તરવાની આશાયે કાયક્લેશને ધર્મ સમજી પાછા સંસાર-દાવાનળમાં જ ફસાય છે. ખરેખર સમ્યગ્ શ્રદ્ધા અને સમ્યગ જ્ઞાન વિના જીવને બીજો કોઈ તરણોપાય નથી''

પણ એ તાપસ કોણ હતો ? એનું નામ કમઠ. અજ્ઞાન તપ તપતો, અંતરમાં વેરની વાસના સેવતો એ કમઠ પંકપ્રભા નરકનાં દુઃખ વેઠી, વિવિધ તિર્યંચોની યોનિમાં ભમતો થકો અહીં આવ્યો હતો. તે જ પાછો મેઘમાલી થયો.

(૮)

વસંતની માદકતા હવાના અણુએ અણુમાં ભરી હતી. વૃક્ષ, લતા, પુષ્પ અને તોરણો એ બધાં વસન્તનાં જ જયગાન ઉચ્ચારતાં હતાં. વસન્તોત્સવના મૌન સંગીતથી દિશાઓ મુખરિત બની હતી. પાર્શ્વકુમાર પણ એ ઉત્સવ ઉજવતા ઉદ્યાનમાં વિહરતા હતા.

એવામા એમની નજર, પ્રાસાદની ભીંત ઉપર આલેખેલા એક ચિત્ર ઉપર પડી એ ચિત્ર શ્રી નેમિનાથ ભગવાનનું હતુ, ચિત્રકારે પોતાનુ પુરેપુરૂ કૌશલ્ય એ ચિત્રમાં ઠાલવ્યુ હતું.

"રાજિમતી જેવી એક અનન્ય અનુરાગ ધરાવનારી સ્રીનો, લગ્નને અવસરે ત્યાગ કરી જનાર પુરૂષ તે આજ? યૌવનના આરંભમાં નવયૌવનાનો ત્યાગ કરનાર આ પુરૂષ કેટલો ઈન્દ્રિયજિત હશે?" પાર્શ્વકુમાર ઉપરોક્ત ચિત્ર જોતાંજ વિરાગ–ભાવનાની પુનિત શ્રેણી ઉપર આરૂઢ થયા.

વિલાસ અને પ્રમોદની ચોતરફ રેલાઈ રહેલી રાગિણીમા પાર્શ્વકુમારે વિષાદના સૂર સાંભળ્યા. ઉત્સવનો બધો આનંદ ઉડી ગયો. એમનુ ગૃહસ્થાવાસનુ આ ત્રીસમુ વર્ષ ચાલતુ હતું

સંસારના સ્વરૂપને છુપાવનારો આખો પડદો પાર્શ્વકુમારની આંખ આગળ સરી પડ્યો. જે જીવને ઈન્દ્રના અખૂટ વૈભવો પણ પરિતૃપ્ત કરી શક્યા નહીં તે જીવને આ સસારના ક્ષણિક સુખોપભોગ શી રીતે સંતોષી શકે? સારા સમુદ્રનું પાન કરવા છતાં જેની તરસ ન છીપાઈ તેને આ સંસારના ઝાકળબિંદુ જેવાં સુખ શી રીતે તૃપ્ત કરી શકવાનાં હતા? ઈન્દ્રિયસુખ અને ઇન્દ્રિયલાલસાને લીધે નટની જેમ અનેક વિલક્ષણ અભિનયો ભજવતાં સસારી સ્રીપુરૂષોની એક મ્હોટી ચિત્રશાળા પાર્શ્વકુમાર ક્યાંય સુધી જોઈ રહ્યા.

સસારત્યાગ કરવાનો એમણે દ્રઢ નિશ્ચય કર્યો માતપિતાની અનુમતિ લઈ તેઓ સર્વસ્વનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. દેવોએ અને ઇન્દ્રોએ પણ તે દિવસે મહોત્સવ કર્યો. પાર્શ્વ-કુમારનો સંસારત્યાગ એ સસારનો એક મહાન્ સૌભાગ્યનો

અવસર હતો એમની સાથે બીજા ૩૦૦ જેટલા રાજાઓએ દીક્ષા લીધી.

પાર્શ્વ-ભગવાન વિહાર કરતાં એક દિવસે, કૂવાની પાસે આવેલા વડલાની નીચે કાયોત્સર્ગ કરીને રહ્યા. સૂર્યાસ્ત થઇ ચુકયો હતો. નજીકના તાપસ આશ્રમમાં પણ શાંતિ વર્ત્તતી હતી.

એ વખતે મેઘમાલીએ પોતાના પૂર્વ વૈરને યાદ કરી પ્રભુ ઉપર અનેક પ્રકારના ઉપસર્ગ વરસાવ્યા.

મુશળધાર મેઘ વર્ષાવવાનો ઉપદ્રવ છેલ્લો અને સૌથી વધુ આકરો હતો. એ માત્ર મેઘધારા જ નહોતીઃ પ્રલયકાળ પોતે જ જાણે કે મેઘનું રૂપ ધરીને પૃથ્વી ઉપર આવ્યો હોય એવું તોફાન મચી રહ્યું પાણીનુ એક એક ટીપું શીકારીની ગોફણમાંથી છુટતા પત્થર જેવું લાગતું. સિંહ, વાઘ, વરૂ અને હાથી જેવા પ્રાણી પણ અકળાઈ ઉઠયાં. જે સ્થળે પાણી રહી શકે નહી ત્યાં પણ વરસાદનાં પાણી બાંધેલાં તળાવની જેમ સ્થિર થઇ રહ્યા.

ચડતાં ચડતાં એ વરસાદનાં પાણી, કાયોત્સર્ગને વિષે અચળપણે ઉભેલા ભગવાનના નાક પર્યંત પહોંચ્યાં. છતાં ભગવાન પાર્શ્વનાથ અડગ અને અડોલ જ રહ્યા.

એ જ વખતે ધરણેંદ્રનું આસન કંપ્યું. તેણે તત્કાળ આવી પોતાની સાત ફણ વડે ભગવાનને છત્ર ધર્યું. પરાજય પામેલા મેઘમાળીએ પણ અંતે ભગવાનની ક્ષમા માગી.

દીક્ષા લીધા પછી ચોરાશી દિવસ વ્યતીત થતાં ચૈત્ર મહિનાની કૃષ્ણ પક્ષની ચતુર્દશીએ, વિશાખા નક્ષત્રમાં ભગવાનને કેવળજ્ઞાન થયું.

(૯)

કેવળજ્ઞાનના પ્રભાવે પાર્શ્વપ્રભુ ત્રણે લોકના સમસ્ત પદાર્થ જાણે છે. તેમની આસપાસ શાંતિ, પ્રસન્નતા અને સુખ લહેરાય છે. વૃક્ષો અને લતાઓ પણ ફળ તથા પુષ્પના ભારથી લચે છે. તેઓ જ્યાં જાય છે ત્યાં દેવો સમવસરણની રચના કરે છે. આ સમવસરણ સભામાં સર્વ પ્રકારના પ્રાણીઓને માટે સ્થાન હોય છે.

દેશ–દેશાંતરમા ભગવાને સદ્ધર્મનો ખૂબ ખૂબ પ્રચાર કર્યો. કાશી, કોશલ, પંચાલ, મહારાષ્ટ્ર, મગધ, અવન્તી, માલવ, અંગ, બંગ વગેરે આર્યખંડના સમસ્ત દેશોમાં સત્ય ધર્મનાં કિરણ પ્રસર્યાં. સંસારના દુઃખથી દુભાયેલા, સંતાપથી બળીઝળી રહેલા અસંખ્ય જીવો, ભગવાનની વાણી સાંભળી જિનશાસનને વિષે રુચીવાળા થયા.

ભગવાનના પરિવારમાં સોળ હજાર સાધુ, અઠ્ઠાવીસ હજાર સાધ્વી, એક લાખ ચોસઠ હજાર શ્રાવક અને ત્રણ લાખ સત્તાવીસ હજાર શ્રાવિકાઓ થઇ. ત્રણસો સત્તાવન ચૌદપૂર્વીઓ, ચૌદસો અવધિજ્ઞાની, સાડા સાતસો કેવળી અને એક હજાર વૈક્રિયલબ્ધિધારી થયા.

કમઠ જેવો ભગવાનનો વૈરી પણ પાર્શ્વનાથ પ્રભુની શાંતિ અને ધૈર્ય જોઈ એમના ચરણે નમ્યો. ભગવાનનો ઉપદેશ સાંભળી તેણે પણ હૃદયમાં રહેલું ઝેર વમી નાંખ્યું. આખરે એ સમ્યગ્દૃષ્ટિ પામ્યો અને મોક્ષ માર્ગનો અધિકારી થયો. પાર્શ્વપ્રભુની કરુણા સર્વ જીવો ઉપર, મિત્ર કે વૈરીના ભેદ વિના સમાનભાવે જ વરસતી હતી.

કેટલાક તાપસો અજ્ઞાનતપ તપી રહ્યા હતા, માત્ર કાય-ક્લેશ જ વેઠી રહ્યા હતા તેમણે પાર્શ્વપ્રભુના સત્ય માર્ગનો સ્વીકાર કર્યો.

નિર્વાણ પહેલાં એકાદ મહિના અગાઉ ભગવાન સમેત-શિખર પધાર્યા જૈન સમાજમાં આ તીર્થ બહુ પ્રસિદ્ધ છે. અહી ઘણા ઘણા સાધકો, મુનિવરોનાં પવિત્ર પગલાં થયા છે. ઈતિહાસ પણ મૌન ધરીને ઉભો રહે એવા ઘણા જુના સમ-યને વિષે આ સ્થાને ઘણા વૈરાગ્યવાન પુરૂષોએ આત્મકલ્યાણની સાધના કરી છે.

અહીંજ પાર્શ્વનાથ પ્રભુ, શ્રાવણ માસની શુકલ અષ્ટ-મીએ, તેત્રીસ મુનિવર સાથે મુક્તિને વર્યા. દેવોના વૃંદે એમના દેહના અતિ ભક્તિપૂર્વક અંતિમ અગ્નિસંસ્કાર કર્યા.

પાર્શ્વનાથ ભગવાન આજે તો શાન્તિમય સિદ્ધશિલામાં વિરાજી રહ્યા છે, અને તેઓ કોઈ કાળે હવે મર્ત્યલોકમાં પાછા આવવાના નથી. તો પણ તેમનો સત્યમાર્ગ આજે સૌને માટે ખુલ્લો છે. એમના નામથી સ્મરણીય બનેલો પાર્શ્વનાથ-પહાડ આજે પણ મોહભ્રાંત મનુષ્યોની આંખમા અપૂર્વ અંજણ આંજે છે.

પાર્શ્વનાથના જીવન ચરિત્રની બહુ આછી રેખાઓ જ અહી આંકી છે. યુદ્ધની ભેરી કે રણશીંગડાના નાદ સાંભ-ળવાની જેમણે આશા રાખી હશે તેઓ આ ચરિત્ર વાંચી કદાચ નિરાશ બનશે રક્તપાતની ભયંકર ઘટનાઓ કે પ્રેમની ઘેલછાના રંગબેરંગી ચિત્રો જોવા મળશે એમ માની જેમણે આ ચરિત્ર વાચવાનું શરૂ કર્યું હશે તેમને પણ કદાચ આ બધુ રૂચીકર નહીં. નીવડે. એટલુ છતા ભારતવર્ષના જે અનેક આર્ય

મહાપુરૂષોએ કઠિન સાધના કરી છે અને એ સાધનાના પ્રતાપે, કદિ ન ઓલવાય એવી પ્રકાશની મશાલો પ્રકટાવી છે. તે મહાપુરૂષો પૈકીના, આ પાર્શ્વનાથ પ્રભુ પણ એક વંદનીય પુરૂષ છે એ વિષે શક નથી.

કોઇ પ્રશ્ન કરશે : " પણ આ પાર્શ્વનાથ શું ઐતિહાસિક પુરૂષ છે ?"

પાર્શ્વનાથ ઐતિહાસિક પુરૂષ છે, એટલે જ તો જૈન ધર્મને બૌદ્ધ ધર્મની શાખા કહેનારાઓ ચુપ બની બેઠા છે ચોવીસમા તીર્થંકર ભગવાન મહાવીર કંઇ જૈનધર્મના પ્રવર્ત્તક નથી. એમની પહેલાં જૈન ધર્મ પ્રવર્ત્તતો હતો એ વાત પાર્શ્વનાથ ભગવાનના ઐતિહાસિક વૃત્તાંતે પૂરવાર કરી દીધી છે. મહાવીરની પહેલાં પણ . પાર્શ્વનાથે જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો પાર્શ્વનાથ ભગવાન મહાવીર જેટલા જ ઐતિહાસિક પુરૂષ છે.

પાર્શ્વનાથ પ્રભુના ચરિત્રમાં કેટલીક અલૌકિક ઘટનાઓ હોય એ સંભવિત છે. પણ એટલા જ ઉપરથી એમની ઐતિહાસિકતા ઉડાવી દઈ શકાય નહીં. રામાયણ, મહાભારત અને પુરાણાદિના રાજવંશોની વાત જવા દ્યો, વિક્રમાદિત્ય, ભોજ રાજા અને બીજા રાજપૂત રાજાઓના ચરિત્રમાં પણ કેટકેટલી વિચિત્ર વાતો પેસી ગઈ છે ? છતાં એમની ઐતિહાસિકતાના સંબંધમાં કોઈ સવાલ નથી ઠગતું.

અલૌકિક ઘટના હોય ત્યાં ઐતિહાસિકતા રહી જ ન શકે એવો સિદ્ધાંત કોઈ કરીને બેસી જાય તો પછી અશોક અને ગૌતમ બુદ્ધ પણ કાલ્પનિક પુરૂષ જ ગણાઈ જાય. ઇસાઇઓના ઇસુખ્રીસ્ત અને ઇસ્લામધર્મના પ્રવર્ત્તક મહમ્મદ

પયગંબરના ચરિત્રમાં પણ અલૌકિક ઘટનાઓ ક્યાં નથી આવતી ? શીખ સંપ્રદાયના ગુરૂ નાનક, કબીર અને ગુરૂ ગોવિંદના જીવનમા અલૌકિક ઘટનાઓ આવી ગઈ છે. હજી તો ગઈ કાલે જ થઇ ગયેલા એવા રામકૃષ્ણ પરમહંસ અને કેશવચંદ્ર સેનનાં ચરિત્ર પણ એથી અસ્પૃશ્ય નથી રહ્યા. કહેવાની મતલબ એ છે કે પાર્શ્વનાથ ભગવાનના ચરિત્રમાં અલૌકિક ઘટનાઓ છે એટલા જ માટે, પાર્શ્વનાથ નામના કોઇ પુરૂષ થયા જ નથી એમ ન કહેશો, ન માનશો.

જૈન શાસ્ત્રસાહિત્યમાં ગણધર ગૌતમ અને કેશી વચ્ચેનો એક સંવાદ મળે છે, આ સવાદમાં સ્હેજ પણ ઐતિહાસિક મૂળ હોય તો મહાવીર સ્વામી પહેલાં જૈન સપ્રદાય હતો અને ભગવાન પાર્શ્વનાથ એના પરિચાલક હતા એ સબધમા કંઈ શકા રહેવી ન જોઇએ. આચાર્ય કેશી, પાર્શ્વનાથ ભગવાનના શિષ્ય હતા, પાર્શ્વ અનુયાયીઓના એક આગેવાન પણ હતા, ગૌતમ સ્વામી સાથેના એમના સવાદમા મહાવીરે જ પહેલવહેલો સત્યધર્મનો પ્રચાર કર્યો કે કેમ ? અથવા તો મહાવીરે પ્રરૂપેલા માર્ગે જીવોની મુક્તિ ઘટી શકે કે કેમ વગેરે પ્રશ્નો છણાયા હોય એમ ખુલ્લુ જણાઈ આવે છે. કેશી મુનિએ જે જે પ્રશ્નો પૂછ્યા હતા તે બધાના ગૌતમ સ્વામીએ સંતોષકારક ખુલાસા કર્યા હતા.

આચાર્ય કેશીએ પૂછ્યુઃ "પાર્શ્વનાથે તો ચાર મહાવ્રત કહ્યાં છે, વર્ધમાન કેમ પાંચ કહે છે ?"

ગૌતમ સ્વામી જવાબ આપે છે. "પાર્શ્વનાથને પોતાના સમયની સ્થિતિ અનુસારે ચાર મહાવ્રત જ યોગ્ય લાગ્યા હશે · મહાવીરને પોતાના સમયની સ્થિતિ પ્રમાણે, એ જ

ચાર વ્રતોને પાચ વ્રતોમા વહેંચી નાખવાનું યોગ્ય લાગ્યું. વસ્તુતઃ સિદ્ધાંતની દૃષ્ટિએ બન્ને તીર્થંકરોની પ્રરૂપણામાં કઈ જ ભેદ નથી."

અચેલક અને સચેલક વિષયની ચર્ચા કરતાં ગૌતમ સ્વામી બીજો પણ એક ખુલાસો કરે છે :

વસ્ત્રના ત્યાગ કે સ્વીકાર સંબધમાં પણ કંઈ મતભેદ નથી. લોકોના વિશ્વાસને માટે જ નાના પ્રકારનાં ઉપકરણોની કલ્પના કરેલી છે. સયમના નિર્વાહને માટે તથા પોતાના જ્ઞાનને માટે પણ લોકમાં વેષનું પ્રયોજન છે. બાકી નિશ્ચય નય પ્રમાણે તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર જ મોક્ષનાં સત્ય સાધનો છે. એ પ્રમાણે પાર્શ્વનાથ ભગવાન અને વર્ધમાન સ્વામીની એક સરખી પ્રતિજ્ઞા છે. વેષ માત્ર વહેવાર નયની અપેક્ષાએ છે.

પાર્શ્વનાથ ભગવાનના સંપ્રદાયના નાયક શ્રી કેશીકુમારને એથી ખાત્રી થાય છે કે પાર્શ્વનાથ ભગવાન અને વર્ધમાન સ્વામીના ઉપદેશમા કોઈ પ્રકારનો મૌલિક મતભેદ નથી. એ પછી બન્ને સપ્રદાયો પરસ્પરમાં સમાઈ ગયા

એ ઉપરથી આટલો નિશ્ચય થઈ શકે :

(૧) ભગવાન મહાવીર પહેલાં પણ જૈન સંપ્રદાય હતો.

(૨) એ સપ્રદાય પાર્શ્વનાથને તીર્થંકર સ્વરૂપ માનતો અને એમના ઉપદેશમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવતો

(૩) મહાવીર સ્વામીએ, પાર્શ્વનાથના શાસનને સંસ્કારી, સશોધી એનો ખૂબ પ્રચાર કર્યો, નવું કઇ કહેવાપણું એમને ન હતુ કેશી–ગૌતમ સંવાદ, પાર્શ્વનાથ ભગવાનની ઐતિહાસિકતા સિદ્ધ કરે છે.

જૈન માન્યતા પ્રમાણે ભગવાન્ મહાવીરના નિર્વાણુ પહેલાં ૨૫૦ વર્ષે ભ૦ પાર્શ્વનાથનું નિર્વાણુ થયુ. ભગવાન્ પાર્શ્વનાથનું આયુષ્ય ૧૦૦ વર્ષનું હતું ઇ. સ પૂર્વે ૫૯૯ માં ભગવાન્ મહાવીરનો જન્મ થયો. ઈ. સ પૂર્વે ૫૨૭માં ભગવાન્ મહાવીરનું નિર્વાણુ થયુ. ૫૨૭ માં ૨૫૦ ઉમેરવાથી ૭૭૭ થાય ૫૨૭ માં ૩૫૦ ઉમેરવાથી ૮૭૭ થાય. એટલે કે ઈ. સ. પુર્વે ૮૭૭ માં પાર્શ્વનાથ ભગવાનના જન્મ વડે ભારતભૂમિ ધન્ય બની.

ભ. પાર્શ્વનાથ ગૃહસ્થાવાસમાં ત્રીસ વર્ષ રહ્યા, અને વ્રતાવસ્થામાં સીત્તેર વર્ષ રહ્યા. એકંદરે સો વરસનું આયુષ ભોગવ્યું.

कमठे धरणेन्द्रे च स्वोचितं कर्म कुर्वति ।

प्रभुस्तुल्यमनोवृत्तिः पार्श्वनाथः श्रियेऽस्तु वः ॥

કમઠે પ્રભુની ઉપર ઉપસર્ગ કર્યા, ધરણેંદ્રે પ્રભુની ભક્તિ કરી. છતાં પાર્શ્વનાથે તો એ ઉભય ઉપર સમાન દૃષ્ટિ જ રાખી. આવી સમાન દૃષ્ટિવાળા પ્રભુ તમારી સંપત્તિને માટે થાઓ ?

# મહા મેઘવાહન મહારાજા ખારવેલ

પ્રાચીન સમયમાં, ભારતવર્ષને વિષે જે પ્રખ્યાત આર્યરાજ્યો થઈ ગયાં તેમાં કલિંગનું નામ ઘણું મહત્ત્વ ધરાવે છે. કલિંગનું ઐશ્વર્ય અને કલિંગની ધર્મનિષ્ઠા ઇતિહાસના પૃષ્ઠોમાં અંકાઈ છે. એ સભ્યતા કેટલી પુરાણી છે તે હજી નક્કી થઈ શક્યું નથી. અતિ પ્રાચીન પુસ્તકોમાં કલિંગનો નામોલ્લેખ છે. એલેકઝાંડરની સવારીના વર્ણન સાથે કલિંગ જોડાયેલું છે મેગસ્થનિઝે પણ પોતાના પ્રવાસ પુસ્તકમાં કલિંગને સ્થાન આપ્યું છે. મહારાજા અશોકના એક શિલાલેખમાં કલિંગના સત્યાનાશની એક અતિ રોમાંચકારી ઘટના વર્ણવેલી છે. આ શિલાલેખ સાબાજગિરિ પર્વતમાં મળી આવ્યો છે. એનો મૂળ પાઠ તથા અર્થ આ પ્રમાણે છે.

"अ(सूटव) अ अभिसित (स दे)वान प्रिअस पिअद्रशी (स) राज्जो क (लिंग विजित) (दिवध) मत्रे (प्रणशत सहस्रे) येततो अपवूढे सतसहस्र (म) त्रे तत्र हते बहु

( तवतके ) मूटे ( । ) ततो ( प )छ अधून लधेसु ( कलिंगेसु )
तिव्रे ध्रम ( पलनम् ) ध्रम ( क ) मत ध्रमनुशस्ति च देवानं प्रि
(अ )म । सो अस्ति अनुसोचन ( म् ) देवानं प्रिअस विजिनितु
( क )लिग( नि ) ( । ) अविजितं हि ( विजि ) नमनि ( ये )
तत्र वधो व ( म ) रणम् व अपव( हो ) व जनस ( । ) त
वध वेदनिय म्तं गुरुमतम् च देवान प्रिअस ( । ) इमं पि चू
ततो गुरुमत ( त )रं ( देव )नं प्रिअस ( । ) तत्र हि वसंति
ब्रमण व श्रमण व अञेव प्रसड ग्र( ह )थ व येसु विहित एस
अग्र भू ( टि ) सुस्रुस मतपितुसु सुस्रुस गुरुणं सुस्रुस( मित )
संस्तुत सहयञतिकेसु ( द ) सम( ट )कनम् सम्मपटिपति
दिढ ( भतित ) ( । ) तेषं तत्र भोति अपग्रथो य वधो व अभिरतन
वं निक्रमणं ( । ) येष व पि सविहितनं ( ने ) हो अविप्रहिणो
ए ( ने ) च मित्र सस्तुत सहयञतिक वसन प्रपुणति ( । )
तत्र तपि तेष वो अपग्रथो भोति ( । ) पटिभगम् च एतम् सव्रम्
मनुसनम् गुरुमतम् च देवानम् प्रिअस ( नस्ति च एकतरसपि
पि प्रससपि न नम प्रसदो ( । ) सो यमत्रो ( जनो )तद कलिंगे
हतो च मूटो च अपवु ( ढे ) च त ( तो ) शतभगे सहस्रभगं
व अज गुरुमतम् वो देवानं प्रिअस ( । ) या पि च अपकयेय ति
छमितवियमते वो देवानं प्रिअस यं शको छमनये ( । ) य पि च
अटवि देवान प्रिअस ( वि ) जिते भोति त पि अनुनेति अनुनि-
झपेति ( । ) अनुतपे पि च प्रभवे देवानं प्रिअस ( । ) वुचति तेष
कि ति अवत्रपेयु न च हंचेयसु ( । ) इछति देवान प्रियो सत्र
भूतन अछति संयमम् समचरिय रभसिये ( । ) एसे च मु ( ख )
मूते विजये देवानं प्रिअस यो ध्रमविजयो सो ये पुन लधो
देवान प्रिअस इह च स ( व्रे ) सु च अंतेषु अषसुपि योजनश

( ते ) शु यत्र अंतियोको नम योनरजि परच तेन अंतियोकेन चतुरे रजनि तुरमये नम अंतिकिनि नम मक अलिकसुदरो नम नेच चोड पंड अव तंवपनिय एवमेव हिदरज ( । ) विशवज्रि योन कंबोयेसु नमके न( भि )तिण भोज पितिनिकेसु अंध्र पुलि ( दे ) सु सवत्र देवानं प्रिअस ध्रमनुशस्ति अनुवटंति ( । ) यत्रपि देवानं प्रियस दूत न व्रचति ते पि श्रु ( तु ) देवान प्रिअस ध्रमवुढं विधेनं ध्रमनुशस्ति ध्रमं ( अनु ) विधियति अनुविधियिशति च ( । ) यो ( च ) लधे एतकेन भोति सवत्र विजयो स ( वत्र पुन ) विजयो प्रितिरसो सो ( । ) लध ( भोति ) प्रिति ध्रमविजयस्पि (।) लहुक तु यो स प्रिति ( । ) परत्रिक मेव महफल मेंचति देवान प्रियो । एतये च अठहे अयो ध्रमदिपि ( दि ) पिस्त कि ति। पुत्र प्रपोत्र मे असु नव विजयं म विजेतवि ( य ) म् संचिषु क यो भिजये ( छम् ) तिच लहुदम् ( ड ) तं च रोचेतु त ए (व) विजमंच ( । ) सो ध्रमविज्ये सो हिदलोकिको परलोकिक सत्र व नियति भोतु व ( स ) ॰मरति ( । ) स हि हिदलोकिक परलोकिक ( । )"

એ લેખનો મર્મ આ પ્રમાણે

અભિષેકના આઠમા વર્ષે દેવપ્રિય રાજા પ્રિયદર્શીએ કલિંગ ઉપર વિજય મેળવ્યો. આ યુદ્ધમાં એક લાખ ( શત સહસ્ત્ર ) માણસો મરાયાં, અને એથી પણ અધિક બંદીવાન બન્યા. કલિંગ વિજય પછી દેવપ્રિયનું મન ધર્મ તરફ ખેંચાયું. દેવપ્રિયના દીલમાં અત્યંત પશ્ચાત્તાપ થવાથી, અને કલિંગ વિજયને અંગે અત્યંત અનુતાપ ઉપજવાથી એમનો ધર્મપ્રેમ અત્યંત વૃદ્ધિ પામ્યો છે. નહીં જીતાયેલા દેશો ઉપર અધિકાર

મેળવવા જતા જે વધ કરવો પડે છે, માણસોને મારવા પડે છે અને એમને બન્દીવાન બનાવવા પડે છે તેથી મારા અંતરમા મને બહુ લાગી આવ્યુ છે. વિશેષ ખેદનો વિષય તો એ છે કે બ્રાહ્મણો, શ્રમણો, યતિઓ અને ધાર્મિક ગૃહસ્થો બધે વસે છે, એમાંના કેટલાક ગુરૂજનો, પિતા–માતા વગેરેની સેવા ઉઠાવતા હશે, બધુ-બાંધવ અને જ્ઞાતિવર્ગની સેવામાં એ બધા તત્પર રહેતા હશે અને પોતાના નોકરો–દાસ–દાસીઓ તરફ પ્રેમ ધરાવતા હશે. કલિંગના યુદ્ધમાં કોણ જાણે કેટલાય એવાં માણસો મરી ગયા હશે, કોણ જાણે કેટલાંય પોતાના પ્રિયજનોથી વિખૂટા પડી ગયા હશે. જેઓ જીવતા રહેવા પામ્યા છે તેમના બધુ, જ્ઞાતિભાઇઓએ, કુટુંબીઓએ કોણ જાણે કેટલાય અત્યાચાર વેઠયા હશે? આથી એમને સૌને બહુ દુઃખ થયા વગર ન રહે દેવપ્રિય રાજા પ્રિયદર્શીને પોતાને આ બધા અત્યાચારોને લીધે બહુ બહુ લાગી આવે છે, ઉંડી મર્મવ્યથા અનુભવે છે. પૃથ્વીના પડ ઉપર એવો એકકે દેશ નથી જ્યાં બ્રાહ્મણો, શ્રમણો અને બીજા ધર્મપરાયણ માણસો ન વસતાં હોય, એવો પણ એકકે દેશ નહીં હોય જ્યાં માણસો કોઈ એકાદ ધર્મને નહી અનુસરતાં હોય. આ કલિંગના યુદ્ધમાં જે આટલા બધા માણસો મરાયાં છે, ઘવાયાં છે, બધાયા છે અને રીબાયા છે તેમને માટે દેવપ્રિય રાજાને આજે હજારગણું અધિક દર્દ થાય છે, એનું ચિત્ત શોકમાં ડુબી જાય છે. આજે હવે દેવપ્રિય સકળ પ્રાણીની રક્ષા અને મંગળને માટે ભાવના ભાવે છે. સકલ પ્રાણીને વિષે દયા, શાંતિ અને નિર્ભયતા રહેવાં જોઇએ એમ તે ઇચ્છે છે. દેવપ્રિય રાજા એને ધર્મનો જય માને છે. દેવપ્રિય હવે પોતાના

રાજ્યમાં અને સેંકડો યોજન દૂર આવેલા સીમા ઉપરના પ્રદેશોમાં એ પ્રકારનો ધર્મવિજય પ્રવર્તાવવામાં આનંદ માને છે. યવનરાજ એન્ટિયોકાસના રાજ્યમાં અને એન્ટિયોકાસના રાજ્યની સરહદ પછીનાં ટોલેમી, એન્ટિગોનસ, મેગાસ અને એલેક્ઝાંડર એ ચાર નૃપતિના રાજ્યમાં, દક્ષિણે ચોલરાજ્ય અને પાંડ્ય રાજ્ય, તેમજ તામ્રપર્ણી પર્યંત બધાં સ્થાનોમાં, વિશવજિ, યવન, કામ્બોજ, નાભાક, નભપંથી, ભોજ, પિટિનિક, આંધ્ર, પુલિંદ આદિ સર્વ જાતિના રાજ્યોમાં હવે દેવપ્રિયનું ધર્માનુશાસન પળાય છે જે જે દેશોમાં દેવપ્રિયના દૂત ગયા છે તે તે દેશોની પ્રજાએ દેવપ્રિયનો ધર્મ સાંભળ્યો છે, અને પાળ્યો પણ છે. એ રીતે બધે ધર્મનો વિજય થયો છે. દેવપ્રિયને એથી ઘણો આનંદ થયો છે. પણ એ આનંદ એની પાસે તુચ્છ છે. તે પારલૌકિક કલ્યાણને વધુ શ્રેયસ્કર સમજે છે. એટલા સારૂ આ અનુશાસનલિપિ તૈયાર કરવામાં આવી છે. મારા પુત્રો અને પ્રપૌત્રો હવે નવાં રાજ્ય જીતવાની ઉત્સુકતા માંડી વાળે. ધર્મવિજય સિવાયના બીજા કોઈ વિજયની એમને વૃત્તિ ન થાય. અસ્ત્રશસ્ત્રની સહાયથી સાચો વિજય મેળવી શકાતો નથી. ધર્મવિજય જ આ લોકમાં અને પરલોકમાં પણ મંગળકારી છે. એમને ધર્મવિજયમાં જ શ્રદ્ધા રહે એ જ "ઉભય લોકને વિષે હિતકર છે."

ઈતિહાસદૃષ્ટિએ આ શિલાલેખ ઘણો મૂલ્યવાન છે. એમાં ભારતવર્ષ અને આસપાસના દેશોનું એ સમયનું વિવરણ મળે છે. ગ્રીક રાજાઓનાં જે નામ એમાં છે તે બધા સુપ્રસિદ્ધ–ઐતિહાસિક છે. અશોકના સમયનો નિર્ણય કરવામાં એ ઉપયોગી થઈ શકે છે. મૌર્ય સામ્રાજ્યનો કેટલો વિસ્તાર

હતો, કેટલા ખંડીયા રાજાઓ હતા અને કેટલાં મિત્રરાજ્યો હતા તેનો ઉલ્લેખ પણ તેમાં છે.

આ શિલાલેખ ઉપરથી એટલું જણાય છે કે મહારાજા અશોકે કલિંગ જિત્યુ તે પહેલા કલિંગ એક સ્વતંત્ર, સુસમૃદ્ધ અને વસ્તીથી ખૂબ આબાદ દેશ હતો. બ્રાહ્મણો, શ્રમણો (સાધુઓ) અને બીજા ધર્મપરાયણ મહાત્માઓ ત્યાં વસતા. આ નવો મૌર્યસમ્રાટ પોતાના શૌર્યના અભિમાનમાં આંધળો બન્યો. એ કલિંગ જિતવા નીકળ્યો. પણ કલિંગે દીનતા ન દાખવી. એ પણ યુદ્ધ કરવા સજ્જ થયું. ઇતિહાસ તો એ યુદ્ધની વાત ભૂલી ગયો છે એની સંપૂર્ણ વિગત નથી મળતી. છતાં કલિંગનું યુદ્ધ એક અતિ ત્રાસમય અને રોમાંચકારી ઘટના રૂપે પરિણમ્યુ હતું તે અશોકના પોતાના લેખ ઉપરથી પુરવાર થાય છે સ્વદેશની સ્વતંત્રતા સાચવવા, ધર્મ, ધન અને માનની રક્ષા કરવા, લાખો કલિંગવાસીઓએ સામે પગલે ચાલીને પોતાના દેહનાં બલિદાન ધરી દીધા. લાખો કલિંગવાસીઓ મૌર્ય સમ્રાટના હાથમાં બદીવાન તરીકે પકડાયા કેટલાય લોકોને પોતાના વહાલા વતનનો ત્યાગ કરવો પડ્યો. અનેકોને અસહ્ય યંત્રણાઓની ચક્કીમાં પીસાવું પડ્યુ. અશોક આ યુદ્ધમાં જિત્યો. કલિંગ, મગધસમ્રાટના ચરણુમા આળોટ્યુ.

પણ મનુષ્યત્વની દૃષ્ટિએ જોઈએ તો કલિંગે જ અશોક ઉપર પોતાનો વિજય વર્ત્તાવ્યો. કલિંગ–યુદ્ધની ભયંકર માનવ-હિંસાએ, કલિંગયુદ્ધમા વર્ત્તેલા પાશવી જૂલમે, અશોકનુ કાળજું ચીરી નાંખ્યુ. એ પછી અશોક એક પણ યુદ્ધ નથી લડ્યો. કલિંગયુદ્ધ એના જીવનનું છેલ્લુ યુદ્ધ બન્યું. એ પછી.

તેણે ધર્મનો આશ્રય શોધ્યો. જોત જોતામાં એ પોતાની ધર્મનિષ્ઠા માટે પ્રખ્યાત બની ગયો. પર્વતો ઉપરના એના શિલાલેખો તથા અનુશાસનો એ વાતની સાક્ષી પૂરે છે.

પ્રબળ પરાક્રમી, ચક્રવર્તી જેવા અશોકે, ધર્મની ખાતર જે ત્યાગભાવના કેળવી છે તે આર્યાવર્ત્તના પ્રાચીન રાજવીની એક વિશિષ્ટતા બતાવે છે. રઘુપતિ, યુધિષ્ઠિર અને જનકાદિ રાજર્ષિ જેવા પૌરાણિક રાજાઓની વાત જવા દ્યો. ઐતિહાસિક કાળમાં પણ પરાક્રમી અને ધર્મપરાયણ રાજાઓનો તૂટો નથી પડચો વિક્રમાદિત્ય રાજરાજેશ્વર હતો અને ધાર્મિકોમાં પણ અગ્રગણ્ય હતો એ હકીકત કોણ નથી જાણતું ? સમ્રાટ ચન્દ્રગુપ્તે પોતાના છેલ્લા જીવનમાં જૈનધર્મની દીક્ષા લીધી હતી એવું વર્ણન પણ મળે છે. મહારાજા કનિષ્ક અને શિલાદિત્ય જેવા બૌદ્ધ રાજાઓ પરાક્રમી હતા તેમ ધર્મપરાયણ પણ હતા એ બીના ઇતિહાસ વેત્તાઓએ સમસ્વરે ઉચ્ચારી છે. અશોકના સંબંધમાં પણ એમજ બન્યુ હતુ એક તરફ કલિંગનો વિજય, એટલે કે અસાધારણ શૌર્ય-વીર્ય અને બીજી તરફ જ્વલંત ધર્મનિષ્ઠા-ધર્મના સતત પ્રચાર માટે અવિરામ ઉદ્યોગ.

કલિંગદેશના પગમાં મગધની પરાધીનતા રૂપી બેડીઓ ક્યાં સુધી રહી એ ચોક્કસપણે કહી શકાતુ નથી. તેમજ એ બેડીઓ ક્યારે તૂટી-કોણે તોડી તે પણ અચોક્કસ છે. અશોકના મૃત્યુ પછી તરત જ કલિંગ સામ્રાજ્યમાંથી ખસી ગયુ એ વાત પણ એટલી જ નિ:સંદેહ છે. મગધમાં મૌર્યશાસન છેલ્લા શ્વાસ લઈ રહ્યુ હતું,-મરણ પથારીએ પડ્યુ હતું તે

વખતે કલિંગના એક પ્રતાપી રાજપુરૂષનો જન્મ થઈ ચૂક્યો હતો. એ પુરૂષનું નામ ખારવેલ.

પરાક્રમમાં ખારવેલ, અશોક કરતાં કોઈ પ્રકારે ઉતરતો નહોતો. ધર્મનિષ્ટામાં પણ એ અશોકનો હરીફ હતો. મહારાજા ખારવેલ બીજી રીતે મહામેઘવાહન નામે પણ પ્રસિદ્ધ છે. તે જૈનધર્માવલંબી હતો

ઓરીસામાં ઉદયગિરિની હાથીગુફામાંથી મહારાજા ખારવેલનો એક શિલાલેખ મળ્યો છે. એ શિલાલેખના પાઠ બરાબર વાંચી શકાતા નથી, એના અર્થ બેસાડવામાં પણ ઘણી ઘણી મુશ્કેલીઓ નડે છે પંડિતોમાં એ સંબંધે ઘણો મતભેદ છે. અહીં હું થોડા પાઠ ઉતારૂં છું. સંભવ છે કે એમાં પણ કેટલીક ભૂલો હશે એક-એક પંક્તિ ઉતારી એનો અર્થ આપું છું.

(૧)

नमो अरहनान [।] नमो सवसिधानं [।] एरेन महाराजेन माहामेघवाहनेन चेतिराजवसवधनेन पसयसुभलखनेन चतुरन्तलुठितगुनो-पहितेन कलिंगाधिपतिना सिरि खारवेलेन।

"અર્હંતને નમસ્કાર, સકળ સિદ્ધોને નમસ્કાર (આ) મહારાજ ઐર કર્તૃક (ખોદિત). તે મેઘરૂપ મહારથે આરૂઢ છે. તે મન અને ઇચ્છાએ કરીને ઉજ્જ્વલતમ ધનનો અધિકારી છે. તેનું શરીર અતિ સુંદર છે. તેનું સૈન્ય અતિશય નિર્ભય છે. કલિંગ દ્વીપના તેગશી ડુંગર ઉપર તેણે ગુફાઓ ખોદાવી છે."

પ્રિન્સેપ કહે છે કે જે રાજાએ આ લેખ કોતરાવ્યો છે તેમાં એનું ખરૂં નામ નથી. એણે પોતાને "ઐર" અને

"મહામેઘવાહન" નામે ઓળખાવ્યો છે 'ઐર' શબ્દનો અર્થ ઇરા અર્થાત્ પૌરાણિક ઇલાનો સંતાન એવો થાય, અને મહામેઘવાહન શબ્દ પણ કાલ્પનિક અર્થ સૂચવે છે. પ્રિન્સેપની પછીના પંડિતોએ પ્રિન્સેપના અર્થમાં કેટલીક ભૂલ શોધી છે. એમના મત પ્રમાણે ઉપરોક્ત પંક્તિનો આવો અર્થ થાયઃ

"અર્હંતને નમસ્કાર, સકલ સાધુઓને નમસ્કાર આર્ય મહારાજા ખારવેલ શ્રી (કર્તૃક ખોદિત); એમનું બીજું નામ મહામેઘવાહન એ કલિંગાધિપતિ છે. એ ચેતવંશધર છે. તે ક્ષેમરાજ અર્થાત્ શાન્તિપ્રિય નરપતિ છે. તે વૃદ્ધોનો અને ભિક્ષુઓનો રાજા છે."

( ૨ )

"पन्दरसवसानि सिरिकडारसरीरवता किडिता कुमारकिडिका (।) ततो लेखरूपगणनावविहारविधिविसारदेन सवविजावदातेन नववसानि योवरजं पसासितं [।] सपुणचतुविसतिवसो तदानि वधमान सेसयो वेनाभिविजयो ततिये

"એનું શરીર ઘણું સુંદર હતું. પંદર વર્ષનું વય થતાં સુધી તેણે બાળક્રીડા કરી. તે પછી નવ વર્ષ સુધી ભણ્યો ગણ્યો. ગણિત, વહાણવિદ્યા, વાણિજ્ય અને વ્યવહાર (ન્યાય) વગેરે ભણી સર્વ વિદ્યાઓમાં વિશારદ થયો. એ વખતે વૃદ્ધ રાજાની ઉંમર ૮૫ વર્ષની હતી." એ અર્થ પ્રિન્સેપનો છે. હાલમા પંડિતો એનો એવો અર્થ કરે છે કે ૧૫ મા વર્ષે તેણે યુવરાજનું પદ મેળવ્યું અને નવ વર્ષ સુધી એ યુવરાજ તરીકે રહ્યો.

(૩)

"कलिंगराजवसपुरिसयुगे माहारजाभिसेचनं पापुनाति [।] अभिसितमतो च पधमे वसे वातविहतगोपुरपाकारनिवेसनं पटिसखा-रयति । कलिंगनगरि [ं] खवीरइसितालतडागपाडियो च बधापयति सवुयानपटिसंठपनं च ।"

"એ રીતે ૨૪ વરસની ઉમ્મરે જ્યારે જ્ઞાન તથા ધર્મથી જાણકાર બનીને યૌવનમાં પગ મૂક્યો ત્યારે તેણે કલિંગ-રાજવંશીઓની સાથે પુરીના યુદ્ધમાં ત્રીજી વાર વિજય મેળવ્યો. એ વિજયથી એની મહારાજ-પદવી પવિત્ર થઇ. રાજ્યાભિષેક પછી એણે વિપ્રધર્મ –અર્થાત્ વેદશાસિત બ્રાહ્મણ્ય ધર્મમા આસક્ત બની, વાવાઝોડાને લીધે જે નગર, કીલ્લા તથા ઘરો જીર્ણ બની ગયાં હતાં તેનો પુનરૂદ્ધાર કરાવ્યો કલિંગ શહેરમાં દરિદ્ર (અથવા સાધુઓ) ને માટે તળાવ, ઘાટ બંધાવ્યાં અને બીજી જરૂરી વસ્તુઓને સારૂ ચિરસ્થાયી બદોબસ્ત કર્યો."

પ્રિન્સેપ એવો અર્થ ઉપજાવી અનુમાન બાંધે છે કે ખારવેલ કયા ધર્મમાં શ્રદ્ધા ધરાવતો તે અચોક્કસ છે. "વિપ્ર ધર્મમાં આસક્ત" હતો તે જ બતાવે છે કે એ જૈન નહીં હોય પણ બીજા હાલના પંડિતો એ લેખનો અર્થ આ પ્રમાણે કરે છેઃ

"તે ૨૪ વર્ષની વયે, કલિંગ-રાજવંશના ત્રીજા પર્યાયમાં મહારાજ પદે અભિષિક્ત થયો. રાજત્વના પહેલા વર્ષમાં તેણે વાવાઝોડાથી જીર્ણ થએલા નગર, કીલ્લા તથા ઘરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. કલિંગ નગરમાં તેણે શીતળ તળાવ તથા ઉદ્યાન આદિનુ પુનર્નિર્માણ કરાવ્યુ"

( ४ )

" कारयति [॥] पनतिसाहि सतसहसेहि पकतियो च रंजयति । दुतिये च वसे अचितयिता सातकणि पछिमदिसं हयगजनररधवहुल दड पठापयति । कन्हवेंना गताय च सेनाय वितासित मुसिकनगर ततिये पुन वसे"

" त्रासी शत सहस्र पण खरचीने तेणे प्रकृतिवर्गनुं रंजन कर्युं. हाथी, घोडा, माणसो अने रथ माटे, पश्चिम भागमा जे एक बीजु धर सूत्रधारे बांध्यु हतु तेमां तेणे बीजां धरो उमेर्यां, कंसवनमाथी जेओ जोवाने माटे आवता तेमने सारु; शकनगरना अधिवासीओने...वातायन" प्रिन्सेपनो आ अर्थ घणो छिन्नभिन्न छे. ए समजातो नथी. आजे विद्वानो उपरोक्त पंक्तिनो नीचे प्रमाणे अर्थ बेसारे छे —

" राजत्वना बीजा वर्षमां तेणे शातकर्णिने अग्राह्य करी, पश्चिम तरफ एक मोटी सेना मोकली. अने कौशांबीनी मददथी एक नगर उपर अधिकार मेळव्यो "

( ५ )

गधववेदवुधो दंपनतगीतवादितसन्दसनाहि उसवसमाजकारापनाहि च कीडापयति नगरि । तथा चवुथे वसे विजाधराधिवास अहतपुव कालिंगपुवराजनिवेसित.. वितधमकुल सचिलमढिते च..: निखितछत–"

" ते पुण्यपरायण अने गंधर्वविद्यामां पण सुनिपुण हतो. दंपन तथा तभत बजावतो. सुंदरी अने हर्षदायिनी नाग-

રીઓની સાથે આનંદમાં સમય વીતાવતો. વળી શોદવ્યવસ્થાને અર્થે તેણે પૂર્વ કલિંગમાંથી વિદ્વાન્ આર્હતોને એક મહાસભામાં આમંત્ર્યા હતા એ બધા આર્હતોને પ્રાચીન રાજન્યોએ ઘણા લાંબા વખતથી ત્યાં પ્રતિષ્ઠિત કર્યાં હતા." આ થયો પ્રિન્સેપને અર્થ.

એ અર્થમા. પછીથી કેટલોક સુધારો કરવામાં આવ્યો છે.

"તે ગંધર્વવિદ્યામાં ઘણો નિપુણ હતો. રાજત્વના ત્રીજા વર્ષમાં તેણે પોતાનાં નૃત્યગીત નાટ્ય આદિથી નગરવાસીઓને ખુબ આનંદ આપ્યો હતો. કલિંગના પહેલાના રાજાઓ જે ધર્મસ્થળનું (સાધુનિવાસનું) પહેલા બહુમાન કરતા, તેનું તેણે પણ રાજત્વના ચોથા વર્ષમાં બહુ સન્માન કર્યું."

(૬)

"भिगारे हितरतनसापतेये सवरठिकभोजके पादे वदापयति। पंचमे च दानी वसे नन्दराजतिवससतओघाटितं तनसुलियवाटा पनाडि नगर पवेस[य]ति। सो......भिसितो च राजसुय [य] संदसचंतो सवकरवण."

"પછી તેણે દાનપરવશ બની...નંદરાજાના નાશ પામેલા એક સો ઘર...અને પોતે નજપનાદિ નગરનું બધું પડાવી લીધું આ બધી લૂંટમાંથી મળેલા માલને તેણે પૂર્વોક્ત સત્કર્મોમાં વ્યય કર્યો."

પ્રિન્સેપનો આ અર્થ મુદ્દલ સમજાતો નથી. પણ તે પછી પંડિતોએ એનો અર્થ બેસાડવા આ પ્રમાણે કહ્યુ છેઃ

"રાષ્ટ્રિકોએ અને ભોજ-ગણે, તેની તાબેદારી કબુલ રાખી. નંદરાજની પછી ૧૦૩ વરસ લગી, વપરાયા વગર રહેલી પાણીની નહેર, તેણે પોતાના રાજત્વના પાચમા વર્ષમા સુધારી, અને તનસુલ્યના માર્ગે નગરની મધ્યમા વહાવી."

( ૭ )

"अनुगह अनेकानि सतसहस्रानि विसजति पोर जानपद। सतमं च वस पसासतो वजिरघरव[ँ]ति घुसितघरिनीस [मतुकपद] पुंना[ति? कुमार] । अठमे च वसे महता सेना. . ..गोरधगिरिं"

પ્રીન્સેપ આ સંબંધમાં માત્ર એટલુ જ કહે છે કે "તેણે લાખો અનુગ્રહ કર્યા" આધુનિક પંડિતો એનો આવો અર્થ કરે છે:—

"રાજત્વના છઠ્ઠા વર્ષે તેણે શહેર અને દેશના રહીશોની ઉપર લાખો અનુગ્રહ કર્યા. આઠમા વર્ષે એ મગધ ઉપર સ્વારી લઈ ગયો અને ગોરખગિરિ સુધી પહોચ્યો."

(૮)

"घातापयिता राजगह उपपीडापयति। एतिन च क मापदानसनादेन सवितसेनवाहनो विपमुंचितु मधुर अपयातो यवनराज डिमित. (मो?) यछति (वि)..पलव..."

"જે રાજાને તેણે પાયમાલ કર્યો તેને ગુફામા પુર્યો, હત્યારાને પણ એણે સત્કર્મમાં દોર્યો..મધુર વચન અને વિનયાદિનો ઉપયોગ કરતો."

એ અર્થ પણ ત્રુટક છે. પ્રિન્સેપ એ સિવાય બીજુ

કંઈ નક્કી કરી શક્યો નહી પરન્તુ અત્યારે પંડિતો એનો જૂદો જ અર્થ કરે છે—

" રાજગૃહનો રાજા મથુરા તરફ નાસી ગયો."

૯

कपरुखे हयगजरधसहयते सवघरावासपरिवसने सअगिण-ठिया । सवगहन च कारयितुं बम्हणानं जाति परिहारं ददाति । अरहतो...व.. न...गिय

" કલ્પિ, ગાય, અશ્વ, હાથી, ભેંસ અને ઘરની બીજી ઉપયોગી વસ્તુઓ...હરામખોરોને હાંકી કાઢવા...બ્રાહ્મણ સેવકોને...દાન કર્યું." પ્રીન્સેપ એ પ્રમાણે એનો અર્થ કરે છે.

આજે એનો આવો અર્થ કરવામાં આવે છે:

" રાજત્વના નવમા વર્ષે તેણે બ્રાહ્મણોને ખૂબ દાન દીધાં."

૧૦

...क ि मान [ति] रा [ज] सनिवास महाविजय पासादं कारयति अठतिसाय सतसहसेहि । दसमे च वसे दंडसंधीसाममयो भरधवसपठान महिजयनं...ति कारापयति...(निरितय) उयातानं च मनिरतना [नि] उपलभते ।

"રાજાએ પંચદશવિજયનો મહેલ બંધાવ્યો હતો. પ્રાચીન રાજાઓના દેશમાં તેણે કંઈ ગૌરવ ન ભાળ્યુ...ઈર્ષા અને મૂર્ખતા તેણે ફેલાયેલી જોઈ...૧૩૦૦ માં...વિચાર કરીને..."

ખંડિત અક્ષરોનો અર્થ બેસારવા જતાં પ્રિન્સેપે પણ એનો અધુરો જ અર્થ કર્યો...આવો અર્થ થાય છે:—

"તેણે મહાવિજય મહેલ ચણાવ્યો. સુવર્ણનું કલ્પવૃક્ષ દાનમાં આપ્યુ. એ વૃક્ષનાં બધાં પાંદડાં સોનાનાં હતાં. બ્રાહ્મણોને હાથી, ઘોડા, સારથી સાથેના રથ અર્પ્યા. બીજાં પણ ઘણાં દાન આપ્યાં. બ્રાહ્મણોએ ખુશીથી સ્વીકાર્યાં."

(૧૧)

"......मढं च अवराजनिवेसितं पीथुडगदभनंगलेन कासयति [ ि] जनस दंभावन च तेरसवससतिक [ ] तु भिदति तमरदेह-सघात। वारसमे च...वसे...हस...के. ज. सवसेहि वितासयति उतरापथराजानो..."

પ્રીન્સેપ કંઈ અર્થ કરી શકયો નથી. બીજા વિદ્વાનો આ પ્રમાણે અર્થ કરે છે.

"રાજત્વના દસમા વર્ષે સૈન્ય મોકલી વિજય મેળવ્યો. ૧૧ મા વર્ષે, લોકોને આનંદ આપવા તેણે પોતાના એક પૂર્વજની કાષ્ઠમયી મૂર્તિ તૈયાર કરાવી એક વરઘોડો ચઢાવ્યો."

કેટલાકો એ લેખમાંથી એવો અર્થ કાઢે છે કે: ૧૧ મા વર્ષે તેણે પિથુદ નામના એક બહુ જુના નૃપતિએ સ્થાપેલું ક્ષેત્ર હળથી ખેડાવ્યું. તેની પહેલાં ૧૧૩ વરસથી જિનપદધ્યાન બંધ રહ્યું હતું

(૧૨)

.. मगधान च विपुलं भय जनेतो हथी सुगगीय [ ं ] पाय-यति। मागध च राजान वहसतिमितं पादे वंदापयति। नदराजनीत च कालिंग जिनं सनिवेसं......गहरतनान पडिहारेहि अङ्गमागधवसुं च नेयाति।

પ્રીન્સેપ કંઈ બંધબેસતો અર્થ કરી શક્યો નથી. આજના પંડિતોએ સ્વીકારેલો અર્થ આ પ્રમાણે છે.

"બારમા વર્ષે તેણે ઉત્તરાપથના રાજાઓ ઉપર આક્રમણું કર્યું. મગધવાસીઓનાં દિલમાં આતંક ફેલાવવા તેણે ગંગા નદીમાં પોતાના હાથીઓને નવરાવ્યા. મગધરાજ એના ચરણમાં નમી પડ્યો. તેણે મંદિરો શણગાર્યાં અને ઘણાં ઘણાં દાન વરસાવ્યાં."

(૧૩)

......तु [ ] जठरलिखिलबरानि सिहरानि निवेसयति मतवेसिकनं परिहारेन। अभुतमछरिय च हथिनावन परिपुरं सवदेन ह्यहथीरतना[मा] निक पण्डराजा चेदानी अनेकानि मुतमणिरतनानि अहरापयति इध सतो

"નારાણીને વિષે, પણ તેણે પુષ્કળ સોનુ વહેચ્યું... ઘણા કીમતી રત્નો દાનમાં આપ્યાં." આ પ્રિન્સેપે ઉપજાવેલો અર્થ છે.

(૧૪)

... सिनो वसीकरोति। तेरसमे च वसे सुपवतविजयचक कुमारीपवते अरिहते [य ?] पखीणसंसितेहि कायनिसीदीयाय यापनावकेहि राजभितिनि चिनवतानि वसासितानि। पूजाय रतउवास खारवेलसिरिना जीवदेहसिरिका परिखिता।

"૧૩૦૦ મા તેણે પર્વતવિજયની કન્યા સાથે વિવાહ કર્યો." પ્રિન્સેપના એ અર્થમા નીચેનો સુધારો થયો છે:

"રાજત્વના તેરમા વર્ષે તેણે કુમારી પર્વત ઉપર એક સ્તંભ રોપ્યો અને આર્હત-નિવાસોનો જીર્ણોદ્ધાર કરાવ્યો."

(૧૫)

...[ मु ] कतिसमणसुविहितान [ नु ? ] च सतदिसान [ नुं ? ] जानिन तपसि इसिनं संघियन [ नु ? ] अरहतनिसीदिया समीपे पभारे वराकरसमुथपिताहि अनेकयोजनाहिताहि प. सि. ओ... ...सिलाहि सिहपथरानिसि [ . ] धुडाय निसयानि।

પ્રિન્સેપથી એનો અર્થ બંધ ન બેઠો. આજે પંડિતોએ આવો અર્થ બેસાર્યો છે:

"આર્હત-નિવાસોની પાસે રત્નખચિત, ચાર થાંભલા-વાળાં કામચલાઉ મકાનો પણ ચણાવ્યાં."

(૧૬)

घटालीण्ह चतरे च वेडूरियगमे थम्मे पतिठापयति पानतरिया सतसहसेहि। मुरियकालवोछिनं च चोयठिअगसतिकं तुरियं उपादयति। खेमराजा स वढराजा स भिखुराजा धमराजा पसंतो सुनतो अनुभवतो कलाणानि।

"તેણે ભોંયરાં, ચૈત્યમંદિર અને સ્તંભો નિર્માવ્યા." પ્રિન્સેપ માને છે કે આ જ પંક્તિમાં શૌરસેન સાથેના યુદ્ધની વાત રહેવી જોઇએ.

(૧૭)

. गुणविसेसकुसलो सवपासडपूजको सवदेवायतनसकारकारको। [अ] पतिहत चकिवाहिनिलो चकधुरो गुतचको पवतचको राजसिवसकुलविनिश्रितो महाविजयो राजा खारवेलसिरि।

"અન્ય મતાવલંબીઓ પણ જેની સતત પૂજા કરે છે તે—શત્રુઓને સંહારનાર, લક્ષપતિ, બહુ પર્વતોનો નિર્ભય અધિપતિ, સૂર્ય સમો, વિજેતા ખારવેલ."

ખારવેલવાળા આ શિલાલેખમાં, ઉપર જે પાઠ આપ્યા છે તેમાં ઘણી અશુદ્ધિઓ છે. પંક્તિઓના અર્થ સબંધમા પણ પંડિતો એકમત નથી. શિલાલેખનાં અક્ષરો-વાક્યો ઘણેખરે સ્થળે ખંડિત છે. એટલે પાઠ તેમજ અર્થનો બરાબર નિર્ણય થઈ શકતો નથી. છતાં જે કંઈ સમજાયું છે, સ્વીકારાયું છે તે ઉપરથી, ઉપરોક્ત અશોકવાળા શિલાલેખ કરતાં, ખારવેલના આ લેખનું ઐતિહાસિક મૂલ્ય જરા પણ ઉતરતુ નથી.

અશોકના શિલાલેખની જેમ ખારવેલના આ શિલાલેખથી એ લેખ કોતરાવનાર નૃપતિના જીવનચરિત્રની કેટલીક માહીતી મળે છે. એના પડોશના રાજ્ય સંબંધી પણ થોડી વિગત જાણી શકાય છે.

ખારવેલનો શિલાલેખ, ખારવેલ પોતે જૈનધર્માવલંબી હતો એમ નિઃસદેહપણે સિદ્ધ કરે છે. જ્યારે રાજગાદીએ આવ્યો ત્યારે જો કે કલિંગ સ્વતંત્ર હતુ, તો પણ તે પહેલાં થોડા જ સમય અગાઉ કલિંગ ઉપર ભયંકર આક્રમણ થયુ હતુ અને એને લીધે કલિંગની રૈયત પાયમાલ બની ગઈ હતી. પ્રસિદ્ધ પ્રસિદ્ધ ચૈત્ય-મંદિરો, પ્રાસાદો વગેરે વેરાન બન્યાં હતાં એટલુ જ નહીં પણ પ્રચલિત ધર્મ તેમજ સાધુ સંપ્રદાયને પણ ઘણું ઘણું સહન કરવું પડયું હતું. એ બધુ આ લેખની પંક્તિઓમાં બરાબર જળવાઈ રહ્યું છે. કલિંગ

ઉપર વરસી ચૂકેલા આ સીતમની કહાણી અશોકવાળો શિલા-લેખ પણ ઉચ્ચારે છે. અસંખ્ય કલિંગવાસીઓ કપાઈ મુઆ હતા, બેડીઓથી બંધાયા હતા અને નગરો ઉજ્જડ બન્યાં હતાં તેમજ ધર્મધ્યાન કરનારા સાધુઓ હેરાન થયા હતા એ હકીકત અશોકના પોતાના લેખમાં પણ છે. એવું અનુમાન નીકળે છે કે અશોકની સવારી પછી કલિંગની જે દુર્દશા થવા પામી હતી તે ખારવેલે સુધારી. તેણે દેશનાં ચૈત્ય મંદિરો વગેરેની પુનઃ પ્રતિષ્ઠા કરી. કલિંગનું ઝાંખુ પડેલું ઐશ્વર્ય ફરી એકવાર તેણે પ્રકટાવ્યું.

કલિંગમાં પહેલેથી જ એટલે કે ઘણા લાંબા વખતથી જૈનધર્મનો પ્રચાર હતો એ વાત પણ આ શિલાલેખમાં છે. અશોકના પ્રબળ આક્રમણને લીધે પ્રચલિત જૈનધર્મને પણ વેઠવું પડયું હોય એમ લાગે છે. મહારાજા ખારવેલે એ લુપ્ત થતા ધર્મનો પુનરુદ્ધાર કર્યો. જીનશાસનના સાધુ સંપ્રદાય માટે તેણે ઉપાશ્રયો બંધાવ્યા અને જે જીર્ણ થઈ ગયા હતા તેની મરામત કરાવી.

ખારવેલ કેવળ ધાર્મિક ન હતો. તે શૌર્ય વીર્યમાં પણ કોઈ રીતે ઉતરતો ન હતો. એ વખતના પ્રસિદ્ધ રાજા શાતકર્ણીની પણ એણે મુદ્દલ પરવા ન કરી. દેશે દેશમાં— દિશાઓમાં એના વિજયગૌરવનો ટંકાર ગાજી રહ્યો. સ્વર્ગપુરની ગુફામાંથી જે શિલાલેખ મળ્યો છે તે તો ખારવેલને એક ચક્રવર્તી રાજા તરિકે ઓળખાવે છે. જે મગધરાજના અત્યા-ચારને લીધે સમૃદ્ધ કલિંગ સ્મશાન જેવું નિસ્તેજ બન્યું હતું તે જ મદોન્મત્ત મગધની સામે ખારવેલે યુદ્ધ જાહેર કર્યું. ખારવેલના પ્રતાપથી ગભરાયેલો મગધરાજ મગધ મૂકીને મથુરા

તરફ નાસી ગયો પછી ખારવેલે મગધના ગંગાજળમા પોતાના હાથીઓને નવરાવ્યા, હાથીની તૃષા છીપાવી. ખારવેલવાળા શિલાલેખમાં તો એટલે સુધી લખ્યું છે કે મગધરાજે પગે પડી ખારવેલની માફી માગી. મગધ સાથેના વેરનો કલિંગે એ રીતે બદલો વાળ્યો.

આવો પરાક્રમી ખારવેલ એટલો જ ધર્મપરાયણ હતો. એ સર્વ વિદ્યાઓમાં પારંગત હતો. પ્રજાના ભલા અર્થે તેણે દાન આપવામા પાછું વાળીને નથી જોયું. એણે જ તળાવો ખોદાવ્યાં, જુના ઘરોની મરામત કરાવી, નવાં ઘરો બંધાવ્યાં, જે પાણીની નહેરો બંધ પડી હતી તે પાછી ચાલુ કરી, ઉત્સવો શરૂ કર્યા અને ધર્મસભાઓ પણ ભરવા માંડી.

ખારવેલની બીજી એક વિશેષતા એ છે કે એ પોતે જૈનધર્માવલંબી હોવા છતાં તેણે બીજા ધર્મ પ્રત્યે પણ આદરભાવ બતાવ્યો છે. બ્રાહ્મણોને તેણે ઘણાં દાન આપ્યાં છે. વારાણસી તો વેદાનુયાયીઓનું અને બૌદ્ધોનું પણ તીર્થધામ છે એ જ વારાણસીમાં ખારવેલે ઘણાં પુણ્યકાર્ય કર્યાં. સર્વ ધર્મો વિષેની સમભાવના ભારતીય રાજ્ય સંસ્થાની એક વિશેષતા છે. મહારાજા ખારવેલના લેખમાં એવું સ્પષ્ટપણે જાહેર કરવામાં આવ્યું છે કે પાખંડીઓ–અર્થાત્ જૂદા જૂદા ધર્મવાળાઓ પણ ખારવેલના સતત ગુણગાન કરે છે.

મહારાજા ખારવેલે, હસ્તિસિંહના પ્રપૌત્ર લલકની કન્યા સાથે લગ્ન કર્યું હતું મહારાજાની જેમ મહારાણી પણ ખૂબ ધર્મપરાયણા હતી ખારવેલની જેમ એ મહારાણીએ જૈન મુનિઓની ખાતર ગુફામંદિર બંધાવ્યા હતા.

ખારવેલના સમય વિષે વિદ્વાનોમાં મતભેદ છે. મગધરાજ અશોકની પછી ખારવેલનો સમય આવે છે એમ તો પ્રિન્સેપ વગેરે સૌ કબૂલ કરે છે જૂઓ ડૂબ્રેઇલના મત પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૭૦ માં ખારવેલ રાજ્યગાદી ઉપર બેઠો હોવો જોઇએ. ભગવાનલાલ ઇંદ્રજી કહે છે કે મૌર્ય-સંવતના ૧૬૪ વર્ષ વીત્યા પછી ખારવેલનો આ શિલાલેખ કોતરાયો હશે ઇ. સ. પૂર્વે ૨૫૬ માં અશોકે કલિંગ જિત્યુ હતું. ભગવાનલાલના કહેવા પ્રમાણે ૨૫૬-૧૬૪=૯૨ (ઇ. સ. પૂર્વે) ખારવેલનો સમય ગણાય. ઉપરોક્ત શિલાલેખમા, સોળમી પંક્તિમા "पनतलुदात . राजा...रिय ल मछिनेन च चयप अगिसति कतिरियम् नपादछति" એવા જે શબ્દો છે તેનો ભગવાનલાલ ઇંદ્રજી સંસ્કૃતમાં આવો અનુવાદ કરે છે.

"विच्छिन्नं च चतुःपष्टि अत्र शतकोत्तरं"=विच्छिन्नायाम् च चतुःपष्ठयाम् अत्र-शतकोत्तरायाम्" એટલે કે મૌર્ય રાજ્યના ૧૬૪ વર્ષ વીત્યા. ઇ સ પૂર્વે ૨૫૬ મુ વર્ષ એ મૌર્ય સંવત એમનું માનવું છે. ૨૫૬-૧૬૪=૯૨ (ઇ. સ. પૂર્વે) મા ખારવેલ મહારાજાના રાજત્વનુ તેરમુ વર્ષ ગણીએ તો ૯૨+૧૩=૧૦૫ (ઇ. સ. પૂર્વે) માં ખારવેલ કલિંગની રાજગાદી ઉપર આવ્યો એમ કહી શકાય.

બુલર કહે છે કે ચંદ્રગુપ્તના અભિષેક વખતે મૌર્ય સંવત્ પ્રવર્તેલો હોવો જોઇએ. ઘણું કરીને ઇ. સ. પૂર્વે ૩૨૦માં ચંદ્રગુપ્ત ગાદીએ બેઠો એટલે બુલર સાહેબની ગણત્રી પ્રમાણે ૩૨૦-૧૫૧=૧૬૯ (ઇ. સ. પૂર્વે) મા ખારવેલ ગાદી ઉપર આવ્યો હશે. ડૂબ્રેઇલ પણ એ જ મત ધરાવે છે.

ડૉક્ટર ફ્લીટ "पनतनुशत...राजा...रियल मछिनेन च चयख अगिसति कतवियम न पादछति" એ શબ્દોનો આવો અર્થ કરે છે.

"મૌર્ય રાજાઓની વખતથી જે લુપ્તપ્રાય થઇ રહ્યા હતા તે સાત અંગવાળા જૈન આગમના ચોસઠ અધ્યાય અને બીજા પરિચ્છેદોનો પણ એણે પુનરૂદ્ધાર કર્યો." ફ્લીટ કહે છે કે આ પદોમાં ભગવાનલાલ ઇંદ્રજી કહે છે તેવો કોઈ પ્રકારનો સમયનિર્દેશ નથી.

અગીયારમી પંક્તિના અનુવાદમાં ભગવાનલાલ કહે છે કે ૧૩૦૦ વરસથી પૂર્વના રાજાઓ ગદ્દભનગરમાં જે કરવેરા અથવા તનપદભાવન લેતા તે ખારવેલે રદ કર્યો." ફ્લીટ આ અનુવાદ નથી માનતા. તેઓ એ વાક્યનો આવો અર્થ કરે છે :

"૧૧૩ વરસથી જે શહેર ખંડીયેર બન્યું હતું, જેમાં માત્ર પ્રવાસીઓ જ ઉતરતા તે ઉદ્દગ નગરનો (અથવા તો પૂર્વજોએ પ્રતિષ્ઠિત કરેલા નગરનો) તેણે ફરી ઉદ્ધાર કર્યો" ડૉ. ફલીટ, વધુમાં એમ પણ કહે છે કે, આમાં ખારવેલના સમયનો કંઇક આછો નિર્દેશ મળે છે ઇ. સ. પહેલા ૨૫૬ માં અશોકે કલિંગ જીત્યું. એટલે એ જ સમયમાં ઉદ્દંગ નગર ખંડીયેર બન્યું હોવુ જોઇએ. એ પછી ૧૧૩ વર્ષે ખારવેલે એનો પુનરૂદ્ધાર કર્યો. મતલબ કે ૨૫૬–૧૧૩=૧૪૩ (ઇ. સ. પૂર્વે)માં ખારવેલેના રાજત્વનું અગીયારમું વર્ષ ચાલતું હશે. એ હીસાબે ઇ. સ. પૂર્વે ૧૫૪ માં ખારવેલે રાજદંડ ધારણ કર્યો હોવો જોઇએ.

અધ્યાપક લુડાર્સ ઇ. સ. પુર્વે ૨૮૦ વર્ષ અગાઉ ખારવેલનો સમય બતાવે છે *

(આ અલોચનાનો છેલ્લો ભાગ મળી શક્યો નથી. પણ કલિંગમાં ઈ. સ પૂર્વેની શતાબ્દિમાં જૈન ધર્મનો ખૂબ પ્રચાર હતો અને મહાપરાક્રમશાલી ચક્રવર્ત્તી મહારાજાઓએ પણ જૈનધર્મ અપનાવ્યો હતો એમ આ પ્રકારના ઐતિહાસિક આધારોથી નિ:શંકપણે સિદ્ધ થાય છે.)

---

* આ લેખ મૂળ બંગાળીમાં લખાયા પછી શિલાલેખના પાઠ, અર્થ તેમજ બીજાં પ્રમાણો સંબંધે પુરાતત્વવેત્તાઓએ ઘણો ઉહાપોહ કર્યો છે એ બધી વિગત અહીં નથી ઉતારી ઇતિહાસના રસિકોને "જૈન સાહિત્ય સંશોધન" તેમજ "અનેકાંત" ની જુની ફાઇલો જોવા વિનંતિ છે.

—અનુવાદક

# ભાષાનુવાદ

[ ખારવેલનો શિલાલેખ બંગાળીમાં લખાયા પછી તેનો પાઠ અને અર્થ સંબન્ધે પુરાતત્ત્વવિદોમાં ઘણી ચર્ચા થઈ છે. છેવટે વિદ્યાવારિધિ કાશીપ્રસાદ જયસ્વાલે તે લેખના પાઠ અને અર્થનું સંશોધન કરી લેખની ઘણી અસ્પષ્ટ બાબતોને સ્પષ્ટ કરી છે, જેનો અનુવાદ પં. સુખલાલજીએ સાહિત્ય સંશોધકમાં આપેલો છે તેનો ઉતારો અહીં કરવામાં આવે છે— ]

(૧) અરિહંતોને નમસ્કાર, સિદ્ધોને નમસ્કાર, ઐર (ઐલ) મહારાજ, મહામેઘવાહન, (મહેન્દ્ર) ચેદિરાજ–વંશવર્ધન, પ્રશસ્ત શુભલક્ષણવાળા ચતુરંતવ્યાપીગુણવાળા કલિંગાધિપતિ શ્રી ખારવેલે.

(૨) પંદર વર્ષ સુધી શ્રી કડાર (ગૌરવર્ણવાળા) શરીરવડે બાલ્યાવસ્થાની રમતો (ક્રીડાઓ) કરી. ત્યારપછી લેખ્ય (સરકારી હુકમનામાં)[1] રૂપ (ટંકશાલ)[2] ગણના (સર-

૧ લેખ્યનો અર્થ (શાસન) કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં ૧, ૩૧ જુઓ.

૨ કૌટિલ્ય અ ૧, ૩૩, જુઓ.

કારી હિસાબ કિતાબ આવક ખર્ચ[3]) વ્યવહાર (કાયદા) અને વિધિ (ધર્મશાસ્ત્રો) મા વિશારદ થઈ, સર્વ વિદ્યાવદાત (બધી વિદ્યાઓમા પરિશુદ્ધ) એવા [તેઓએ] નવ વર્ષ સુધી યુવરાજ તરીકે શાસન કર્યું. તે વખતે સંપૂર્ણ ચોવીસ વર્ષની ઉમરના થયેલ [તેઓશ્રી] જેઓ બાલ્યાવસ્થાથી વર્ધમાન છે અને જેઓ અભિવિજયમા વેન (રાજ) છે, ત્રીજા

(૩) પુરૂષયુગમાં (ત્રીજી પેઢીમા) કલિંગના રાજવંશમાં મહારાજ્યાભિષેકને પ્રાપ્ત થયા. અભિષેક પછીના પ્રથમ વર્ષમાં વાવાઝોડાથી તૂટી ગયેલ દરવાજાવાળા કિલ્લાની મરામત કરાવી. કલિંગનગરી (રાજધાની) માં ઋષી ખિબીરના તલાવડાં-તળાવો અને પાળો બંધાવ્યાં બધા બાગોની મરામત

(૪) કરાવી. પાંત્રીસ લાખ પ્રકૃતિ (પ્રજા) નુ રંજન કર્યું. બીજા વર્ષમાં સાતકંણિ (સાતકર્ણિ)ની કશી પરવા કર્યા વિના જ પશ્ચિમદિશામા (ચઢાઈ કરવા માટે) ઘોડા, હાથી, પેદળ અને રથવાળી મોટી સેના મોકલી. કન્હવેમ્ણાં (કૃષ્ણવેણા નદી) ઉપર પહોચેલી સેનાવડે મુસિક (મૂષિક) નગરને બહુ ત્રાસ આપ્યો. વળી ત્રીજે વર્ષે

(૫) ગંધર્વ વેદના પડિત એવા [તેઓશ્રીએ] દપ (ડફ?) નૃત્ય, ગીત, વાદિત્રના સદર્શનો (તમાશાઓ) વડે ઉત્સવ, સમાજ (નાટક કુસ્તી, આદિ) કરાવી નગરીને

---

૩ કૌ અ ૧ ૨૮, રૂપ, લેખા અને ગણના ઉપર સૂત્ર હતાં, એવુ મહાવગ્ગની ટીકા ઉપરથી માલૂમ પડે છે મહાવગ્ગ ૧, ૪૯, જૈનસૂત્રમાં લખ્યુ છે કે મહાવીરસ્વામિનુ નામ એટલા માટે વર્ધમાન પડ્યુ કે જન્મથી જ જ્ઞાતવંશની ધન, ધાન્યાદિ વડે વૃદ્ધિ થવા માંડી હતી

રમાડી તથા ચોથે વર્ષે, વિદ્યાધરાધિવાસને જેને કલિંગના પૂર્વવર્ત્તી રાજાઓએ બનાવરાવ્યો હતો, અને જે પહેલાં પડયો ન હતો.[4] ૦૦૦૦૦૦. [5]જેના મુકુટો વ્યર્થ થઈ ગયા છે, જેનાં કવચ, બખ્તરો કાપીને બે પલ્લા કરી દેવામાં આવ્યાં છે જેનાં છત્રો કાપી પાડી દેવામાં આવ્યાં છે,

(૬) અને જેના ભૃંગાર (રાજકીય ચિન્હ સોના ચાંદીના લોટા ઝારી,) ફેંકી દેવામાં આવ્યાં છે, જેનાં રત્ન અને સ્વાપતેય (ધન) છીનવી લેવામાં આવ્યાં છે, એવા બધા રાષ્ટ્રિક ભોજકોને પોતાના પગ ઉપર નમાવ્યા. હવે પાંચમા વર્ષમાં નંદરાજના એકસો ત્રીસ વર્ષ (સંવત) માં ખોદાએલી નહેરને તનસુલિયવાટે રાજધાનીની અંદર લઈ આવ્યા. અભિષેકના [છઠ્ઠા વર્ષે] રાજસૂય યજ્ઞ ઉજવતાં કરના બધા રૂપિયા

(૭) માફ કર્યા, તેમ જ અનેક લાખો [6]અનુગ્રહો પૌર જાનપદને બક્ષ્યા. સાતમા વર્ષમાં રાજ્ય કરતાં [તેઓની] ગૃહિણી વજ્રધરવાળી ધુષિતા (નામચીન યા પ્રસિદ્ધ) માતૃપદવીને પ્રાપ્ત થઈ[7] (?) [કુમાર?] ૦૦૦૦૦૦ આઠમા વર્ષમાં મહા ૦૦૦ સેના ૦૦૦ ગોરધગિરિ[8]

---

૪ અહતપૂર્વનો અર્થ નવું કપડું ચઢાવીને એવો પણ થઇ શકે છે.

૫ અહીં અક્ષરો ગળી ગયા છે

૬ અનુગ્રહનો આ અર્થ કૌટિલ્યમાં છે

૭ આ વાક્યનો પાઠ અને અર્થ સંદિગ્ધ છે.

૮ બરાબર પહાડ જે ગયા પાસે છે અને જેમાં મૌર્ય ચક્રવર્તી અશોકનાં કરાવેલા ગુફા મઠો છે તે મહાભારત અને એક શિલાલેખમાં ગોરથગિરિના નામથી ઉલ્લેખાએલ છે. આ એક ગિરિદુર્ગ છે આની કિલ્લાબંદી હજી પણ મજબૂત છે. મોટી મોટી દીવાલોવડે દ્વારો અને દરારો બંધ છે

(૮) ને તોડીને રાજગૃહને ઘેરી લીધુ. એનાં કર્મોનાં અવદાનો (વીરકથાઓ) ના સંનાદથી યુનાની રાજા (યવનરાજ) ડિમિતે...(ડેમીટ્રીયસ) પોતાની સેના અને છકડા એકઠા કરી મથુરા છોડી દેવા માટે પાછાં પગલા ભર્યાં. ૦૦૦૦૦૦ નવમા વર્ષમાં [ તે શ્રી ખારવેલે ] આપ્યાં છે ૦૦૦૦૦૦ પલ્લવપૂર્ણ

(૯) કલ્પવૃક્ષો[૯] ઘોડા, હાથીઓ, રથો હાંકનાર સહિત, તેમજ મકાનો અને શાળાઓ અગ્નિકુંડો સહિત. એ બધું સ્વીકારાવવા માટે બ્રાહ્મણજાતિને જાગીરો આપી અર્હતના ૦૦૮૦૦૦

(૧૦) રાજભવનરૂપ **મહાવિજય** (નામનો) પ્રાસાદ તેઓએ આડત્રીસ લાખ (પણ) વડે બનાવરાવ્યો. દશમા વર્ષમાં દંડ–સંધિ–સામ પ્રધાન (તેઓએ) ભૂમિજય કરવા માટે ભારત-વર્ષમાં પ્રસ્થાન કર્યું ૦૦૦૦૦૦. જેઓના ઉપર ચઢાઈ કરી તેઓનાં મણિરત્નો પ્રાપ્ત કર્યાં.

(૧૧) ૦૦૦૦૦૦૮૦૦ ([૧૦]અગીયારમા વર્ષમા) (કોઇ) ખરાબ રાજાએ બનાવરાવેલ મંડ (મંડીયા બજાર) ને મોટા ગધેડાઓના હળવડે ખેડાવી નાખ્યો. લોકોને છેતરનાર એકસો તેર વરસના તમરના દેહસંઘાતને તોડી નાખ્યો. બારમા વર્ષમાં ૦૦૦૦૦૦૦૦૦૦૦૦ થી ઉત્તરાપથના રાજાઓને બહુ ત્રસ્ત કર્યાં.

(૧૨) ૦૦૦૦૦૦ તે મગધવાસીઓને ભારે ભય ઉત્પન્ન કરતો છતો હાથીઓને સુગાંગેય (પ્રાસાદ) [૧૧]સુધી લઈ ગયો.

---

૯ આ સોનાનાં થતાં ચતુર્વર્ગ ચિંતામણી દાનકાંડ ૫, આ મહાદાનમાં છે.

૧૦ અહિંથી માંડી છેલ્લે સુધી દરેક પંક્તિમાં લગભગ ૧૨ અક્ષરો પંક્તિની શરૂઆતમાં પત્થરનાં ચપતરાં સાથે ઉડી ગએલાં છે.

૧૧ મુદ્રારાક્ષસ નાટકમાં નંદ અને ચંદ્રગુપ્તનો 'સુગાંગ'

અને મગધરાજ બૃહસ્પતિમિત્રને[12] પોતાના પગ ઉપર નમાવ્યો. તથા રાજા નંદદ્વારા લઈ જવામાં આવેલ કલિંગજિન મૂર્તિને ૦૦૦ અને ગૃહરત્નોને લઇ પ્રતિહારોવડે અંગ-મગધનું ધન લઇ આવ્યો.

(૧૩) ૦૦૦૦૦૦૦૦૦ અંદરથી લખેલ (કોરેલ) સુંદર શિખરો બનાવરાવ્યાં. સાથેજ સો કારીગરોને જાગીરો આપી અદ્‌ભુત અને આશ્ચર્ય (થાય તેવી રીતે તે) હાથીઓવાળા વહાણ ભરેલ નજરાણાં હય, હાથી, રત્ન, માણિક્ય પાંડ્યરાજાને ત્યાંથી આ વખતે અનેક મોતી, મણિ, રત્ન હરણ કરાવી લાવ્યો. અહિં એ શક્ત (લાયક મહારાજે)

(૧૪) ૦૦૦૦૦૦૦૦૦ ગીઓને વશ કર્યાં તેરમા વર્ષે પવિત્ર કુમારી પર્વત[13] ઉપર જ્યા (જૈન ધર્મનું) વિજયચક્ર સુપ્રવૃત્ત છે, પ્રક્ષીણસંસૃતિ (જન્મ મરણને વટાવી ગયેલ) કાયનિષીદી (સ્તૂપ) ઉપર (રહેનારાઓ) પાપ બતાવનારાઓ (પાપજ્ઞાપકો) માટે વ્રત પૂરાં થઇ ગયા બાદ મળનાર રાજભૃતિઓ કાયમ કરી દીધી (શાસનો બાંધી આપ્યાં). પૂજામાં

---

નામક મહેલ પાટલિપુત્રમાં બતાવવામાં આવ્યો છે

૧૨ બૃહસ્પતિ મિત્રના સિક્કાઓ મળે છે કે જે અગ્નિમિત્રના સિક્કાના પહેલાંના માનવામાં આવે છે અને એ એજ જાતના છે

૧૩ આ નામ ખંડગિરિ-ઉદયગિરિનું છે જ્યાં આ લેખ છે. ભુવનેશ્વરની પાસે આ નહાના પહાડો છે.

૧૪ લેખના આદિ અંતમાં એક એક મંગલ ચિન્હ બનાવવામાં આવ્યું છે પહેલું બદ્ધમંગલ છે અને બીજાનું નામ હજી જાણી શકાયું નથી

રત ઉપાસક ખારવેલે જીવ અને શરીરની શ્રીની પરીક્ષા કરી લીધી (જીવ અને શરીર પારખી લીધુ.)

(૧૫) ०००००० સુકૃતિ શ્રમણુ સુવિહિત શત દિશાઓના જ્ઞાની, તપસ્વી, ઋષિ સંઘી લોકોનાં ०००००० અરિહંતની નિષીદી પાસે, પહાડ ઉપર, ઉમદા ખાણોમાંથી કાઢી લાવવામાં આવેલા અનેક યોજનોથી લાવવામાં આવેલ ०००००० સિંહ-પ્રસ્થવાળી રાણી સિંધુલાને માટે નિશ્રય ०००

(૧૬) ०००००० ઘંટયુક્ત (०) વૈડુર્યરત્નવાળા ચાર થાંભલાઓ સ્થાપન કર્યા ૫ચોતેરલાખના (ખર્ચ)થી. મૌર્ય-કાળમાં ઉચ્છેદ પામેલ ચોસઠિ (ચોસઠ અધ્યાયવાળા) અગ-સપ્તિકનો ચોથો ભાગ ફરીથી તૈયાર કરાવ્યો. આ ક્ષેમરાજે, વૃદ્ધિરાજે, ભિક્ષુરાજે, ધર્મરાજે, કલ્યાણો દેખતાં સાંભળતા અને અનુભવ કરતાં.

(૧૭) ०००००००००००० છે ગુણ વિશેષ કુશળ, બધા પથોનો આદર કરનાર બધા (પ્રકારના) મંદિરોની મરામત કરાવનાર, અસ્ખલિત' રથ અને સૈન્યવાળા ચક્ર (રાજ્ય)ના ધુર (નેતા) ગુપ્ત-(રક્ષિત) ચક્રવાળા, પ્રવૃત્તચક્રવાળા રાજ-ર્ષિવંશવિનિસૃત રાજા ખારવેલ.

# જૈનોનો કર્મવાદ

## (૨)

કર્મ પુદ્‌ગલ સ્વરૂપ છે, જીવ-પદાર્થનું વિરોધી છે. જીવના રાગ-દ્વેષાદિ વિ-ભાવને લીધે જીવને વિષે કર્મનો આશ્રવ થાય છે: અથવા જીવ કર્મ બાંધે છે એમ કહીએ તો પણ ચાલે. રાગ-દ્વેષાદિ જીવના વિ-ભાવ, દ્રવ્ય કર્માસ્ત્રવનાં નિમિત્ત કારણ છે. જીવના વિ-ભાવો ભાવકર્મને નામે ઓળખાવા છતાં, દ્રવ્ય કર્મના એટલે કે પુદ્‌ગલ સ્વભાવવાળા કર્મના ઉપાદાન કારણ રૂપ નથી. કારણ કે પુદ્‌ગલ જ પુદ્‌ગલનું ઉપાદાન કારણ હોઈ શકે. પુદ્‌ગલ-વિરોધી જીવ વિભાવ, શી રીતે પુદ્‌ગલનું ઉપાદાન કારણ બની શકે ? જીવના વિભાવો, અર્થાત્ ભાવકર્મનો ઉદય જીવને વિષે દ્રવ્ય કર્મનો આશ્રવ કરાવે, તેથી જ તો જીવના વિભાવ દ્રવ્ય-કર્માસ્ત્રવમાં નિમિત્ત કારણ મનાયા છે, અને દ્રવ્ય કર્મ પણ ભાવકર્મમાં નિમિત્ત-રૂપ છે. આ જૈન સિદ્ધાંત છે.

જીવને વિષે કર્મનો આસ્રવ થવાથી જીવ 'બંધ' દશાને પામે.

प्रकृति-स्थित्यनुभाग-प्रदेशास्तद्विधय (તત્વાર્થ સૂત્રે)

પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશભેદે કરીને બંધ પણ ચાર પ્રકારના છે. કર્મ અનુસારે જ બંધનો વિચાર કરાય કર્મની પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશની દષ્ટિએ કર્મબંધ ચાર પ્રકારે વિવેચી શકાય.

### કર્મની પ્રકૃતિ

કર્મ, ઘાતી અને અઘાતી એમ બે પ્રકારે છે. જીવના અનંતજ્ઞાન આદિ સ્વભાવિક ગુણોનો ઘાત કરે તેથી તે ઘાતી કર્મના નામે ઓળખાય આ ઘાતી કર્મ પણ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયના ભેદે ચાર પ્રકારના છે. વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર અઘાતી કર્મના નામે ઓળખાય છે. કર્મ આઠ પ્રકારના હોવા છતાં તેના અવાન્તર ભેદ ૧૪૮ છે.

(૧) જ્ઞાનાવરણીય કર્મ, જીવના પાંચ પ્રકારના જ્ઞાનને ઢાંકી રાખે. એના પણ પાંચ ભેદ છે.

(૧) મતિ-જ્ઞાનાવરણીય—મતિજ્ઞાનને ઢાંકી રાખે.

(૨) શ્રુત-જ્ઞાનાવરણીય—શ્રુતજ્ઞાન અર્થાત્ આગમ જ્ઞાનને આવરે.

(૩) અવધિ-જ્ઞાનાવરણીય—અવધિજ્ઞાનને આવરી રાખે

(૪) મનઃપર્યવ—જ્ઞાનાવરણીય—બીજાના મનના ભાવ પારખવાની જ્ઞાનશક્તિને ઢાંકી રાખે.

(૫) કેવલ-જ્ઞાનાવરણીય—કેવળજ્ઞાનને—સર્વજ્ઞતાને આવરે.

૨) દર્શનાવરણીય કર્મ, જીવના દર્શન (નિર્વિશેષ સત્તા-માત્ર મહાસામાન્યનો અનુભવ) ને આવરે. એના નવ પ્રકાર છે.

(૬) ચક્ષુર્દર્શનાવરણ—આંખની જોવાની શક્તિનો અવરોધ કરે.

(૭) અચક્ષુર્દર્શનાવરણ—આંખ સિવાયની બીજી ઇન્દ્રિયની દર્શન શક્તિને આવરી રાખે

(૮) અવધિદર્શનાવરણ—અવધિદર્શનને આચ્છાદી રાખે.

(૯) કેવલદર્શનાવરણ—કેવળદર્શનને આચ્છાદી રાખે.

પાંચ પ્રકારની નિદ્રા દર્શનાવરણીય કર્મમાં સમાય છે: જેમકે—

(૧૦) નિદ્રા.

(૧૧) નિદ્રા-નિદ્રા એક પ્રકારની ગંભીર નિદ્રા

(૧૨) પ્રચલા-એક પ્રકારની તંદ્રા

(૧૩) પ્રચલા પ્રચલા-એક પ્રકારની ગંભીર તંદ્રા

(૧૪) ગ્ત્યાનગૃદ્ધિ-આ ઉંઘમાં પણ વ્યક્તિ હરે ફરે: પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમાં એને મળતું એક નામ છે: Somnabulism.

(૩) મોહનીય કર્મ, જીવના સમ્યક્ત્વ અને ચારિત્રગુણનો ઘાત કરે. દર્શન મોહનીય અને ચારિત્રમોહનીય એ ભેદે મોહનીય કર્મના પ્રથમતઃ બે પ્રકાર છે: દર્શનમોહનીય કર્મના પરિણામે જીવનું સમ્યગ્દર્શન અર્થાત્ તત્વાર્થ વિષેની શ્રદ્ધા વિકૃત બને દર્શન મોહનીયના ત્રણ પ્રકાર.

(૧૫) મિથ્યાત્વ કર્મ-અતત્ત્વમાં, મિથ્યા પદાર્થમાં જીવની શ્રદ્ધા બેસે.

(૧૬) સમ્યક્‌મિથ્યાત્વ કર્મ—આ કર્મનાં ઉદયથી વસ્તુ વિષયમાં જીવને સમ્યક્‌ તેમજ મિથ્યા રૂપ મિશ્રિત શ્રદ્ધા રહે.

(૧૭) સમ્યક્‌ પ્રકૃતિ (સમ્યક્‌ત્વમોહનીય) આ કર્મના ઉદયથી જીવના સમ્યક્‌ત્વ મૂળ ગુણનો ઘાત ન થાય પણ ચલમલાદિ દોષ રહે.

ચારિત્ર મોહનીય કર્મના પરિણામે જીવનો ચારિત્રગુણ વિકૃત થાય. નોકષાય વેદનીય અને કષાય વેદનીય એવા બે ભેદે ચારિત્ર મોહનીય કર્મના પણ બે ભેદ છે. ક્રોધ, માન, માયા અને લોભ એ કષાયોના નામે ઓળખાય છે. ઉગ્રતા વગરના કષાય નોકષાય તરિકે અથવા સ્વલ્પ કષાય તરિકે ઓળખાય છે.

અકષાય વેદનીયના નવ પ્રકાર:

(૧૮) હાસ્યકષાય: એના ઉદયથી જીવને હાસ્યભાવ જન્મે.

(૧૯) રતિકષાય: એના ઉદયથી જીવને પર પદાર્થમાં આસક્તિ થાય.

(૨૦) અરતિકષાય: એના ઉદયથી જીવને પર પદાર્થમાં વિરાગ—અણગમો થાય

(૨૧) શોકકષાય: એના ઉદયથી જીવને શોક થાય.

(૨૨) ભયકષાય: એના ઉદયથી જીવને બીક લાગે.

(૨૩) જુગુપ્સાકષાય: એના ઉદયથી જીવને જુગુપ્સા અથવા સૂગ ચડે.

(૨૪) સ્ત્રી—વેદકષાય: એના ઉદયથી પુરૂષ સેવનની લાલસા જાગે.

(૨૫) પુ—વેદકષાય: સ્ત્રીની સાથે કામ સેવવાની લાલસા થાય.

(૨૬) નપુંસકવેદકષાય : સ્ત્રી–પુરૂષ ઉભયની સાથે કામ
સેવવાની ઇચ્છા થાય

કષાય વેદનીયના સોળ પ્રકાર છે. ક્રોધ અથવા કોપ, માન અથવા ગર્વ, માયા અથવા વંચના અને લોભ અથવા લોલુપતા. એ ચાર કષાયનો ઉલ્લેખ પૂર્વે થઇ ચૂકયો છે. ક્રોધાદિ પાછા ચાર પ્રકારના હોવાથી કષાયવેદનીયના બધા મળીને સોળ પ્રકાર થાય.

(૨૭–૩૦) 'અનન્તાનુબન્ધી' ક્રોધ માન, માયા, લોભ કષાયના ઉદયથી જીવના સ્વરૂપાનુભવરૂપ સમ્યગ્દર્શનનો ઘાત થાય. જીવ અનંત સંસારમા રઝળે

(૩૧–૩૪) 'પ્રત્યાખ્યાન' ક્રોધ માન માયા લોભ કષાયના ઉદયથી એક દેશ ચારિત્ર (અણુવ્રતરૂપ ચારિત્ર) નો પણ જીવને સંભવ ન રહે આ કર્મ અણુવ્રતનો રોધ કરે છે.

(૩૫–૩૮) 'અત્યાખ્યાન' ક્રોધ માન માયા લોભ કષાય આત્માના સકલ ચારિત્રનો ઘાત કરે. એ મહાવ્રતનો વિરોધી છે. ચાર કષાય પૈકીનો કોઈ એક કષાય મહાવ્રતનો અવરોધ કરે છે,

(૩૯–૪૨) સંજવલન કષાય ચતુષ્ટય : આત્માના યથાખ્યાત ચારિત્રનો ઘાત કરે છે ક્રોધાદિ કોઇપણ કષાય યથાખ્યાત સમ્યક્ ચારિત્રનો ઘાત કરે.

જૈનાચાર્યો એનુ વર્ણન આપતાં કહે છે કે અનન્તાનુબન્ધી ક્રોધ, પત્થરવાળી જમીનમાં હળ ખેડયું હોય અને જેવી રીતે હળની રેખા ઘણા લાંબા વખત સુધી રહી જાય તેમ

દીર્ઘકાળ સ્થાયી અને અપરિવર્ત્તનીય રહે છે. 'માટીવાળી ભૂમિમાં હલ હાંક્યું હોય અને જેવી રેખા પડે તેવો અપ્રત્યાખ્યાન ક્રોધ કષાય સમજવો. રેતી ઉપર હળનો જે 'ચીલો પડે તેના જેવો પ્રત્યાખ્યાન ક્રોધ કષાય સમજવો અને પાણીને વિષે જેવી હળની રેખા પડે તેવો સંજ્વલન' ક્રોધ જાણવો.

અનંતાનુબંધી માન પર્વતના જેવો અડોલ રહે છે: અપ્રત્યાખ્યાન માન કષાય અનંતાનુબંધી કરતાં સ્હેજ નરમ હોય છે: હાડપિંજરની સાથે એની સરખામણી કરી શકાય. પ્રત્યાખ્યાન માન વધુ નરમ હોય છે: લાકડાની જેમ વળે છે. સંજ્વલન માનકષાય નેતર જેવો હોય છે.

અનંતાનુબંધી માયા વાંસનાં મૂળીયાં જેવી કુટિલ, અપ્રત્યાખ્યાન માયા ભેંસના શીંગડા જેવી વક્ર, પ્રત્યાખ્યાન માયા ગોમૂત્રની ધારા જેવી અને સંજ્વલન માયા [1]ખરીના ચિન્હ જેવી કુટિલ હોય છે.

અનંતાનુબંધી લોભ લોહીના ડાઘ (કૃમિરંગના) જેવો સ્હેજે ધોવાય નહીં એવો, અપ્રત્યાખ્યાન લોભ ગાડાના ચક્રને લાગેલી મળી જેવો, પ્રત્યાખ્યાન લોભ શરીરે લાગેલા કીચડ જેવો અને સંજ્વલન લોભ હળદરના લેપ જેવો–સહેજે ધોવાય એવો હોય છે.

(૪) અંતરાય કર્મ જીવની દાનાદિક સ્વાભાવિક શક્તિને રોકી રાખે છે. એ પાંચ પ્રકારે છે·

(૪૩) દાનાન્તરાય દાન (ત્યાગ) કરવાની ઇચ્છાનો ઘાત કરે

---

૧ અવલેખની–વાંસની છાલના જેવી વક્ર હોય છે. તત્વાર્થ.

(૪૪) લાભાન્તરાય : લાભની આડે આવે

(૪૫) ભોગાંતરાય : ભોગ્ય વસ્તુ ભોગવવા ન દે. જીવ વિષયનો ભોગ કરવા મથે, પણ આ કર્મના ઉદયથી ભોગનો માર્ગ કંટકમય બને. જે વિષયનો એક જ વાર ભોગ થઈ શકે તે ભોગ કહેવાય જેમકે આહાર, પાણી, મુખવાસ વિ૰

(૪૬) ઉપભોગાંતરાયઃ ઉપભોગ્ય વસ્તુના ઉપભોગમાં વિઘ્ન નાખે, જે વસ્તુનો અનેકવાર ઉપભોગ થઈ શકે તે ઉપભોગ્ય કહેવાયઃ જેમકે વસ્ત્ર, વાહન, આસન વિગેરે.

(૪૭) વીર્યાન્તરાય જીવના વીર્ય, સામર્થ્ય કે શક્તિને સ્ફુરવા ન દે

ઘાતી કર્મના એ ૪૭ ભેદ થયા ઘાતી કર્મ જીવના સ્વાભાવિક જ્ઞાન, દર્શન, શ્રદ્ધા, ચારિત્ર, વીર્ય વિગેરે ગુણને ઢાંકી રાખે છે. અઘાતી કર્મ જીવના સ્વાભાવિક ગુણોનો લોપ નથી કરતા. અઘાતી કર્મ કેવળ શરીરની સાથે સંબંધ રાખે છે. વેદનીય, ગોત્ર, આયુઃ અને નામ એ ચારે અઘાતી કર્મ છે.

(૫) **વેદનીય કર્મ** : સુખ-દુઃખની કારણભૂત સામગ્રી ઉપજાવે એના પણ બે પ્રકારઃ—

(૪૮) શાતા વેદનીય સુખસાધન પુરાં પાડવામાં સહાયક થાયઃ

(૪૯) અશાતા વેદનીય : દુઃખનાં સાધન ઉપજાવવામાં કારણભૂત થાય.

(૬) **ગોત્ર કર્મ** : કેવા વંશમાં જન્મ થશે તે ગોત્ર કર્મ ઉપર આધાર રાખે છે. એ પણ બે પ્રકારે છેઃ

(૫૦) ઉચ્ચ ગોત્રઃ આ કર્મના પ્રતાપે જીવ ઉચ્ચા કુળમાં જન્મે.

(૫૧) નીચ ગોત્ર : આ કર્મના બળે જીવ નીચ કુળમાં જન્મે.

(૭) આયુષકર્મ : જીવનું આયુષ નિર્ધારે. નારકી, તિર્યંચ, દેવ કે મનુષ્યનો ભવ પામવો તેનો આધાર આયુષ કર્મ ઉપર છે. એ ચાર પ્રકારનું છે—

(૫૨) દેવાયુષ : એના ઉદયથી જીવ દેવતાનો આયુષકાળ પ્રાપ્ત કરે.

(૫૩) નારકાયુષ : એના ઉદયથી જીવ નરકવાસીનું આયુષ મેળવે.

(૫૪) મનુષ્યાયુષ : આ કર્મના પરિણામે જીવ મનુષ્ય–આયુષ મેળવે.

(૫૫) તિર્યગાયુષ. આ કર્મને લીધે જીવ તિર્યંચજાતિનું આયુષ મેળવે.

(૮) નામકર્મ : જીવની ગતિ, જાતિ, શરીરાદિમાં કારણભૂત બને. ગતિ, જાતિ, શરીરાદિના ભેદે નામકર્મના બધા મળીને ૯૩ (ત્રિનવતિ) પ્રકાર છે.

પ્રથમ ગતિકર્મ : એનાથી જીવની સંસારગતિ નક્કી થાય: ગતિ ચાર છે:

(૫૬) નરક ગતિ એના ઉદયથી જીવ નારકી શરીર ધારણ કરે.

(૫૭) તિર્યંચ ગતિ. એના ઉદયથી જીવ પશુ પક્ષી જેવી તિર્યંચગતિને મેળવે.

(૫૮) મનુષ્ય ગતિ : એના ઉદયથી જીવ મનુષ્યનું શરીર પામે.

(૫૯) દેવ ગતિ : એના ઉદયથી જીવ દેવનું શરીર પ્રાપ્ત કરે.

દ્વિતીય જાતિકર્મ : એનાથી જીવની જાતિ નિયમાય છે. જાતિ પાંચ પ્રકારની :

(૬૦) એકેન્દ્રિય જાતિ: એકેન્દ્રિય જાતિકર્મના ઉદયથી જીવ એક માત્ર સ્પર્શનેન્દ્રિય પ્રાપ્ત કરે.

(૬૧) બેઇન્દ્રિય જાતિ: એના ઉદયથી જીવ સ્પર્શ અને રસના એ બે ઇન્દ્રિય મેળવે.

(૬૨) તેઇન્દ્રિય જાતિ: એના ઉદયથી જીવ સ્પર્શ, રસના અને ઘ્રાણુ એમ ત્રણુ ઇન્દ્રિય મેળવે.

(૬૩) ચૌરિંદ્રિય જાતિ: એના ઉદયથી જીવ સ્પર્શ, રસના, ઘ્રાણુ, અને ચક્ષુ એમ ચાર ઇન્દ્રિય મેળવે.

(૬૪) પંચેન્દ્રિય જાતિ: એના ઉદયથી જીવ પાંચ ઇન્દ્રિય મેળવે.

ત્રીજું શરીર કર્મ: એનાથી જીવનું શરીર નિર્દિષ્ટ થાય. શરીરના પાચ પ્રકાર છે એટલે શરીરકર્મ પણુ પાંચ પ્રકારનું:

(૬૫) ઔદારિક શરીર: એના ઉદયથી જીવ મનુષ્ય અને તિર્યંચનું સ્થૂલ શરીર મેળવે.

(૬૬) વૈક્રિયિક શરીર: શરીરને ન્હાનું યા મ્હોટું બનાવી શકાય એ વૈક્રિયિક શરીર. આ કર્મના ઉદયથી જીવ દેવ તથા નારકીનું વૈક્રિયિક શરીર મેળવે.

(૬૭) આહારક શરીર*: છઠ્ઠા ગુણઠાણુવાળા મુનિને જો તત્ત્વાર્થ સંબંધી કંઈ શંકા થાય તો શંકાનું સમા-

---

*આહારક શરીર નામકર્મ—શ્વેતામ્બર માન્યતા પ્રમાણે ચૌદ પૂર્વધર મુનિને તત્ત્વાર્થ સંબંધી કંઈક શંકા થાય કે તીર્થંકરના દર્શનની ઇચ્છા થાય ત્યારે શંકાના સમાધાન માટે કે દર્શન માટે મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા તીર્થંકરની સમીપે જવા માટે આ કર્મના ઉદયથી એક હાથ પ્રમાણુ શરીર કરે છે. કાર્ય પૂર્ણ થયા પછી કર્પૂરની માફક વિખરાઇ જાય છે.

ધાન કરવા, કેવળજ્ઞાની કે શ્રુતકેવલી પાસે જવા સારૂ, આ કર્મના ઉદયથી, મસ્તકમાંથી એક હાથ પ્રમાણવાળું શરીર ઉપજાવી શકે શંકાનું સમાધાન મેળવ્યા પછી એ શરીર પાછુ સ્થૂલ શરીરમાં સમાઈ જાય.

(૬૮) તૈજસ શરીર*- ઔદારિક તેમજ વૈક્રિયિક શરીરને કાંતિ આપનારૂ શરીરઃ આ કર્મના ઉદયથી પ્રાપ્ત થાય.

(૬૯) કાર્મણ શરીરઃ આના ઉદયથી કર્મ પુદ્ગલ ઘટિત કર્મશરીર ઉત્પન્ન થાય

**ચતુર્થ–અંગોપાંગ કર્મ:** એના વડે જીવ શરીરનાં અંગ ઉપાંગો યોજાય. ત્રણ પ્રકારના શરીરના, અંગોપાંગ કર્મ પણ ત્રણ પ્રકારના છેઃ

(૭૦) ઔદારિકઃ એના ઉદયથી ઔદારિક શરીરના અંગો-પાંગ થાય.

(૭૧) વૈક્રિયિકઃ એના ઉદયથી વૈક્રિયિક શરીરના અંગો-પાગ થાય.

(૭૨) આહારકઃ એના ઉદયથી આહારક શરીરના અંગો-પાંગ થાય.

(૭૩) પંચમ-નિર્માણ કર્મઃ એ કર્મને લીધે અંગ અને ઉપાંગો યથાસ્થાને યથા પરિમાણે ગોઠવાય.

છઠ્ઠુ બંધન કર્મ શરીરના ઔદારિક પરમાણુ (ન્હાનામાં ન્હાના અંશ) ને એક બીજા સાથે બરાબર સંયોજે. શરીર પાંચ પ્રકારના હોવાથી બંધનકર્મ પણ પાંચ પ્રકારે છેઃ

---

*તૈજસ શરીર નામકર્મ—આ કર્મના ઉદયથી આહાર પાચન થાય અને તેજોલેશ્યા મૂકવામાં સહાયક થાય તેવુ શરીર થાય છે.

(૭૪) ઔદારિક બન્ધન કર્મ
(૭૫) વૈક્રિયિક બન્ધન કર્મ
(૭૬) આહારક બન્ધન કર્મ
(૭૭) તૈજસ બન્ધન કર્મ
(૭૮) કાર્મણુ બન્ધન કર્મ

**સાતમુ સંઘાત કર્મ**–આને લીધે શરીરનો ન્હાનામાં ન્હાનો ભાગ પણુ પરસ્પર સંકળાયેલો રહે. શરીરની જેમ જ સંઘાતકર્મ પણ પાંચ પ્રકારે છે,–

(૭૯) ઔદારિક સંઘાત કર્મ
(૮૦) વૈક્રિયિક સંઘાત કર્મ
(૮૧) આહારક સંઘાત કર્મ
(૮૨) તૈજસ સઘાત કર્મ
(૮૩) કાર્મણુ સંઘાત કર્મ

**આઠમું સંસ્થાન કર્મ**—એ વડે શરીરની આકૃતિઓ યોજાય. સંસ્થાનકર્મ છ પ્રકારેઃ

(૮૪) સમચતુરસ્ત્ર સસ્થાન*: આ કર્મને લીધે શરીર સુડોળ–સુગઠિત બને.

---

*સમ ચતુરસ્ર સંસ્થાન નામકર્મ—(શ્વે૦મતાનુસાર) શરીરનો આકાર થવામાં સંસ્થાનનામ કર્મ કારણુ છે. શરીરના દરેક અવયવો લક્ષણુયુક્ત સુડોળ થવામાં આ કર્મ કારણુ છે.

ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન—આ કર્મવડે વડની જેમ નાભિની ઉપરનો ભાગ લક્ષણોપેત સુડોળ થાય છે. અને નાભિની નીચેનો ભાગ લક્ષણહીન થાય છે.

(૮૫) ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન: આ કર્મને લીધે ન્યગ્રોધ (વડ) વૃક્ષ જેવું શરીર પરિણમે: એટલે કે શરીરનો નીચેનો ભાગ ન્હાનો–કુબડો અને ઉપલો ભાગ મ્હોટો તથા સુડોળ રહે.

(૮૬) સ્વાતિક સસ્થાન: આને લીધે ન્યગ્રોધ પરિમંડલ કરતાં જૂદી જ આકૃતિ બધાય.

(૮૭) કુબ્જક સસ્થાન: આના ઉદયથી ખુંધવાળું શરીર પ્રાપ્ત થાય.

(૮૮) વામન સંસ્થાન: આના ઉદયથી ઠીંગણું શરીર મળે.

(૮૯) હુણ્ડક સંસ્થાન: આના ઉદયથી શરીરના અંગોપાંગ ન્હાના–મોટા બને–મેળ કે પ્રમાણ ન જળવાય: શરીરનો આકાર કદરૂપો બને

નવમું સંહનન કર્મ–હાડપિંજરના ઘડતર સાથે આનો સંબંધ છે. એ કર્મ છ પ્રકારનું છે છેલ્લા ત્રણ પ્રકાર જ અત્યારે વર્તમાન સમયે દેખાય છે.

---

| | |
|---|---|
| સાદિ સંસ્થાન | —આ કર્મવડે શાલ્મલી વૃક્ષની જેમ નાભિની નીચેનો ભાગ સુડોળ અને ઉપરનો ભાગ લક્ષણહીન થાય છે |
| કુબ્જ સંસ્થાન | —આ કર્મવડે મસ્તક ડોક હાથ પગ સુડોળ થાય છે અન્ય અવયવો તેવા થતા નથી |
| વામન સંસ્થાન | —આ કર્મવડે મસ્તકાદિ ઉપરોક્ત અવયવો લક્ષણહીન અને અન્ય અવયવો સુડોળ થાય છે |

(૯૦) +વજ્રઋષભનારાચ સંહનન આના ઉદયથી શરીરની નાડી, ગ્રંથી અને અસ્થિ પણ વજ્ર જેવાં કઠિન બને.

---

હુંડ સંસ્થાન —આ કર્મવડે શરીરના દરેક અવયવ લક્ષણહીન થાય છે.

+વજ્રઋષભનારાચ સંઘયણ —હાડનો બંધ થવામાં સંઘયણ-નામકર્મ હેતુ છે. જેમ બે પદાર્થોનો મજબૂત બંધ હોય, તેના ઉપર પાટો હોય અને તેના પર ખીલી હોય અને જેવો મજબૂત બંધ થાય તેવો મજબૂત હાડકાનો બંધ આ કર્મવડે થાય છે

ઋષભનારાચ સંઘયણ —પાટા વિનાનો જેવો બંધ હોય તેવો હાડકાનો બંધ થવામાં આ કર્મહેતુ છે

નારાચ સંઘયણ —પાટા અને ખીલી વિનાનો જેવો બંધ હોય તેવો હાડનો બંધ આ કર્મવડે થાય છે.

અર્ધ નારાચ સંઘયણ —જેમ બે પદાર્થનો એક બાજુ ગાઢબંધ હોય, એક બાજુ શિથિલ બંધ હોય તેવો હાડકાનો બંધ આ કર્મવડે થાય છે

કીલિકા સંઘયણ —જેમ બે પદાર્થનો બે બાજુ શિથિલ બંધ હોય પરંતુ ખીલી જેવું કંઈ લગાવેલુ હોય તેવો હાડકાનો બંધ થવામાં આ કર્મ કારણ છે

સેવાર્ત સંઘયણ —હાડકાનો સાવ શિથિલ બંધ થવામાં આ કર્મ કારણ છે. અત્યારે આ જ સંઘયણ દેખાય છે.

(૯૧) વજ્ર નારાચ સંહનન : આના ઉદયથી માત્ર ગ્રંથી અને અસ્થિ વજ્ર જેવા કઠિન બને.

(૯૩) અર્ધનારાચ સંહનન : આના ઉદયથી નારાચ કરતા દુર્બળ પ્રકારના સાધા વગેરે બને.

(૯૪) કીલક સંહનન : આના ઉદયથી અસ્થિ ગ્રથિ-વાળા બને.

(૯૫) અસંપ્રાપ્ત સૃપાટિકા : આના ઉદયથી શિરા સંયુક્ત અસ્થિ બની રહે.

દશમું—સ્પર્શ કર્મ. એ વડે શરીરની સ્પર્શશક્તિ નિર્માય છે.

**સ્પર્શકર્મ આઠ પ્રકારનું છે:**

(૯૬) જેના ઉદયથી ઉષ્ણુ સ્પર્શવાળું શરીર નિર્માય

(૯૭) જેના ઉદયથી શીત સ્પર્શવાળું શરીર નિર્માય.

(૯૮) જેના ઉદયથી સ્નિગ્ધ સ્પર્શવાળું શરીર નિર્માય.

(૯૯) જેના ઉદયથી રૂક્ષ સ્પર્શવાળું શરીર નિર્માય.

(૧૦૦) જેના ઉદયથી મૃદુ સ્પર્શવાળું શરીર નિર્માય.

(૧૦૧) જેના ઉદયથી કર્કશ સ્પર્શવાળું શરીર નિર્માય.

(૧૦૨) જેના ઉદયથી લઘુ સ્પર્શવાળુ શરીર નિર્માય.

(૧૦૩) જેના ઉદયથી ગુરુ સ્પર્શવાળું શરીર નિર્માય.

અગીયારમું રસકર્મ—એના વડે વિવિધ પ્રકારના રસયુક્ત શરીર બને.

**રસકર્મ પાંચ પ્રકારે છે.**

(૧૦૪) તિકત રસકર્મઃ જેના ઉદયથી શરીરમાં તિકત રસ ઉપજે.

(૧૦૫) કટુ રસ કર્મ. જેના ઉદયથી શરીરમાં કટુ રસ ઉપજે.

(૧૦૬) કષાય રસ કર્મ. જેના ઉદયથી શરીરમાં કષાય રસ ઉપજે

(૧૦૭) અમ્લ રસ કર્મ: જેના ઉદયથી શરીરમાં ખાટો રસ ઉપજે

(૧૦૮) મધુર રસ કર્મ: જેના ઉદયથી શરીરમાંમીઠો રસ ઉપજે.

**બારમું ગંધ કર્મ**–એને લીધે શરીરમાં ગંધ ઉત્પન્ન થાય. ગંધ કર્મના બે પ્રકાર છેઃ

(૧૦૯) સુગંધ કર્મ: એના ઉદયથી શરીર સુગંધમય રહે

(૧૧૦) દુર્ગંધ કર્મ એના ઉદયથી શરીર દુર્ગંધવાળું રહે.

**તેરમું વર્ણકર્મ**–એના ઉદયથી શરીરનો વર્ણ નિયમાય: વર્ણકર્મ પાંચ પ્રકારે છેઃ

(૧૧૧) શુક્લવર્ણ કર્મ: જેના ઉદયથી શરીર શુક્લ-વર્ણ બને

(૧૧૨) કૃષ્ણવર્ણ કર્મ: જેના ઉદયથી શરીર શ્યામવર્ણ બને.

(૧૧૩) નીલવર્ણ કર્મ: જેના ઉદયથી શરીર નીલવર્ણ બને.

(૧૧૪) રક્તવર્ણ કર્મ: જેના ઉદયથી શરીર લાલવર્ણ-વાળું બને.

(૧૧૫) પીતવર્ણ કર્મ: જેના ઉદયથી શરીર પીતવર્ણ-વાળું બને.

**ચૌદમું આનુપૂર્વી કર્મ**–એક ભવ યા એક ગતિમાંથી ભવાંતર કે ગત્યંતર કરતી વેળા (વિગ્રહગતિ કાળે) આ

આનુપૂર્વી કર્મ [1]અનુસારે જીવ જે દેહ તજે છે તે જ પૂર્વદેહનો આકાર ગ્રહણ કરે.

(૧૧૬) દેવગત્યાનુપૂર્વી કર્મ

(૧૧૭) નરક ગત્યાનુપૂર્વી કર્મ

(૧૧૮) તિર્યગ્ ગત્યાનુપૂર્વી કર્મ

(૧૧૯) માનુષ ગત્યાનુપૂર્વી કર્મ

(૧૨૦)–પંદરમુ અગુરૂલઘુ–કર્મ: આ કર્મને લીધે જીવનું શરીર એટલું બધુ ભારે ન બને કે જેથી તે હરવા –ફરવાને યોગ્ય પણ ન રહે અને એટલુ બધુ હલકુ પણ ન બને કે જેથી તે અસ્થિર રહે

(૧૨૧) સોળમુ ઉપઘાત કર્મ: આને લીધે જીવ શરીરમાં એવા અંગો ઉપજે કે જે વડે પોતાનો જ ઘાત થાય. દાખલા તરીકે મૃગ–શરીરના લાંબા અને ખૂબ ભારે શીંગડા વિગેરે.

(૧૨૨) [2]સત્તરમુ પરાઘાત કર્મ આ કર્મને લીધે જીવ, સામાવાળા ઉપર આક્રમણ કરી શકે એવા અંગ પ્રત્યંગાદિ મેળવે

---

૧ આનુપૂર્વિનામકર્મ—આ કર્મ વડે ભવાન્તરમાં જતા આકાશ પ્રદેશની શ્રેણિને અનુસરી ગતિ થાય છે.

૨ પરાઘાત નામકર્મ—આ કર્મ વડે મહાન તેજસ્વી આત્મા પોતાના દર્શન માત્રથી અને વાણીના અતિશયથી મહારાજાઓની સભાના સભ્યોને પણ આંજી નાંખે, પોતાના પ્રતિસ્પર્દ્ધિની પ્રતિભાને કુંઠિત કરે છે

(૧૨૩) અઢારમું [૧]આતાપ કર્મ: આને લીધે જીવ એવું ઉજ્જવલ શરીર મેળવે કે બીજા એ જોતાં જ અંજાઈ જાય – દાખલા તરીકે સૂર્યલોકમાં એવાજ શરીરધારી જીવો વસે છે.

(૧૨૪) [૨]ઓગણીસમુ ઉદ્યોતકર્મ: આને લીધે જીવ એવું ઉર્જ્વલ શરીર પામે કે જે સમુર્જ્વલ હોવા છતા બીજાને તો શીત પ્રકાશરૂપ દેખાય. દાખલા તરીકે ચદ્રલોકમા એવા જ શરીરધારી જીવો રહે છે

(૧૨૫) વીસમુ ઉચ્છવાસ કર્મ . આ કર્મ જીવની નિશ્વાસ પ્રશ્વાસ સબધી ક્રિયાનુ નિયમન કરે છે.

[૩]એકવીસમુ વિહાયોગતિ કર્મ: આ કર્મ જીવને આકાશમા ઉડવાની શકિત આપે છે. એના બે પ્રકાર છે.

(૧૨૬) શુભ વિહાયોગતિ: આના વડે સુન્દર ગતિ થાય

(૧૨૭) અશુભ વિહાયોગતિ: આના વડે ઢગવગરની ગતિ થાય.

---

૧ આતપ નામકર્મ —આ કર્મ વડે પ્રાણિઓનું શરીર શીત છતાં પણ ઉષ્ણ પ્રકાશ રૂપ તાપ ઉત્પન્ન કરવાની શક્તિવાળુ' થાય છે આ કર્મ સૂર્યબિંબમાં રહેલા એકેન્દ્રિય જીવોને જ હોય છે

૨ ઉદ્યોત નામકર્મ —આ કર્મ વડે જીવોનું' શરીર શીત પ્રકાશરૂપ ઉદ્યોત કરે છે.

૩ વિહાયોગતિ નામકર્મ —આ કર્મવડે હંસ અને હાથીના જેવી સુંદર તથા કાગડા અને ગર્દભના જેવી અશુભ ગતિ (ચાલ) પ્રાપ્ત થાય છે

(૧૨૮) બાવીસમું પ્રત્યેક શરીર કર્મ· આ કર્મને લીધે જે શરીર મળે તે માત્ર એક જ જીવ ભોગવે

(૧૨૯) ત્રેવીસમું સાધારણ શરીરકર્મ આ કર્મને લીધે જે શરીર મળે તેમાં એકી સાથે ઘણા જીવો રહી શકે.

(૧૩૦) ચોવીસમું ત્રસ કર્મ આ કર્મને લીધે બે ઇન્દ્રિય, તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને પચેન્દ્રિય શરીર મળે.

(૧૩૧) પચ્ચીસમુ સ્થાવર કર્મ: આને લીધે, એકેન્દ્રિયવાળું શરીર મળે

(૧૩૨) છવ્વીસમુ [1]સુભગ કર્મ· આને લીધે સૌને ગમે– સૌના સ્નેહને પાત્ર બને એવું શરીર મળે.

(૧૩૩) સત્તાવીસમુ [2]દુર્ભગ કર્મ· સુભગ કર્મથી ઉલટું

(૧૩૪) અઠ્ઠાવીસમુ સુસ્વર કર્મ· એનાથી સારો સ્વર મળે.

(૧૩૫) ઓગણત્રીસમુ દુસ્વર કર્મ· સુસ્વરથી ઉલટું

(૧૩૬) ત્રીસમુ શુભ કર્મ એનાથી સુંદર દેહ મળે.

(૧૩૭) એકત્રીસમું અશુભ કર્મ: શુભ કર્મથી ઉલટું

(૧૩૮) બત્રીશમુ સૂક્ષ્મ કર્મ: સૂક્ષ્મ, અબાધ દેહ ઉપજે

(૧૩૯) તેત્રીસમુ બાદર કર્મ· સ્થૂલ દેહ ઉપજે.

(૧૪૦) ચોત્રીસમું પર્યાપ્તિ કર્મ: જીવ જે દેહ પામે, તે દેહને ઉપયોગી પર્યાપ્તિ મેળવે જૈનાચાર્યોએ ૭ પર્યાપ્તિ માની છે (૨) આહાર પર્યાપ્તિ (૨) શરીર પર્યાપ્તિ (૩) ઇન્દ્રિય પર્યાપ્તિ (૪) પ્રાણ-પાન પર્યાપ્તિ (૫) ભાષાપર્યાપ્તિ અને (૬) મન પર્યાપ્તિ

---

૧ સૌભાગ્ય નામકર્મ —આ કર્મવડે સર્વ જનને પ્રિય થવાય છે

દુર્ભાગ્ય નામકર્મ —આ કર્મવડે સર્વજનને અપ્રિય થવાય છે.

પેલી શરીર પોષણ માટે આહાર-દ્રવ્ય ગ્રહવામાં ઉપયોગી છે, બીજી શરીરને પોષવામા, ત્રીજી ઇન્દ્રિયાદિને પોષવામાં, ચોથી શ્વાસોચ્છવાસમા, પાચમી બોલવામાં અને છઠ્ઠી સંકલ્પાદિમાં ઉપયોગી છે. એકેંદ્રિય જીવો પહેલી ચાર પ્રકારની પર્યાપ્તિના અધિકારી હોઈ શકે છે, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને મનવગરના અમનસ્ક પચેન્દ્રિય જીવો પહેલી પાચ પ્રકારની પર્યાપ્તિના અધિકારી હોય છે સંજ્ઞી—મનવાળા પંચેન્દ્રિય પ્રાણી છએ ૭ પર્યાપ્તિના અધિકારી છે

(૧૪૧) પાંત્રીસમુ અપર્યાપ્તિ કર્મ આ કર્મને લીધે પર્યાપ્તિ પામ્યા વિના જ દેહી મૃત્યુના મુખમાં પડે.

(૧૪૨) છત્રીસમું સ્થિર કર્મઃ આને લીધે શરીરમાની ધાતુ -ઉપધાતુ નિયનિત રહે. જૈન મતવ્ય પ્રમાણે ધાતુ સાત છેઃ રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર ઉપધાતુ પણ એટલી જ છે. વાત, પિત્ત, કફ, શિરા, સ્નાયુ, ચામડી અને ઉદરનો અગ્નિ.

(૧૪૩) સાડત્રીસમુ અસ્થિર કર્મ સ્થિર કર્મથી ઉલટું કામ કરે

(૧૪૪) આડત્રીસમુ [1]આદેય કર્મઃ દેહમાં ઉજ્જવળતા આણે.

(૧૪૫) ઓગણચાલીસમું [2]અનાદેય કર્મઃ આદેયથી ઉલટુ.

(૧૪૬) ચાલીસમુ [3]યશકીર્ત્તિ કર્મઃ યશ અને કીર્ત્તિ મળે એવું શરીર ઉપજાવે

---

૧ આદેય નામકર્મ —આ કર્મવડે લોકમાન્ય થવાય છે.

૨ અનાદેય નામકર્મ —આ કર્મવડે લોકમાન્ય થવાતુ નથી.

૩ યશ કીર્ત્તિ —આ કર્મવડે ચારે બાજુ યશ અને કીર્ત્તિ પ્રસરે છે

(૧૪૭) [1]એકતાલીસમુ અયશ કીર્ત્તિ કર્મ' યશ.કીર્ત્તિથી ઉલટું.
(૧૪૮) બેતાલીસમુ તીર્થંકર કર્મઃ તીર્થંકરત્વ પ્રાપ્ત કરાવે.

કર્મના બે ભેદ, ઘાતી અને અઘાતી ઘાતીકર્મમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચારનો સમાવેશ થાય છે. મતિજ્ઞાનાવરણીય આદિ અવાંતર ભેદ ગણતાં ૪૭ પ્રકાર થાય અઘાતીના પણુ ચાર ભેદઃ–વેદનીય, નામ, ગોત્ર, અને આયુષ સાતાવેદનીય આદિના ભેદે અઘાતીના ૧૦૧ ભેદ મતલબ કે કર્મના પ્રકાર, પ્રકૃતિ અથવા ભેદના બધા મળીને ૧૪૮ પ્રકાર થાય

### કર્મની સ્થિતિ

જીવ પદાર્થને વળગેલા કર્મનો ક્ષય એનું નામ નિર્જરા. નિર્જરાના અવિપાક અને સવિપાક એવા બે ભેદ છે. કર્મ પુદ્ગલ ફલ આપવા તૈયાર થાય તે પહેલા જ કઠોર તપશ્ચર્યાદિથી એનો ક્ષય કરી નાખવો એ અવિપાક નિર્જરા તપશ્ચર્યા વિગેરેની સહાયથી જો આ કર્મને ક્ષીણુ કરી દેવામા ન આવે તો તે જીવની સ.થે મળીને, વિવિધ ફળ ભોગવાવે અને એની ચોક્કસ મુદત પૂરી થયેથી જીવનો ત્યાગ કરી જાય આ બીજાનુ નામ સવિપાક નિર્જરા

જે સંસારી જીવને અવિપાક નિર્જરા નહિ, પણુ સવિપાક નિર્જરા વેદવી પડે છે તેની સાથે કયુ કર્મ કેટલો કાળ રહે છે એનુ માપ પણુ જૈન શાસ્ત્રોએ કાઢી બતાવ્યુ છે. આચાર્યો એને 'સ્થિતિબંધ' અર્થાત્ કર્મનો સ્થિતિકાળ કહે છે. સ્થિતિ બે પ્રકારની (૧) પરા સ્થિતિ (Maximum

---

[1] અયશઃકીર્ત્તિ —આ કર્મનડે અપયશ અને અપકીર્ત્તિ થાય છે.

duration) અને (૨) અપરા સ્થિતિ. આઠ પ્રકારના કર્મોની પરા સ્થિતિ-કાળ અને અપરા સ્થિતિ-કાળ જૈનાગમ પ્રમાણે નીચે ઉતારૂં છું.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મની પરા સ્થિતિ, ઉત્કૃષ્ટ સ્થિતિ (ત્રિંશત્) ત્રીસ કોટા કોટી સાગરોપમ

મોહનીય કર્મની પરાસ્થિતિ (સપ્તતિ) ૭૦ કોટાકોટી સાગરોપમ.

નામ તથા ગોત્રકર્મની પરા સ્થિતિ (વિંશતિ) વીસ કોટાકોટી સાગરોપમ.

આયુષ કર્મની પરાસ્થિતિ (ત્રયસ્ત્રિંશત્) ૩૩ સાગરોપમ.

યોજનપ્રમાણ ઉંડાઈ પહોળાઈ અને લંબાઈવાળો કુવો ખોદવો. એનો ઘેરાવો લગભગ ૩$\frac{1}{6}$ યોજન થાય. એ કુવામાં, ઉત્કૃષ્ટ ભૂમિમાં જન્મેલા સાત દિવસના ઘેટાના વાળના નાનામાં નાના અંશો ઠાંસી ઠાંસીને ભર્યા હોય, પછી સો સો વરસના અંતરે એક એક વાળ કુવામાંથી કાઢવામાં આવે અને એ રીતે એક એક વાળ કાઢતાં આખો કૂવો ખાલી થઈ જાય ત્યારે એક 'વ્યવહાર પલ્ય' થયુ ગણાય. એનુ અનુમાન કાઢવામા આવ્યુ છે કે ૪૧૩૪૫૨૬૩૦૩૦૮૨૦૩૧૭૭૭૪૯૫૧૨ ૧૯૨૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષે એક વ્યવહાર પલ્ય થાય અસંખ્યાત વ્યવહાર પલ્યનું એક 'ઉદ્ધાર પલ્ય' અને અસંખ્યાત ઉદ્ધાર પલ્યનું એક 'અદ્ધા પલ્ય' થાય. ૧૦ કોટાકોટી અદ્ધાપલ્યનો એક સાગરોપમ.

ઉપર જે સ્થિતિ બતાવી તે ઉત્કૃષ્ટ છે હવે અપરા એટલે જઘન્ય સ્થિતિ લઈએ.

વેદનીય કર્મની અપરા સ્થિતિ બાર મુહૂર્તની
નામ અને ગોત્ર કર્મની ,, આઠ મુહૂર્તની.
બાકીના કર્મોની ,, એક અન્તર્મુહૂર્તની.

એક આકાશ પ્રદેશમાંથી પાસેના જ બીજા આકાશ પ્રદેશમાં મંદગતિએ જતા એક પરમાણુને જેટલો સમય લાગે તેનુ નામ 'સમય.' અસખ્યાત સમયની એક આવલી—અર્થાત નિમેષ કાળ. અંતર્મુહૂર્તના બે પ્રકાર છે. ૧ જઘન્ય અને ૨ ઉત્કૃષ્ટ. એક આવલી + એક સમય=એક "જઘન્ય અન્તર્મુહુર્ત" એક મુહૂર્તની ૪૮ મિનિટ. એક મુહૂર્ત—એક સમય=(એક સમય બાદ કરતા) "એક ઉત્કૃષ્ટ અન્તર મુહૂર્ત" જૈન શાસ્ત્રોમાં મુહૂર્ત તથા અન્તર્મુહુર્તનું એ મતલબનુ વર્ણન છે

## કર્મનો અનુભાગ

કર્મના આસ્રવથી જીવને બંધ થાય. ફલની તીવ્રતા કે મંદતાના હિસાબે કર્મબંધને પણ તીવ્ર તથા મંદ ગણી શકાય. કર્મના અનુભાગ—બંધની સાથે ફલની તીવ્રતા કે મંદતાને ઘણો નીકટનો સબંધ છે અનુભાગ—બંધ એટલે ફળ આપવાની શક્તિ એવો અર્થ પણ થઈ શકે. અનુભાગ—બંધને કોઈ કોઇ વાર અનુભવ પણ કહેવામાં આવે છે.

## કર્મનો પ્રદેશબંધ

આકાશનો જે ન્હાનામાં ન્હાનો અંશ એક પરમાણુથી વ્યાપેલો—રૂંધાયેલો રહે તેનુ નામ પ્રદેશ જૈનાચાર્યો કહે છે કે લોકાકાશના આવા એક પ્રદેશમાં એકી સાથે એક પુદ્ગલ, પરમાણુ, એક ધર્મદ્રવ્યનો પ્રદેશ, એક અધર્મ-દ્રવ્યનો પ્રદેશ, કાળનો એક ન્હાનામા ન્હાનો અણુ અને જીવપ્રદેશ રહી શકે. કર્મપુદ્ગલ અને જીવ દ્રવ્ય એ રીતે

સમિશ્રિત રહે છે અનાદિકાળથી જીવ બદ્ધકર્મ છે એ જિનસિદ્ધાંત છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો જીવના પ્રદેશે પ્રદેશે કર્મપુદ્‌ગલ જીવદ્રવ્યની સાથે સમિશ્રિત થઈને જીવને 'બદ્ધ' અવસ્થામા રાખે છે. જીવના વિશુદ્ધ જ્ઞાન-દર્શનાદિ નિર્મળ ગુણોને ઢાંકી દે છે એટલે જ જીવ અનાદિકાળથી દુઃખ-મોહમય આ સંસારમાં પરિભ્રમણ કરે છે. એનુ જ નામ 'પ્રદેશબંધ'

ચાર પ્રકારના બંધ હોવાથી કર્મના પણ ચાર પ્રકાર વર્ણવ્યા છે. હવે આપણે આઠ પ્રકારના કર્મના આશ્રવ-કારણ અને કર્મના વિપાક વિષે વિચાર કરીએ.

### કર્મનાં આશ્રવ-કારણ

ઉપર આપણે જોઈ ગયા કે જીવના વિ-ભાવને લીધે જીવમા કર્મનો આસ્રવ થાય છે-કર્મનું આગમન થાય છે. (કર્મના આશ્રવ પછી જે આશ્રુત કર્મ જીવપ્રદેશના એક ક્ષેત્રમાં અવગાહનાં કરે-એકત્રપણે રહે તેને બંધ અથવા કર્મબંધ કહેવામાં આવે છે.) કયા પ્રકારના વિભાવથી જીવને વિષે કયા પ્રકારનો આશ્રવ થાય તે અહીં ટૂંકામાં કહી દઉ.

જૈન દાર્શનિકો કહે છે કે પ્રદોષ, નિહ્નવ, માત્સર્ય, અંતરાય, આસાદના અને ઉપઘાત: એ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મના આશ્રવમા કારણભૂત છે. શંકા-સમાધાન પછી પણ શાસ્ત્રમા અશ્રદ્ધા એ પ્રદોષ. જ્ઞાનનું ગોપન એ નિહ્નવ. હિંસા, દ્વેષ કે ઇર્ષ્યાને લીધે જ્ઞાન આપવામા સંકોચ રાખવો એ માત્સર્ય. જ્ઞાનોન્નતિના માર્ગમાં વિઘ્ન નાખવું એ અંતરાય. કાયથી કે વાક્યથી, બીજાએ બતાવેલા સન્માર્ગનો અપલાપ કરવો એ આસાદના. સત્યને અસત્યરૂપે

જાણુવા છતા એને અતત્ત્વ તરીકે સ્થાપવુ એ ઉપઘાત જે જીવ ઉક્ત પ્રદોષાદિ દોષે કરીને દુષિત હોય છે તેના સંબંધમાં જૈનાચાર્યો કહે છે કે તે જીવમાં જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મનો આશ્રવ થાય પરિણામે એ જીવના જ્ઞાન અને દર્શન ઢંકાએલા રહે. તેજ પ્રમાણે દુઃખ શોક, આક્રંદ, વધ, તાપ, પરિવેદના એ બધા પૂર્વોક્ત અસાતા વેદનીય કર્મના આશ્રવમાં નિમિત્ત કારણુ છે દુઃખનો અર્થ કષ્ટ, શોકનો અર્થ પ્રિયવિયોગનો કલેશ, અનુશોચના અથવા અનુતાપ એટલે સંતાપ. આંખમાથી આસુ કાઢવા એ આક્રંદ, પ્રાણુહિંસા એ વધ, બીજાના દીલમા દયા આવી જાય એવું આક્રંદ કરવુ અથવા શોક બતાવવો એનું નામ પરિવેદના દુઃખાદિ ૭ પ્રકારના વિભાવનો અનુભાવક પોતાને વિષે જેમ અનુભવે તેમ બીજાને પણ અનુભવાવે અથવા તો પોતે પણ અનુભવે અને સાથે બીજાને પણ અનુભવાવે એ રીતે દુખાદિ ૭ વિભાગ અઢાર ભેદે પરિણમે જૈનાચાર્યો કહે છે કે આ અઢાર પ્રકારના વિભાવને લીધે અસાતાવેદનીય કર્મનો આશ્રવ થાય ભૂતાનુકંપા, વ્રતાનુકંપા, દાન, સરાગસયમ, સંયમાસયમ, અકામનિર્જરા, બાળતપ, યોગ, ક્ષાન્તિ અને શૌચ, આ દશ સાતાવેદનીય કર્મના આશ્રવ–કારણુ છે, સુખે કરીને વેદી શકાય એવા કર્મનો એથી આશ્રવ થાય સર્વ પ્રાણી પ્રત્યે કરૂણા એ ભૂતાનુકપા વ્રતધારી સાધુઓ પ્રત્યે અનુકંપા એ વ્રતાનુકપા રાગમિશ્રિત સંયમનુ નામ સરાગસંયમ વ્રતપરિપાલન કરતા થકા જે કેટલાક કપાયોનુ નિયમન થાય તે સંયમાસયમ. અનિયલિતપણે કર્મના નિર્દિષ્ટ ફળો ભોગવી લેવાં એનું નામ અકામનિર્જરા. સમ્યગ્જ્ઞાનની સાથે જેનો મુદ્દલ સબધ નથી

તે બાળતપ. ચિત્તની વૃત્તિનો નિરોધ એ યોગ અપરાધીને ક્ષમા આપવી તે ક્ષાંતિ. પવિત્રતા-શુચિતા એ શૌચ. અવર્ણવાદ દર્શનમોહનીયના આસ્રવ-કારણ છે. સર્વજ્ઞ ભગવાનની, વિશુદ્ધ આગમની, સંઘની, સત્યધર્મની, અને દેવની જે નિંદા તે અવર્ણવાદ. આ પ્રકારના અવર્ણવાદ વડે જીવને વિષે દર્શનમોહનીય કર્મ પ્રવેશે.

કષાય અને નો-કષાયની પ્રકૃતિ તથા ભેદ ઉપર કહેવાઇ ગયા છે. જૈનાચાર્યો કહે છે કે કષાય અને નોકષાયના ઉદયથી જીવમા જે તીવ્ર વિભાવ ઉત્પન્ન થાય છે તેને લીધે જીવ ચારિત્રમોહનીય કર્મ બાંધે. અતિ ઘણા આરંભ અને અતિ ઘણા પરિગ્રહને લીધે જીવ નરકનું આયુઃ બાંધે-નરકાયુઃ કર્મનો આશ્રવ થાય સાંસારિક વ્યાપારોમાં રચ્યાપચ્યા રહેવું એ આરંભ અને વિષયતૃષ્ણાને અંગે વિષયોનો ભોગ એ પરિગ્રહ આ વિષયોમા જે તલ્લીન બનીને અહિંસાદિને વિસારી દે છે તે જીવ નરકાયુ બાંધે છે માયા અર્થાત્ છેતરપીંડી તિર્યંચ આયુ કર્મમા કારણભૂત બને છે. અલ્પારંભ તથા અલ્પ પરિગ્રહને લીધે જીવ મનુષ્ય આયુ. બાંધે છે. મૃદુતાને લીધે પણ જીવ મનુષ્ય આયુ બાંધે. સર્વ પ્રકારનાં આયુ કર્મના આશ્રવમાં અશીલ અને અવ્રત મુખ્ય છે. સરાગસંયમ, સંયમાસંયમ. અકામનિર્જરા અને બાળતપ દેવ-આયુઃ કર્મના આશ્રવમા કારણભૂત છે સમ્યક્ત્વી અર્થાત્ સમ્યક્દર્શની પણ દેવતાનું આયુ. ઉપાર્જે.

નામ કર્મમાં પણ શુભ અને અશુભ એવા બે ભેદ છે તે આપણે જોઇ ગયા. મનુષ્ય ગતિ કર્મ, દેવગતિ કર્મ,

પંચેન્દ્રિય જાતિ કર્મ, શરીર કર્મ, અંગોપાંગ કર્મ, સમચતુરસ્ર સંસ્થાન કર્મ, વજ્રઋષભ નારાચ સંહનન કર્મ, શુભ સ્પર્શ કર્મ, શુભ રસ કર્મ, શુભ ગન્ધ કર્મ, શુભ વર્ણ કર્મ, દેવગત્યાનુપૂર્વી કર્મ, મનુષ્યગત્યાનુપૂર્વી કર્મ, અગુરૂલઘુ કર્મ, પરાઘાત કર્મ, ઉચ્છ્વાસ કર્મ, આતપ કર્મ, ઉદ્યોત કર્મ, શુભવિહાયોગતિ કર્મ, ત્રસ કર્મ, બાદર કર્મ, પર્યાપ્તિ કર્મ, પ્રત્યેક શરીર કર્મ, સ્થિર કર્મ, શુભ કર્મ, સુભગ કર્મ, સુસ્વર કર્મ, આદેય કર્મ, યશઃ કીર્તિ કર્મ, નિર્માણ કર્મ, તીર્થંકર કર્મ, એ પ્રમાણે ૩૭ પ્રકારના કર્મ શુભ નામ કર્મ છે તે પણ આપણે જોઈ ગયા

યોગવક્રતા તથા વિસંવાદન, અશુભ નામકર્મના આસ્રવકારણ છે મન, વચન ને કાયાનો કુટિલ વ્યવહાર એ યોગવક્રતા. વિતંડા, અશ્રદ્ધા, ઇર્ષ્યા, નિંદાવાદ, આત્મપ્રશંસા, અસૂયા એ બધા વિસંવાદના પેટામાં આવે છે. યોગવક્રતા અને વિસંવાદથી જૂદા પ્રકારનું આચરણ શુભ નામકર્મનો આશ્રવ કરાવે. બીજા શબ્દોમાં એ વાત કહીએ તો મન, વચન અને કાયાનો સરળ વ્યવહાર, કલહનો ત્યાગ, સમ્યક્‌દર્શન, વિનય, ગુણાનુવાદ, વિગેરે વડે જીવમાં શુભ કર્મનો આશ્રવ થાય દર્શનવિશુદ્ધિ, વિનયસંપન્નતા અતિચારવિનાનું શીલવ્રત, જ્ઞાનોપયોગ, સંવેગ, યથાશક્તિ ત્યાગ, તપ, સાધુભક્તિ, વૈયાવૃત્ય, અરિહંતની ભક્તિ, આચાર્યની ભક્તિ, બહુશ્રુતની ભક્તિ, પ્રવચનની ભક્તિ, આવશ્યક અપરિહાણિ, માર્ગ પ્રભાવના અને પ્રવચનવાત્સલ્ય એ સોળ પ્રકારની શુભ ભાવનાઓને લીધે જીવમાં તીર્થંકર–નામ–કર્મનો આશ્રવ થાય. ( ૧ ) વિશુદ્ધ સમ્યગદર્શન એ દર્શનવિશુદ્ધિ. એના

આઠ ભેદ છે. નિઃશંકિત, વિશુદ્ધ દર્શન વિષે કઈ શંકા ન કરવી. નિઃકાંક્ષિત, ધર્મ કરતાં કઇ આકાંક્ષા ન રાખવી, નિર્વિચિકિત્સિત, ધર્મક્રિયામાં કઈ દુગછા ન કરવી. અમૂઢ દ્રષ્ટિ; શુદ્ધ દર્શન વિષે લેશ પણ કુસંસ્કાર ન સેવવો. ઉપબૃહન, સમ્યગદ્રષ્ટિ કોઈ દિવસ બીજાનો દોષ ન જુવે. સ્થિરીકરણ, સત્યને વિષે અવિચલિતપણું એ સમ્યકદ્રષ્ટિનું એક અંગ છે. વાત્સલ્ય; સમ્યગદ્રષ્ટિવાળો હમેશા મુક્તિમાર્ગના પથિકો તરફ સ્નેહ, શ્રદ્ધાથી જુએ પ્રભાવના, મોક્ષમાર્ગનો પ્રચાર એ સમ્યગદર્શનનું એક લક્ષણ છે. (૨) મુક્તિનાં સાધન તથા મુક્તિના માર્ગે ચાલનારા સાધુઓની ભક્તિ એ વિનયસંપન્નતા છે (૩) પાચ મહાવ્રતનુ પરિપાલન. (૪)આળસ રહિત પણે સમ્યગજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો એ જ્ઞાનોપયોગ. (૫) સંસારમાં દુઃખ જોવુ એ સંવેગ. (૬) શક્તિ પ્રમાણે ત્યાગ કરવો એ યથાશક્તિ ત્યાગ (૭) શક્તિ પ્રમાણે તપ કરવો એ યથાશક્તિ તપ (૮) સાધુઓની સેવા, રક્ષા, અભયદાન વિગેરે સાધુભક્તિ. (૯) ધાર્મિકોની સેવા એ વૈયાવૃત્ય (૧૦) સર્વજ્ઞ અરિહંત ભગવાનને વિષે અચળ શ્રદ્ધા એ અર્હદ્ભક્તિ. (૧૧) સાધુસંઘના નેતા આચાર્ય—એમની ભક્તિ કરવી એ આચાર્ય ભક્તિ. (૧૨) ધર્મનો બોધ કરે તે ઉપાધ્યાય ઉપાધ્યાયની ભક્તિ તે ઉપાધ્યાયભક્તિ અથવા બહુશ્રુતભક્તિ (૧૩) શાસ્ત્ર સંબધી શ્રદ્ધા એ પ્રવચનભક્તિ (૧૪) સામાયિક, વ્રત—પચ્ચખાણ આદિ રોજના ધર્મકાર્યનું અનુષ્ઠાન એ આવશ્યક અપરિહાનિ. (૧૫) મુક્તિમાર્ગનો પ્રચાર કરવો એ પ્રભાવના. (૧૬) મુક્તિમાર્ગે વિચરતા સાધુઓ પ્રત્યેનો સ્નેહભાવ એ પ્રવચન વાત્સલ્ય.

પરનિંદા, આત્મપ્રશંસા, સદ્‌ગુણાચ્છાદન અને અસદ્‌ગુણોદ્‌ભાવનથી જીવ નીચગોત્ર કર્મ બાંધે બીજાની નિંદા એ પરનિંદા, પોતાની પ્રશંસા એ આત્મપ્રશંસા, બીજાના સારા ગુણ ગોપવવા એ સદ્‌ગુણાચ્છાદન અને અછતા ગુણોનું આરોપણ કરવું એ અસદ્‌ગુણોદ્‌ભાવન. પરપ્રશંસા, આત્મનિન્દા, સદ્‌ગુણોદ્‌ભાવન, અસદ્‌ગુણાછાદન, નીચૈર્વૃત્તિ અને અનુત્સેક, ઉચ્ચગોત્રકર્મના આસ્રવ–કારણ છે બીજાના વખાણ એ પરપ્રશંસા, પોતાની નિંદા એ આત્મનિંદા, બીજાના સદ્‌ગુણ બોલવા એ સદ્‌ગુણોદ્‌ભાવન અને પોતાના ગુણ ગોપવવા એ અસદ્‌ગુણાચ્છાદન ગુરૂજનોનો વિનય એ નીચૈર્વૃત્તિ, અને પોતાનાં સારા કામ સંબંધે પણ ગર્વ ન કરવો એ અનુત્સેક.

બીજાના દાન, લાભ, ભોગ, ઉપભોગ, અને વીર્ય સંબંધે વિઘ્ન ઉપસ્થિત કરવાથી અંતરાય કર્મ બંધાય અર્થાત્‌ કોઇ દાન કરતું હોય, કોઇ લાભ મેળવતું હોય, કોઈ અન્ન આદિ વસ્તુનો ભોગ કરતું હોય, કોઇ ચિત્રાદિ વસ્તુનો ઉપભોગ કરતું હોય, કોઈ પોતાની શક્તિ–વીર્ય ફોરવતું હોય તેમાં અંતરાય ઉભો કરવો એ તે તે વિષયમાં વિઘ્ન નાખવા જેવું છે. આવા વિઘ્ન કરવાથી જીવ અંતરાયકર્મના આસ્રવ-કારણ ઉપજાવે

## કર્મનો વિપાક

કર્મના આસ્રવથી જીવના જ્ઞાન–દર્શન આદિ શુદ્ધ ગુણો ઢંકાઇ જાય અને જીવ વિવિધ પ્રકારનાં સંતાપ તથા દુઃખ ભોગવતો થકો સંસારમાં–જન્મજન્માંતરમાં પરિભ્રમણ કરે. કયા કર્મનો કેવા પ્રકારનો વિપાક થાય, અથવા કયા કર્મનું કેવું ફળ મળે તે કર્મનાં લક્ષણ ઉપરથી જ સમજાય એવી વાત છે. જ્ઞાનાવરણીય–કર્મના બંધથી જીવનું શુદ્ધ જ્ઞાન

અવરાય, દર્શનાવરણીય કર્મ જીવની દર્શનશક્તિને ઢાંકી દે. અને જીવના શુદ્ધ ગુણો ઢંકાઈ જાય એટલે જીવને બન્ધ દુઃખ, શોક, સંતાપ, જન્મ, જરા, મૃત્યુ, ક્ષોભ – સંસારની અવર્ણનીય જ્વાળાઓમાંથી પસાર થવું પડે એ જ્વાળાઓનો કોને અનુભવ નથી ?

સમ્યગ દર્શન, સમ્યગ જ્ઞાન, સમ્યક્ ચારિત્ર એ રત્નત્રય છે. એજ મોક્ષમાર્ગના પ્રદર્શક છે પરન્તુ કર્મનો પ્રતાપ એટલો બધો છે કે જીવ સંસારની બળતરામાં અહોનિશ બળવા છતાં મોક્ષમાર્ગમા ગતિ કરી શકતો નથી, કેટલીકવાર તો મોક્ષમાર્ગના મુસાફરો પણ કર્મના પ્રાબલ્યથી પાછા માર્ગભ્રષ્ટ બને છે, સંસારના ફેરામા સપડાય છે કર્મના બધન જેટલા કઠોર છે તેટલો જ આ મોક્ષમાર્ગ આકરો છે

જન્મ–જન્માતરના સુકૃતના બળે જે ભવ્ય જીવ મોક્ષ માર્ગે વિચરવા તૈયાર થાય છે તેને ક્રમે ક્રમે ચૌદ ભૂમિકાઓ ઓળંગવી પડે છે, ચૌદ અવસ્થાઓમાથી પસાર થવાનું રહે છે જૈન શાસનમા એને "ચૌદ ગુણસ્થાનક" તરીકે ઓળખાવવામા આવ્યા છે ગુણસ્થાનનુ વર્ણન હુ અહીં નથી કરતો. કર્મનો એવો અજબ મહિમા છે કે મોક્ષમાર્ગની સાધનામાં પણ અનેક પ્રકારની આટીઘુટી ઉભી કરે છે ખરેખરો ધીર, દઢચિત્ત, સહનશીલ સાધક, મોક્ષમાર્ગના એ કંટકોને – દુઃસહ કર્મ વિપાકને અવિચલિતપણે વેદતો થકો પેલી પાર ચાલ્યો જાય છે જૈનાચાર્યો એને પરિસહના નામથી ઓળખાવે છે. પરિસહનો જય કર્યા વિના મોક્ષ મેળવી શકાતો નથી.

પરિસહ બાવીસ પ્રકારના છે : (૧) ક્ષુધા, (૨) પિપાસા (૩) શીત (૪) ઉષ્ણ (૫) દંશમશક (૬) અચેલ (૭) અરતિ

(૮) સ્ત્રી (૯) ચર્યા (૧૦) નૈષેધિકી (૧૧) શય્યા (૧૨) આક્રોશ (૧૩) વધ (૧૪) યાચના (૧૫) અલાભ (૧૬) રોગ (૧૭) તૃણસ્પર્શ (૧૮) મલ (૧૯) સત્કાર (૨૦) પ્રજ્ઞા (૨૧) અજ્ઞાન અને (૨૨) સમ્યકત્વ પરિષહ

જે સાધક મોક્ષ સાધવા માગે છે તેણે આ બાવીસે પરિસહો ઉપર વિજય વર્ત્તાવવો જોઈએ – એ પરિસહો જીતી લેવા જોઈએ ભુખ, તરસ, ટાઢ, તડકો અને મચ્છર – ડાંસના ડંખ એણે સહી લેવા જોઈએ ગમે એવા જીર્ણ કે તુચ્છ વસ્ત્રથી પણ એ નભાવી લેઃ કીમતી વસ્ત્રની અપેક્ષા ન રાખે કષ્ટ વેઠવા છતા સંયમને વિષે અરૂચી ન અનુભવે. સ્ત્રીના રૂપ–શૃંગાર કે હાવભાવથી એ ચલિત ન થાય માર્ગ ગમે એટલો લાંબો હોય પણ સાચો સાધક થાકીને કે કંટાળીને પાછો ન ફરે. ધ્યાન કરતી વેળા સિંહ કે સાપનો ઉપસર્ગ થાય તો પણ તે સ્થિર રહે, આસનનો પરિત્યાગ ન કરે. કઠણ ભોંય ઉપર એ સુવે કોઈ ગાળ દે–કઠોર શબ્દો સંભળાવે તો તે પણ સહીલે કોઈ તાડન કરે તો પણ સમ ભાવપૂર્વક સહન કરે કોઈ વસ્તુની જરૂર હોય તો તેની યાચના કરે ન મળે તો ક્લેશ ધારણ ન કરે. જ્વર – અતિસાર જેવા રોગો થાય તો પણ ઉદ્વેગ ન કરે. દેહમાં કાંટા વાગે તો પણ એ દુ ખ જાહેર ન કરે, શરીરની મલીનતાને પણ સહી લે માનાપમાનને સરખા ગણે. જ્ઞાનના ગર્વને ગાળી નાખે પોતાની અજ્ઞાનતા વિષે પણ ખેદ ન કરે અખંડ સાધના કરવા છતાં દૈવી શક્તિ પ્રાપ્ત ન થાય તો પણ મોક્ષમાર્ગ સબંધી શ્રદ્ધામા શંકાને પ્રવેશવા ન દે આ બાવીસ પરિસહો મેં ટુંકામાં વર્ણવ્યા છે. પરિસહનો જય કરવાથી કઠિન મોક્ષમાર્ગ સુલભ બને છે.

મુક્તિમાર્ગમાં કંટક પાથરતા આ પરિસહોનું મૂળ ક્યાં છે? કર્મબંધ જ એનું મૂળ કારણ છે. જ્ઞાનાવરણીય કર્મમાંથી પ્રજ્ઞા અને અજ્ઞાન ઉપજે છે, દર્શનમોહનીય કર્મમાથી અદર્શન-પરિસહ જન્મે છે અંતરાય કર્મમાંથી અલાભ–પરિસહ ઉદ્ભવે છે અચેલક, અરતિ, સ્ત્રી, નૈષેધિકી, આક્રોશ, યાચના, સત્કાર–પુરસ્કારના મૂળમા ચારિત્રમોહનીય કર્મ છે. બાકીના પરિસહ વેદનીય કર્મનો વિપાક છે.

કર્મના વિપાક કોઇને છોડતા નથી. જીવની પાછળ જ પડે છે જે સાધકો હજી નૌમા ગુણસ્થાને નથી પહોચ્યા તેઓને જુદા જુદા પરિષહો સભવે છે જેઓને સપરાય — કષાયનો વિશેષપણે સંભવ હોય તેઓ 'બાદર સપરાય' ગણાય છે જૈનાચાર્યો કહે છે કે બાદર – સંપરાય સાધકને આ બાવીસ પરિસહ સભવે છે. જે સાધકોને અતિ અલ્પમાત્ર લોભ–કષાય બાકી રહી ગયો છે, અને બાકીના બધા કષાય નાશ પામ્યા છે તેઓ "સૂક્ષ્મ સપરાય" ગણાય છે — તેઓ દશમા ગુણસ્થાને આરૂઢ હોય છે. જેમનુ ચારિત્ર મોહનીયકર્મ ઉપશાન્ત થયુ છે. તેઓ ઉપશાન્ત મોહ–અગીયારમા ગુણસ્થાનકે વર્તે છે. જેમનો મોહ સર્વથા નાશ પામ્યો છે તેઓ ક્ષીણમોહ અર્થાત્ બારમા ગુણસ્થાને વિરાજે છે છતાં કર્મનું પરિબળ એવું છે કે આ સૂક્ષ્મસપરાય, ઉપશાતમોહ અને ક્ષીણમોહ સાધકને પણ અચેલ, અરતિ, સ્ત્રી, નૈષેધિકી આક્રોશ. યાચના, સત્કાર-પુરસ્કાર અને અદર્શન સિવાયના બાકી ચૌદ પ્રકારના પરિસહ સહેવા પડે છે. જે પુરુષપ્રવર ચાર પ્રકારના ઘાતી કર્મનો સમૂળો ઉચ્છેદ કરી નિર્મળ કેવળજ્ઞાનના અધિકારી બને છે તે 'જિન' અથવા 'અર્હંત' — સર્વજ્ઞ અર્હન—તેરમા ગુણસ્થાને

ચટે છે. જૈન શાસ્ત્રો એમને "ઈશ્વર" નામે પણ ઓળખાવે છે આવા મહાપુરૂષને પણ ભુખ, તરસ, ટાઢ, તડકો, દંશમશક ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ, મળ એ અગીઆર પરિસહો વ્યકતપણે નહિ તો અવ્યકતપણે (નામ માત્ર) રહે છે.

માત્ર સિદ્ધના જીવો જ પરિસહથી પર છે—કર્મ એમને સ્પર્શી શકતા નથી. લોકાકાશની ઉચ્ચતમ સીમાએ નિર્મળ સિદ્ધશીલા છે, એ શાંતિમય સ્થાને રહીને સિદ્ધો અનંતચતુષ્ટયને વિષે રમણ કરે છે—અનંતકાળ પર્યંત રહે છે ત્યાં નથી કર્મ, નથો બંધ, નથી સંસાર કે નથી પરિસહ.

અહીં કર્મનું જે જૈનાગમસમત મેં વિવરણ ઉતાર્યું છે તે કદાચ કેટલાકોને બહુ નીરસ લાગશે. ભલે નીરસ લાગે, પણ જૈન કર્મ–સિદ્ધાતના મૂળ સૂત્રો સાથે ભારતીય કોઇ પણ દર્શનને મતભેદ હોય એમ નહીં લાગે. રાગ–દ્વેષાદિ વિભાવોને લીધે જીવ કર્મથી લેપાય છે, કર્મથી જ જીવ બધાય છે. અને કર્મ જ સંસારનું મૂળ છે, કર્મ જ જીવની પ્રકૃતિ તથા સાંસારિક ઘટનાઓ ઘડે છે, કર્મનો અભાવ નૈષ્કર્મ્ય અથવા મુકિત પરા મુકિત ન મળે ત્યાં સુધી જીવની સાથે કર્મનો વિપાક વળગી રહેવાનો. જૈનદર્શનમા આ બધા તત્ત્વો ખૂબ વિસ્તારથી વિચારવામા આવ્યા છે અને ભારતવર્ષના બધા જ પ્રાચીન દર્શનોએ એ સ્વીકાર્યા છે. બૌદ્ધદર્શને પણ એની પ્રમાણિકતા સ્વોકારી છે. કર્મવાદ ભારતીય દર્શનોની એક વિશિષ્ટતા છે જૈનદર્શનમાં કર્મતત્ત્વની જે વિસ્તૃત આલોચના મળે છે તે ઉપરથી એટલુ તો લાગે છે કે ગૌતમ બુદ્ધ અને ભગવાન મહાવીરની પૂર્વે, બહુ સૈકાઓ પહેલાં—ભૂતકાળના સ્મરણાતીત યુગમા ભારતવર્ષને વિષે બીજા દર્શનની જેમ જૈનદર્શને પણ સારી નામના મેળવી હશે.

# જૈનદર્શનમાં ધર્મ અને અધર્મતત્વ

[ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય સંબન્ધે આ લેખ ભટ્ટાચાર્ય બંગીય સાહિત્ય પરિષદ્ પત્રિકા પુ ૩૪ અં ૨ મા પ્રસિદ્ધ કરેલો છે તેમાં અનેક વિરોધી દલીલોની સમીક્ષા કરી છે તે ઉપરાંત તર્કથી પણ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનું સ્વતંત્ર અસ્તિત્વ સ્થાપન કરવાનો પ્રયત્ન કરેલો છે, તે લેખનો અનુવાદ ગૂજરાત મહાવિદ્યાલયના અધ્યાપક શ્રી નગીનદાસ પારેખે જૈનસાહિત્ય સંશોધકમાં આપેલો છે, તેમાંથી અહીં તેનો ઉતારો આપવામાં આવ્યો છે ]

## ૧

## ધર્મ

સાધારણ રીતે ધર્મશબ્દનો અર્થ પુણ્યકર્મ અથવા પુણ્યકર્મો થાય છે. ભારતીય વેદમાર્ગાનુયાયી દર્શનોમાં કોઈ કોઈ જગોએ ધર્મશબ્દમાં નૈતિક ઉપરાંત અર્થનો આરોપ કરેલો જોવામાં આવે છે. આ બધી જગાએ ધર્મશબ્દનો અર્થ વસ્તુની "પ્રકૃતિ" "સ્વભાવ" અથવા "ગુણ" થાય છે.

બૌદ્ધદર્શનમાં પણ ધર્મશબ્દનો નૈતિક અર્થમા પ્રયોગ જોવામાં આવે છે, પરન્તુ ઘણી જગાએ "કાર્યકારણ શૃંખલા" "અનિત્યતા" વગેરે કોઇ વિશ્વનિયમ અથવા વસ્તુધર્મ પ્રગટ કરવાને પણ એનો પ્રયોગ થયો છે. પરન્તુ જૈનદર્શન સિવાય બીજા કોઇ પણ દર્શનમા ધર્મ એક અજીવ પદાર્થરૂપે સ્વીકારવામાં આવ્યો નથી

નૈતિક અર્થ સિવાય એક નવાજ અર્થમા ધર્મશબ્દનો પ્રયોગ એક માત્ર જૈનદર્શનમાં જ જોવામાં આવે છે. જૈનદર્શનમાં ધર્મ એક "અજીવ" પદાર્થ છે કાલ, અધર્મ અને આકાશની માફક ધર્મ "અમૂર્ત" દ્રવ્ય છે એ લોકાકાશમાં સર્વત્ર વ્યાપ્ત છે અને એના "પ્રદેશો" અસખ્યેય છે પંચ "અસ્તિકાય" માં ધર્મ પણ એક છે. એ "અપૌદ્ગલિક" (immaterial) અને નિત્ય છે, ધર્મ–પદાર્થ સંપૂર્ણપણે "નિષ્ક્રિય" છે અને "અલોક"મા એનુ અસ્તિત્વ નથી.

જૈન દર્શનમાં ધર્મને "ગતિકારણ" કહેવામાં આવે છે. પરન્તુ એનો અર્થ એવો નથી કે ધર્મ વસ્તુઓને ચલાવે છે, ધર્મ નિષ્ક્રિય પદાર્થ છે તો પછી એને કેવી રીતે ગતિકારણ તરીકે માની શકાય ? ધર્મ કોઇ પણ પદાર્થની ગતિની બાબતમાં "બહિરંગ હેતુ" અથવા "ઉદાસીન હેતુ" છે; એ પદાર્થને ગતિ કરવામા માત્ર સહાય કરે છે. જીવ અથવા કોઈ પણ પુદ્ગલ દ્રવ્ય પોતાની મેળે જ ગતિમાન થાય છે; ધર્મ ખરી રીતે જોતા કોઈ પણ રીતે એઓને ચલાવતો નથી; તો પણ એ ધર્મ ગતિનો સહાયક અને ધર્મને લીધે પદાર્થોની ગતિ એક રીતે સંભવિત બને છે. દ્રવ્યસંગ્રહકાર કહે છે "જલ જેવી રીતે ગતિમાન મત્સ્યની ગતિમાં સહાયક છે તેવી રીતે ધર્મ

ગતિમાન જીવ અથવા પુદ્ગલ દ્રવ્યની ગતિમાં સહાયક છે. એ ગ હીન પદાર્થને ચલાવતો નથી." કુંદકુંદાચાર્ય અને બીજા જન દાર્શનિકો પણ આ વિષયમા જલ અને ગતિશીલ મત્સ્યનુ દૃષ્ટાંત આપે છે. " જલ જેવી રીતે ગતિશીલ મત્સ્યના ગમનમાં સહાયતા કરે છે તેવી જ રીતે ધર્મ પણ જીવ અને પુદ્ગલની ગતિમા સહાયતા કરે છે." (૯૨ પંચાસ્તિકાય, સમયસાર,) તત્ત્વાર્થસારના કર્તા કહે છે કે " જે બધા પદાર્થો પોતાની મેળે ગતિમાન થાય છે, તેઓની ગતિમાં ધર્મ સહાયતા કરે છે, ગમન વખતે મત્સ્ય જેમ જલની સહાયતા ગ્રહણ કરે છે તેમ જીવ અને પુદ્ગલદ્રવ્યો પણ ગતિમાં ધર્મની સહ.યતા ગ્રહણ કરે છે." વસ્તુઓના ગતિકાર્યમાં ધર્મના અમુખ્યહેતુત્વનુ અને નિષ્ક્રિયત્વનુ બ્રહ્મદેવ નીચે મુજબ દૃષ્ટાંત સાથે સમર્થન કરે છે સિદ્ધ સંપૂર્ણપણે મુક્ત જીવ છે તેમની સાથે સંસારનો કશો પણ સંબંધ નથી. તેઓ પૃથ્વીના કોઈ પણ જીવના ઉપકારક નથી, પૃથ્વીના કોઈ પણ જીવવડે તેઓ ઉપકૃત થતા નથી. તેઓ કોઈ પણ જીવને મુક્તિમાર્ગે લઈ જતા નથી છતાં એ જો કોઈ પણ જીવ ભક્તિપૂર્વક સિદ્ધ પુરૂષની ભાવના કરે, એ વિચાર કરીને જુએ કે અનંતજ્ઞાનાદિ વિષયમાં સ્વાભાવિક રીતે તે પણ સિદ્ધના જેવો જ છે, તો પેલો જીવ ધીરે ધીરે સિદ્ધત્વની પ્રાપ્તિને માર્ગે આગળ વધે છે. અહી જણાય છે કે ખરી રીતે જોતાં જીવ પોતે જ મોક્ષમાર્ગનો વટેમાર્ગુ બન્યો છે, છતા સિદ્ધપુરુષ પણ તેની મુક્તિનું કારણ છે, એ વાતનો અસ્વીકાર કરાય એમ નથી. ખરી રીતે કે કોઈ પણ પ્રકારે વસ્તુઓને ન ચલાવવા છતાં, ધર્મ બરાબર એ જ રીતે તેઓની ગતિનું કારણ અથવા હેતુ છે.

લોકાકાશની બહાર ધર્મત્વનું અસ્તિત્વ નથી. એટલા માટે જ સ્વભાવથી જ ઉર્ધ્વગતિ હોવા છતા મુક્તજીવ લોકાગ્ર ઊપર આવેલી સિદ્ધશિલા ઉપર રહી જાય છે અને તેથી ઉચે અલોક નામના અનંત મહાશૂન્ય આકાશમા વિચરી શકતા નથી. જે બધાં કારણોથી લોકાકાશ અલોકાકાશથી ભિન્ન છે તેઓમાનુ એક કારણ લોકમાં ધર્મની અવસ્થિતિ એ છે. વિશ્વમાં વસ્તુઓની સ્થિતિ અને વિશ્વ વસ્તુઓની નિયમાધીનતા ગતિસાપેક્ષ છે. એટલા માટે ધર્મને લીધે જ લોકાકાશ અથવા નિયમસબદ્ધ વિશ્વ સંભવી શક્યુ છે, એમ કહી શકાય. એમ છતા એ પણ યાદ રાખવું જોઇએ કે ધર્મ ગતિમા સહાયક કારણ સિવાય બીજું કશું નથી. પદાર્થો પોતાની મેળે જ ગતિમાન અથવા સ્થિતિશીલ હોય છે અને કોઈ પણ સ્થિતિશીલ પદાર્થને ધર્મ ચલાવી શકતો નથી. એટલા માટે જ વિશ્વની વસ્તુઓ સતત દોડાદોડ કરતી જોવામાં આવતી નથી. વિશ્વમાં જે નિયમ અને શૃખલા ( વ્યવસ્થા ) પ્રતિષ્ઠિત રહ્યાં છે તેનુ એક કારણ છે એમ કહી શકાય

અધ્યાપક શીલના મત પ્રમાણે ધર્મ ગતિનુ સહાયક કારણ તો છે જ પણ તે " એથી પણ બીજુ કઇક વધારે છે " તેઓ કહે છે. " તે એ સિવાય પણ કઈક છે, તે નિયમબદ્ધ ગતિપર પરાનુ (system of movements) કારક અથવા તો કારણ છે, જીવ અને પુદ્ગલની ગતિઓમાં જે શૃંખલા (order) રહી છે તેનુ કારણ ધર્મ જ છે " તેમના મત પ્રમાણે ધર્મ કઇક લાઇબ્નીટ્સ પ્રતિપાદિત પ્રથમથી નિયત થએલ વ્યવસ્થા (Preestablished harmony) ના જેવો છે. પ્રભાચન્દ્રની "સકૃદ્ગતિ યુગપદ્ભાવિગતિ" એ

યુક્તિ ઉપર તેઓ પોતાનો મતવાદ સ્થાપન કરે છે, વસ્તુઓની ગતિઓમા જે શૃંખલા અથવા નિયમ દેખાય છે તેનું કારણ ધર્મ જ છે એવો પ્રભાચંદ્રનો ખરેખર અભિપ્રાય છે કે કેમ તે વિષે સંદેહ છે ઉક્ત શૃંખલાના કારણોમાં ધર્મ પણ એક છે એ વાત સ્વીકાર્ય છે, પરન્તુ વસ્તુઓની શૃંખલાબદ્ધ-ગતિમા ધર્મ ઉપરાંત બીજા કારણોની પણ જરૂર પડે છે એનો પણ સ્વીકાર કરવો પડશે સરોવરમા મત્સ્યપંક્તિ જે શૃંખલાથી અવર જવર કરે છે તે શૃંખલામા સરોવરમાનુ જ પાણી એક માત્ર કારણ છે એમ કહી ન શકાય મીનપંક્તિની ઉપર જણાવેલી સુશૃંખલગતિને વિષે તળાવમાનુ પાણી જે રીતે કારણ બને છે તે રીતે મત્સ્યોની પ્રકૃતિ પણ કારણ બને છે. પ્રમેયકમલમાર્તંડમા પ્રભાચંદ્ર કહે છે—

"विवादापन्नसकलजीवपुद्गलाश्रया· सकृद्गतय. साधारणबाह्यनिमित्तापेक्षाः युगपद्भाविगतित्वादेकसरःसलिलाश्रयानेकमत्स्यगतिवत् । तथा सकलजीवपुद्गलस्थितयः साधारणबाह्यनिमित्तापेक्षा युगपद्भाविस्थितित्वादेककुण्डाश्रयानेकबदरादिस्थितिवत् । यत्तु साधारण निमित्तं स धर्मोऽधर्मश्च ताभ्याम् विना तद्गतिस्थितिकार्यस्यासम्भवात् "

એનો ભાવાર્થ એવો છે કે બધા જીવ અને પૌદ્‌ગલિક પદાર્થોની ગતિઓ એક સાધારણ બાહ્યનિમિત્તની અપેક્ષા રાખે છે, કારણ એ બધા જીવ અને પૌદ્‌ગલિક પદાર્થો યુગપત્ એટલે એકી વખતે જ ગતિમાન દેખાય છે. સરોવરના અનેક મત્સ્યોની યુગપદ્‌ગતિ જોઈને જેવી રીતે ઉક્ત ગતિનાં સાધારણ નિમિત્તરૂપે એક સરોવરમાં રહેલા પાણીનુ અનુમાન

થાય છે, તેવી રીતે જીવ પુદ્ગલની ગતિ પરથી એક સાધારણ નિમિત્તનુ અનુમાન કરવું પડશે બધા જીવ અને પૌદ્ગલિક પદાર્થોની સ્થિતિઓ એક સાધારણ બાહ્ય નિમિત્તની અપેક્ષા રાખે છે, કારણ એ બધા જીવ અને પૌદ્ગલિક પદાર્થો યુગપત્ સ્થિતિશીલ જોવામાં આવે છે. એક કુંડમાં અનેક બોરાંઓની યુગપત્ સ્થિતિ જોઈ જે રીતે ઉક્ત સ્થિતિનાં સાધારણ નિમિત્તરુપે એક કુંડનુ અનુમાન થાય છે તે રીતે જીવ, પુદ્ગલની સ્થિતિ પરથી એક સાધારણ નિમિત્તનું અનુમાન કરવું પડશે ધર્મ અને અધર્મ યથાક્રમે આ સાધારણ નિમિત્ત છે, કારણ એ બન્ને સિવાય ઉપરોક્ત ગતિસ્થિતિરૂપ કાર્ય સભવતું નથી."

પ્રભાચંદ્રના ઉપર ઉતારેલા વચન ઉપરથી એ જ સિદ્ધ થાય છે કે એકથી વધારે પદાર્થની યુગપત્ ગતિ પરથી ધર્મ-તત્ત્વના અસ્તિત્વનુ અનુમાન કરાય છે પરન્તુ જે રીતે એક પદાર્થ પછી બીજો એક પદાર્થ જાય એટલે જ તેઓ શૃખલા-બદ્ધ છે એમ કહી શકાતુ નથી. તેવી રીતે બે કે, તેથી વધારે પદાર્થોની યુગપત્ ગતિ ઉપરથી જ તેઓ શૃખલાબદ્ધ છે એવું અનુમાન કરી શકાતુ નથી. ગતિઓ યુગપત્ થઈ એટલે શૃખલાબદ્ધ થઈ ગઈ એવુ જ કઈ નથી. ધારો કે કોઇ તળાવમાં એક માછલી ઉત્તર તરફ દોડે છે, એક માણસ પૂર્વ તરફ તરે છે, ઝાડ પરથી ખરી પડેલુ એક પાંદડું પશ્ચિમ તરફ તણાતુ જાય છે અને એક કાંકરો સરોવરના તળીયા તરફ ઉતરતો જાય છે આ બધી ગતિઓ યુગપત્ છે અને એ યુગપત્ ગતિઓ, ગતિ કારણ જલને લીધે જ સંભવિ શકે છે. પરન્તુ એ બધી ગતિઓમાં યૌગપદ્ય હોવા છતાં કોઇ

પણ શૃંખલા (વ્યવસ્થા) દેખાતી નથી. તે જ રીતે ધર્મ યુગપત્ ગતિઓનું કારણ કહી શકાય નહિં ધર્મને જૈનદર્શનમાં નિષ્ક્રિય પદાર્થ કહેવામાં આવ્યો છે. ગતિ પરંપરાની શૃંખલામા ધર્મની ઉપયોગિતા છે એ સ્વીકાર્ય છે. પરન્તુ યાદ રાખવુ જોઇએ કે ધર્મ ક્રિયાશીલ વસ્તુ નથી અને તેથી વિશ્વની ગતિઓમાં જે શૃંખલા છે તેનુ એક માત્ર કારણ ધર્મ છે એવું કહી શકાય નહિં

એટલે અમને લાગે છે કે અધ્યાપક ચક્રવર્તીએ, પંડિતવર શીલના ધર્મસબન્ધી મતવાદની જે સમાલોચના કરી છે તે યુક્તિસંગત છે પરન્તુ ગતિસમૂહની શૃંખલાનુ કારણ શોધવા જતા અધ્યાપક ચક્રવર્તીએ અધર્મતત્ત્વ લાવી મુક્યુ છે. સ્થિતિ કારણ અધર્મ "યુક્તિથી" ધર્મનો "પૂર્વગામી" (logically prior) છે અને અધર્મનુ કાર્ય અથવા કાર્યનો નિરાશ કરવા માટે અથવા તેને કંઇક અંશે મંદ કરવા માટે ધર્મના પ્રયત્નથી શૃંખલાની ઉત્પત્તિ થઇ છે, એવો તેમનો મત હોય એમ લાગે છે. વિદ્વાન અધ્યાપકનો આ મત અમો સ્વીકારી શકતા નથી. આપણે ભૂલી ન જવુ ન જોઇએ કે ધર્મ અને અધર્મ બન્ને નિષ્ક્રિય તત્ત્વો છે. તેઓના અસ્તિત્વથી ગતિ-શૃંખલાના આવિર્ભાવને સહાયતા મળી શકે, પરન્તુ ગતિશૃંખલાની ઉત્પત્તિમા તેઓનુ ક્રિયાકારિત્વ બીલકુલ નથી.

ખરી વાત તો એ છે કે ધર્મ, અધર્મ, આકાશ અથવા કાલ ભેગા અથવા અલગ અલગ વસ્તુઓની ગતિપરંપરામાં શૃંખલા લાવવાને સમર્થ નથી. એઓનુ અસ્તિત્વ શૃંખલાના સહાયક તરીકે ગણાયા છતાં એઓ બધી રીતે નિષ્ક્રિય દ્રવ્ય છે. વિશ્વનિયમનુ કારણ નક્કી કરવા જતાં અદ્વૈતવાદ "एक-

मैवाद्वितीयम्" સત્પદાર્થને લાવે છે અને ઇશ્વરવાદ એક મહાન સ્રષ્ટાનો નિર્દેશ કરે છે. જૈનદર્શન અદ્વૈતવાદ, કર્તૃત્વવાદ બન્નેનો વિરોધી છે એટલે શૃંખલાબદ્ધ ગતિઓનું અને તેની સાથે વિશ્વમાં રહેલા નિયમનું કારણ નક્કી કરવામાં જૈનોને પોતાની મેળે ગતિશીલ જીવ અને પુદ્ગલની સ્વાભાવિક પ્રકૃતિ ઊપર જ આધાર રાખવાની ફરજ પડે છે બધા જીવોમાં સમાન જ જીવના ગુણો રહેલા છે. તેથી બધા જીવોના કર્મો અને ક્રિયાપદ્ધતિ ઘણે ભાગે એક પ્રકારની જ હોય છે વળી એક જ કાલ, આકાશ, ધર્મ, અધર્મ અને પુદ્ગલની સાથે જોડાઇને બધા જીવને કામ કરવું પડે છે, એ કારણથી પણ જીવોમા એક નિયમ અને શૃંખલાનો આર્વિભાવ થાય છે. જડ જગતની શૃંખલા સંબંધે અમને લાગે છે કે જૈન દર્શન આધુનિક વિજ્ઞાનસમ્મત મત સ્વીકારમાં લગારે આનાકાની નહિં કરે. વર્તમાન યુગના જડ વિજ્ઞાનના આચાર્યોની પેઠે જૈનો પણ કહી શકે કે જડ જગતમાં જે શૃંખલા છે તે જડ પદાર્થનાં સ્વાભાવિક ગુણમાંથી જન્મેલી છે. જડનું સંસ્થાન (mass) અને ગતિ (motion) ગુરુત્વાકર્ષણના (law of gravity) નિયમ અને જડમાં રહેલી આકર્ષણ વિકર્ષણ શક્તિ (Principles of attraction and repulsion) માંથી જ જડ જગતની શૃંખલા ઉદ્ભવે છે જડ વ્યાપારોમાં (Purely material phenomena) જે નિયમ જોવામાં આવે છે તેની પ્રતિષ્ઠામા ધર્મ, અધર્મ, આકાશ અને કાલનું અસ્તિત્વ બહુ જ સહાયક છે, એ પણ અહિં સ્વીકારવું જોઇએ જગતમાં જીવોનું અસ્તિત્વ પણ જડ જગતની શૃંખલાનુ પોષક છે, કારણ અનાદિકાલથી જે બધા બદ્ધજીવો

સંસારમાં ભ્રમણ કરી રહ્યા છે, તેઓનાં પ્રયોજન અને અભીપ્સા અનુસાર જડ દ્રવ્યો અથવા પુદ્‌ગલ ધીમે ધીમે બદલાતાં આવ્યાં છે. એ રીતે જણાય છે કે વસ્તુઓની ગતિમાં જે શૃંખલા છે તે મૂળ તો વસ્તુની જ ક્રિયાશીલ પ્રકૃતિમાંથી જ ઉદ્‌ભવેલી છે, અને ધર્મતત્ત્વનુ અસ્તિત્વ માત્ર એ શૃખલાની પ્રતિષ્ઠાનું સહાયક છે એમ નથી. અધર્મ, આકાશ વગેરે તત્ત્વો પણ એના પરિપોષક છે. પદાર્થો સ્વભાવથી જ ગતિસ્થિતિમાં કર્તૃત્વાધિકારી છે એમ તત્ત્વાર્થરાજવાર્તિકકાર વિશેષપણે કહે છે અને તેઓ ધર્મ અને અધર્મને "ઉપગ્રાહક" કહે છે. તેઓ કહે છે કે અંધ વ્યક્તિ ફરતી વખતે લાકડીની સહાય લે છે, લાકડી તેને ફેરવતી નથી, તેના ફરવામાં માત્ર સહાયતા કરે છે. જો લાકડી ક્રિયાશીલ કર્તા હોત; તો તે અચેતન અને ઉંઘેલી વ્યક્તિને પણ ફેરવત. એટલા માટે અંધની ગતિમાં લાકડી ઉપગ્રાહક છે. વળી દૃષ્ટિના વ્યાપારમા પ્રકાશ સહાયકારી છે. દેખવાની શક્તિ આખની જ છે, પ્રકાશ દૃષ્ટિશક્તિનો જન્માવનાર નથી પ્રકાશ જો ક્રિયાશીલ કર્તા હોત, તો તે અચેતન અને ઉંઘેલી વ્યકિતને પણ દર્શન કરાવત. એટલા માટે દૃષ્ટિ વ્યાપારમા પ્રકાશ ઉપગ્રાહક છે. તેઓ કહે છે "બરાબર એ જ રીતે જીવો અને જડ પદાર્થો પોતાની મેળે ગતિમાન અથવા સ્થિતિશીલ થાય છે. તેઓના ગતિ અને સ્થિતિવ્યાપારમા ધર્મ અને અધર્મ ઉપગ્રાહક એટલે નિષ્ક્રિય હેતુ છે. તેઓ તે ગતિના કે સ્થિતિના 'કર્તા' કે જન્માવનાર નથી. ધર્મ અને અધર્મ જો ગતિ અને સ્થિતિના કર્તા હોત તો ગતિ અને સ્થિતિ અસંભવિત થાત." ધર્મ અને અધર્મને સક્રિય દ્રવ્યરૂપે કલ્પવામાં આવે તો જગતમાં ગતિ અને

સ્થિતિ શા માટે અસંભવિત થાય, તેનું પણ પ્રતિપાદન કરેલ છે. ધર્મ અને અધર્મ સર્વવ્યાપક અને લોકાકાશમાં સર્વત્ર વ્યાપ્ત છે એથી જ્યારે જ્યારે ધર્મ કોઈ વસ્તુને ગતિમાન કરે ત્યારે ત્યારે અધર્મ તેને અટકાવી દે, એવી રીતે જગતમાં સ્થિતિ અસંભવિત થઈ પડે એટલા માટે અકલંક દેવ કહે છે કે જો ધર્મ અને અધર્મ નિષ્ક્રિય દ્રવ્ય ઉપરાંત બીજુ કંઈક હોત તો જગતમા ગતિ અને સ્થિતિ અસંભવિત થાત. ગતિ અને સ્થિતિ જીવો અને જડ પદાર્થોની ક્રિયાસાપેક્ષ છે. ધર્મ અને અધર્મ ગતિ અને સ્થિતિના સહાયક છે અને એક રીતે ધર્મ અને અધર્મને લીધે જ ગતિ અને સ્થિતિ સંભવે છે. અહિં આપણે જરા આગળ વધી શુ એમ ન કહી શકીએ કે શૃંખલાબદ્ધ ગતિ અને શૃંખલાબદ્ધ સ્થિતિ જીવ અને જડ પદાર્થોની સ્વાભાવિક ક્રિયા ઉપર આધાર રાખે છે અને તેઓના સહાયક અને અપરિહાર્ય હેતુ હોવા છતા ધર્મ અને અધર્મ એકી સામટાં અથવા જુદાં જુદાં ગતિ સ્થિતિ–શૃંખલાનાં જન્માવનાર (cause) નથી ?

ધર્મ અને અધર્મ પ્રત્યક્ષનાં વિષય નથી અને તેથી તેઓ સત્પદાર્થ નથી, એવું કહેનારને જૈનો અયુક્તવાદી કહે છે. પ્રત્યક્ષનાં વિષય નહિ એવા અનેક પદાર્થોને સત્ય માનવાની આપણને ફરજ પડે છે અને આપણે તેમ માનીએ પણ છીએ. પદાર્થો જ્યારે ગતિશીલ કે સ્થિતિમાન જોવામાં આવે છે, ત્યારે જરૂર એવું કોઈ દ્રવ્ય હોવુ જોઇએ કે જે તેઓને ગતિ અને સ્થિતિવ્યાપાર કરવામા મદદ કરે. આ યુક્તિવડે ધર્મ અધર્મના અસ્તિત્વનું અને દ્રવ્યત્વનુ અનુમાન કરવામાં આવે છે. કોઈ કોઈ કહે છે કે આકાશ જ ગતિનું કારણ છે અને

આકાશથી ભિન્ન એવા ધર્મ, અધર્મ દ્રવ્યનો સ્વીકાર કરવાની જરૂર નથી. જૈન દાર્શનિકો એ મતવાદની નિઃસારતા બતાવવા કહે છે કે અવકાશ આપવો એજ આકાશનો ગુણ છે. અવકાશપ્રદાન એ ગતિશીલ પદાર્થોને ગતિ ક્રિયામાં મદદ આપવા કરતાં જૂદી વસ્તુ છે એ સમજી શકાય એવું છે. એ બન્ને ગુણોની આ મૌલિક ભિન્નતા મૂળથી જ ભિન્ન એવા બે દ્રવ્યોનુ અસ્તિત્વ પ્રતિપાદન કરે છે અને એટલા માટે ધર્મતત્ત્વ આકાશથી જુદું જ દ્રવ્ય છે. વળી એ પણ જણાય છે કે જો આકાશ ગતિ કારણ હોત તો વસ્તુઓ અલોકમાં પ્રવેશ કરી લોકાકાશની માફક ત્યાં પણ આમ તેમ સંચરી શકત. અલોક એ આકાશનો અંશ હોવા છતાં તે બિલકુલ શૂન્ય અને પદાર્થ રહિત છે ( એટલું જ નહિં પણ સિદ્ધો સુદ્ધાં ત્યાં પ્રવેશ કરી શકતા નથી, ) આ ઉપરથી જ સમજાય છે કે ધર્મ સદ્દ્રવ્ય છે, અલોકમાં એનું અસ્તિત્વ નથી અને લોકમા વ્યાપ્ત રહી લોકાકાશ અને અલોકાકાશ વચ્ચે એક મોટી ભિન્નતા પ્રતિપાદન કરે છે. અદૃષ્ટ જ ગતિ કારણ છે ધર્મ દ્રવ્યની સત્તા નથી એમ પણ કોઈ કોઈ કહે છે. પરન્તુ યાદ રાખવુ જોઇએ કે ચેતન જીવ જે શુભાશુભ કર્મ કરે છે, તેના જ ફળ તરીકે અદૃષ્ટ કલ્પાયું છે. ચેતન જીવને જવર અવર કરાવવામા અદૃષ્ટ સમર્થ છે એમ દલીલ ખાતર માની લઇએ તો પણ પાપ-પુણ્ય કર્મના અકર્તા અને તજ્જન્ય અદૃષ્ટના સાથે કોઇ પણ જાતના સંબંધ વિનાના જે જડ પદાર્થો છે તેઓની ગતિનું કારણ શું હોઇ શકે ? અહિં યાદ રાખવું જોઇએ કે જૈન મત પ્રમાણે ધર્મ, પદાર્થને ચલાવનાર કોઈ દ્રવ્ય નથી, એ વસ્તુઓની ગતિ ક્રિયામાં માત્ર સહાયતા

કરે છે ગતિમાં ધર્મના જેવું એક નિષ્ક્રિય કારણ અવશ્ય સ્વીકારવું જોઇએ અદષ્ટની સત્તા સ્વીકારીએ તો પણ તેથી ધર્મ એક સત્ તેમ જ અજીવ દ્રવ્ય છે એ મતને કોઈ પણ રીતે બાધ આવતો નથી

## ૨

## અધર્મ

વિશ્વવ્યાપારના આધારની શોધ કરવા જતાં અનેક દર્શનો ખાસ કરીને પ્રાચીન દર્શનો બે વિરોધી તત્ત્વોની શોધ કરે છે જરથુસ્ત્રે પ્રવર્તાવેલા ધર્મમાં આપણે "અહુરોમજ્દ" અને "અહરિમાન" નામે બે પરસ્પર વિરોધી-હિતકારી અને અહિતકારી દેવતાઓનો પરિચય પામીએ છીએ પ્રાચીન યાહુદી ધર્મમાં અને ખ્રિસ્તી-ધર્મમાં પણ ઇશ્વર અને તેનો ચિરશત્રુ શયતાન વિદ્યમાન છે દેવ અને અસુરની ભારતમાં પુરાતન ધર્મ કથા છે ધર્મવિશ્વાસની વાત છોડીને જો આપણે દાર્શનિક તત્ત્વવિચારની આલોચના કરીએ તો ત્યાં પણ દ્વૈત-વાદની એક અસર જોવામા આવે છે એ બધા દ્વૈતવાદમાં આત્મા અને અનાત્માનો ભેદ ખાસ ઉલ્લેખ યોગ્ય છે અને એ ભેદની કલ્પના લગભગ દરેક દર્શનમાં કોઇને કોઈ રીતે રહેલી છે સાંખ્યમાં એ દ્વૈત પુરુષ-પ્રકૃતિના ભેદરૂપે વર્ણવામાં આવ્યુ છે, વળી વેદાતમા બ્રહ્મ અને માયાના સબધના વિચારમાં દ્વૈતનો કાંઈક આભાસ જણાય છે ફ્રેચ ફિલસુફ ડેકાર્ટના અનુયાયીઓ આત્મા અને જડની ભિન્નતા જોઈ

શક્યા હતા અને તેનો સમન્વય કરવાનો તેમણે વૃથા પ્રયાસ કર્યો હતો. જૈન દર્શનમાં જીવ અને અજીવ એ પરસ્પર ભિન્ન મૂળ તત્ત્વો છે. આ બધા દ્વૈતો ઉપરાંત દાર્શનિકો બીજા પણ અનેક દ્વૈતો સ્વીકારે છે જેમકે સત્ અને અસત્ (Being and non Being) તત્ત્વ અને પર્યાય (Noumenon and Phenomenon) વગેરે.

પ્રાચીન ગ્રીકોએ બીજા એક સુપ્રસિદ્ધ ભેદની કલ્પના કરી હતી તે ભેદ ગતિ અને સ્થિતિ વચ્ચેનો. હેરાકલીટ્રાસના શિષ્યોના મત પ્રમાણે સ્થિતિ એ ખરો તાત્ત્વિકવ્યાપાર નથી, દરેક પદાર્થ દરેક ક્ષણે બદલાયા કરે છે અને એવી રીતે દરેક પદાર્થ દરેક ક્ષણે જ ગતિશીલ છે, એમ કહી શકાય બીજી બાજુએ વળી પારમેનિડિસના શિષ્યો કહે છે–ગતિ અસંભવિત છે, પરિવર્તન ન પામે એવી સ્થિતિ જ સ્વાભાવિક તત્ત્વ છે. એ બે પક્ષોના વાદવિવાદમાંથી ગતિ અને સ્થિતિ બન્નેની સત્યતા અને તાત્ત્વિકતા સમજાય છે જેઓ કેવલ તત્ત્વવિચારનો પક્ષ ન લેતાં લોકવ્યવહાર તરફ પણ દૃષ્ટિ રાખે છે તેઓ ગતિ અને સ્થિતિમાંથી કોઈ પણ એકની સત્યતા બિલકુલ ઉડાવી દઈ બીજાની તાત્ત્વિકતા દર્શાવી શકતા નથી. જૈનો અનેકાંતવાદી છે, એથી તેઓ ગતિકારણ ધર્મ અને સ્થિતિકારણ અધર્મ, એ બન્નેની તાત્ત્વિકતા સ્વીકારે એમાં કંઈ નવાઈ નથી.

ધર્મને લીધે ગતિ છે અને અધર્મને લીધે સ્થિતિ છે ધર્મ અને અધર્મ બન્ને સત્ દ્રવ્ય છે, અજીવ દ્રવ્યમાં સમાવેશ પામે છે. બન્ને જ લોકાકાશવ્યાપી સર્વગતવ્યાપક પદાર્થ છે. મહાશૂન્ય અલોકમાં બન્નેનું અસ્તિત્વ નથી. "ધર્મ તેથી

કંઇક વધારે છે—તે નિયમબદ્ધ ગતિપરંપરાનો કારક કે કારણ છે–જીવ અને પુદ્ગલની ગતિઓમાં જે શૃંખલા રહેલી છે તેનુ કારણ ધર્મ જ છે"—એમ માનવું યુક્તિસગત નથી. જૈન-દર્શનના મત પ્રમાણે જીવ અને પુદ્ગલ બન્ને પોતાની મેળે ગતિશીલ છે અને ધર્મ સંપૂર્ણપણે નિષ્ક્રિય દ્રવ્ય છે, એટલા માટે ધર્મ વિશ્વમા રહેલી શૃખલાનો વિધાયક છે એમ કહી શકાય નહિં અધર્મ પણ નિષ્ક્રિય દ્રવ્ય છે જીવ અને પુદ્ગલ પોતાની મેળે જ સ્થિતિશીલ છે જગતમાં જો શૃખલાબદ્ધ સ્થિતિ હોય તો તેનુ કારણ અધર્મ છે એમ કહી શકાય નહિં—જીવ અને પુદ્ગલનો સ્વભાવ જ તેનુ કારણ છે ધર્મ અને અધર્મમાંથી એકે જગતમા રહેલા નિયમનો કર્તા નથી વળી એઓમાંના કોઈ એકને બીજાનો યુક્તિથી પૂર્વગામી (logically prior) કહી શકાય નહિં. ધર્મ અને અધર્મમાથી કોઈ એક બીજાના વ્યાપારની પ્રતિક્રિયા કરે છે અને એ ચિરવિરોધ કે અનંતસગ્રામ ઉપર વિશ્વશૃખલા ટકેલી છે એમ માનવું એ યુક્તિવિરૂદ્ધ છે. શ્રીકદાર્શનિકે પ્રસિદ્ધ કરેલ "રાગ" (Principle of love) અને "દ્વેષ" (Principle of hate)ના સિદ્ધાતની સાથે ધર્મ અને અધર્મના સિદ્ધાતની તુલના થઇ શકે એમ નથી. ધર્મને બહિર્મુખી ગતિનુ કારણ (principle "guaranteeing motion within limits") અને અધર્મને અંતર્મુખી ગતિનુ કારણ કે મધ્યાકર્ષણ કારણ (કોષ્ટક Principle of Gravitation) કહેવુ એ ખોટુ છે એમ અમને લાગે છે. પરમાણુકાયસરક્ષણમાં જે બે પરસ્પર વિરોધી (Positive and negative) વૈદ્યુતિક શક્તિનો વ્યાપાર (electro magnetic influe-

nces) જોવામાં આવે છે તેના જેવા પરસ્પર વિરોધી કોઈ બે તત્ત્વો સાથે ધર્મ અધર્મની તુલના થઈ શકે એમ નથી. ધર્મ અને અધર્મ સંપૂર્ણપણે નિષ્ક્રિય દ્રવ્ય છે. જેવી રીતે "કેંદ્રાભિમુખી" અને "કેંદ્રબહિર્ગામી" ગતિ (centripetal and centrifugal forces)ની સાથે તેમનું સરખાપણું નથી. તેવી રીતે તેમની ઉપર કોઈ પણ પ્રકારના ક્રિયાકારિત્વનો (dynamic energising) આરોપ કરી શકાય એમ નથી.

જૈનદર્શનમા અધર્મનો અર્થ પાપ કે નીતિવિરુદ્ધ અપકર્મ એવો નથી એ એક સત્ અજીવ તત્ત્વ છે, વસ્તુઓની સ્થિતિશીલતાનુ એક કારણ છે. જીવો અને જડ વસ્તુઓના સ્થિતિકારણ તરીકે એ વર્ણવાય છે તેથી અધર્મ ગતિશીલ પદાર્થને અટકાવી દે છે, એવો અર્થ સૂચિત થતો નથી. અધર્મ એ સ્થિતિનુ કારક સહભાવી કારણ છે, દ્રવ્યસંગ્રહકારે એને "ठाणजुदाण ठाणसहयारी" (स्थान-युतानां स्थानसहकारी) અર્થાત્ સ્થિતિશીલ પદાર્થનો સ્થિતિ સહાયક કહેલ છે. સ્થિતિશીલ પદાર્થની સ્થિતિને જે સહાયતા કરે તેને વિશુદ્ધ દર્શનવાળા અરિહંતોએ અધર્મ કહ્યો છે પશુઓની સ્થિતિઓનો પૃથ્વી જેમ સાધારણ આશ્રય છે તેમ જીવ અને પુદ્‌ગલોનાં સ્થિતિવ્યાપારનુ અધર્મ સાધારણ આશ્રય છે (તત્ત્વાર્થસાર અધ્યાય ૩-૩૫-૩૬) ગમનશીલ પશુઓને પૃથ્વી અટકાવી દેતી નથી, તેમ છતાં પૃથ્વી ન હોય તો તેઓની સ્થિતિ પણ સભવતી નથી; તે રીતે કોઇ પણ ગતિશીલ વસ્તુને અધર્મ અટકાવી દેતો નથી તેમ છતાં અધર્મ સિવાય ગતિશીલ પદાર્થની સ્થિતિ પણ સભવતી નથી. આ પ્રસંગે જૈન લેખકો અધર્મ સાથે છાયાની પણ સરખામણી કરે છે. "છાયા જેવી

રીતે તાપથી બળતા પ્રાણીઓનુ અને પૃથ્વી જેવી રીતે અશ્વોનું સ્થિતિકારણ છે તેવી રીતે અધર્મ પણ પુદ્ગલાદિદ્રવ્યનું સ્થિતિકારણ છે."

અધર્મ "અકર્તા" એટલે કે નિષ્ક્રિય તત્ત્વ છે. એ વસ્તુઓની સ્થિતિનો હેતુ કે કારણ હોવા છતાં કદાપિ ક્રિયાકારી (Dynamic or productive) કારણ નથી એટલા માટે અધર્મ સ્થિતિનો "બહિરંગ હેતુ" અથવા "ઉદાસીન હેતુ" કહેવાય છે. એ "નિત્ય" અને "અમૂર્ત" છે, સ્પર્શ, રસ, ગંધ આદિ ગુણો એમાં નથી. એ બધી બાબતમાં ધર્મ, કાલ અને આકાશની સાથે અધર્મનું સરખાપણુ છે. એને વિશિષ્ટ ગુણ છે અને એ વસ્તુના સ્થિતિપર્યાયોનો આધાર છે તેથી તે સદ્દ્રવ્ય છે. અધર્મ દ્રવ્યત્વરૂપે અવશ્ય જીવ સમાન છે જીવની માફક એ પણ અનાદ્યનંત અને અપૌદ્ગલિક (immaterial) છે પહેલાં કહેવામાં આવ્યુ છે કે અધર્મ, અજીવ અર્થાત્ અનાત્મદ્રવ્ય છે.

ધર્મ, કાલ, પુદ્ગલ અને જીવની પેઠે અધર્મ લોકાકાશમાં રહેલો છે. અનંત આકાશમાં એનું અસ્તિત્વ નથી. અધર્મ વર્તમાન (अस्ति) અને પ્રદેશવિશિષ્ટ (काय) હોવાથી પંચ અસ્તિકાયમાં એની ગણતરી થાય છે એક અવિભાજ્ય પુદ્ગલ પરમાણુવડે જેટલું સ્થાન રોકાય છે તેનું નામ 'પ્રદેશ.' અધર્મ લોકાકાશની સીમામાં રહેલો હોઇ એના પ્રદેશો અનંત નથી; એઓ નિર્દિષ્ટ સીમામાં રહેલા હોઇ એઓનો અંત છે. જૈનો અધર્મ, ધર્મ અને જીવના પ્રદેશોને "અસંખ્ય" અર્થાત્ ગણતરી ન કરવા યોગ્ય કહે છે.

આમ અધર્મ "અસંખ્યેયપ્રદેશ" હોવા છતાં એ એક છે—માત્ર એક જ વ્યાપક પદાર્થ છે. એ વિશ્વ વ્યાપી ("લોકાવગાઢ") અને વિસ્તૃત ("પૃથુલ") છે. ધર્મની માફક અધર્મના પ્રદેશો પણ પરસ્પર જોડાયેલા છે, તેથી અધર્મ એ એક વ્યાપક સંપૂર્ણ પદાર્થ કહેવાય છે. આ બાબતમા કાલતત્ત્વની સાથે અધર્મનું જૂદાપણું છે, કારણ કે કાલાણુઓ પરસ્પર જોડાયેલા નથી

ધર્મ અને અધર્મ બન્નેને મૂળથી એક જ દ્રવ્ય કહી શકાય કે નહિ? બન્ને એ લોકાકાશ વ્યાપી છે એટલે બન્નેનો "દેશ" એક છે. બન્નેનું "સંસ્થાન" અર્થાત્ પરિમાણ એક જ છે બન્ને એક "કાલ"મા રહેલા છે. દાર્શનિકો એક જ "દર્શન" અર્થાત્ પ્રમાણની મદદથી બન્નેના અસ્તિત્વનુ અનુમાન કરે છે. ધર્મ અને અધર્મ "અવગાહન"થી એક છે અર્થાત્ બન્ને પરસ્પર ગાઢપણે જોડાયેલા છે. બન્ને તત્ત્વ "દ્રવ્ય" છે, અમૂર્ત છે અને જ્ઞેય છે. એટલે ધર્મ અને અધર્મને બે ભિન્ન દ્રવ્ય ન ગણતા બન્નેને એકજ દ્રવ્ય કહીએ તો શો દોષ? એના ઉત્તરમાં તત્ત્વાર્થરાજવાર્તિકકાર કહે છે કે ધર્મ અને અધર્મનાં કાર્ય ભિન્ન છે એથી એ બન્ને ભિન્ન દ્રવ્ય છે. એકજ પદાર્થમાં એક જ સમયે રૂપ, રસ અને બીજા વ્યાપારો જોવામાં આવે છે, પરન્તુ તેટલા માટે રૂપ રસાદિને શું એક જ વ્યાપાર કહીશું?

આકાશ તત્ત્વને ગતિ કે સ્થિતિનુ કારણ માનીને ધર્મ અને અધર્મના અસ્તિત્વનો અસ્વીકાર કરી શકાય તેમ નથી. અવકાશ અર્થાત્ સ્થાન દેવુ એ જ આકાશનું લક્ષણ છે, જેવી

રીતે નગરમાં ઘરો વગેરે રહેલાં હોય છે તેવી રીતે ધર્મ, અધર્મ અને બીજાં દ્રવ્યો આકાશમા રહેલાં છે. જો સ્થિતિ કરાવવી અને ગતિ કરાવવી એ આકાશના ગુણ હોત તો અનંત મહાશૂન્ય અલોકમાં પણ એ ગુણોનો અભાવ હોત નહિ. અલોકાકાશમાં ગતિ-સ્થિતિ સભવિત હોત તો લોકાકાશ અને અનત અલોકાકાશ વચ્ચે કશો ભેદ રહેત નહિ. વ્યવસ્થિત લોક અને અનત અલોકના ભેદ ઉપરથી જ સમજાય છે કે આકાશમાં ગતિ-સ્થિતિના નિમિત્ત કારણત્વનો આરોપ કરી શકાય તેમ નથી અને ગતિ-સ્થિતિના કારણરૂપે ધર્મ અધર્મનુ અસ્તિત્વ અવશ્ય સ્વીકારવું જોઇએ. અવકાશ આપનાર આકાશ વિના ધર્મ અને અધર્મનુ કોઇ પણ કાર્ય થઇ શકે નહિં એ ખરૂ છે, પરતુ તેટલા માટે આકાશની સાથે ધર્મ અને અધર્મનો કાંઇ પણ ભેદ છે નહિં એવું કાંઈ નથી. વૈશેષિકદર્શનમાં દિગ્, કાલ, અને આત્મા જુદા જુદા પદાર્થ તરીકે સ્વીકારાયા છે આકાશ વિના એઓમાંના કોઇનુ પણ કાર્ય થઇ શકે નહિં એમ છતાં એ બધાંનુ અસ્તિત્વ આકાશથી જુદું માનવામાં આવ્યુ છે. જો એક જ દ્રવ્યમાં જુદાં જુદા કાર્યનો આરોપ કરી શકાય એમ હોય તો ન્યાયદર્શનસંમત અનેકાત્મવાદની યુક્તિયુક્તતા ક્યાં રહી? વળી સાંખ્યદર્શન સત્ત્વ, રજસ્ અને તમસ્ નામે ત્રણ જુદા જુદા ગુણોનો પ્રકૃતિમાં આરોપ કરે છે તે પણ યુક્ત કેવી રીતે ગણાય? એ ત્રણે ગુણમાનો કોઇ પણ એક ગુણ જુદે જુદે ત્રણ પ્રકારે કામ કરે છે એમ માનત તો પણ ચાલત. મૂળથી જ ભિન્ન કાર્યોનુ કારણ એક હોય તો સાખ્યસમત પુરુષ બહુત્વવાદ સિદ્ધ થઇ શકે નહિ. બૌદ્ધદર્શન રૂપસ્કંધ, વેદના-

સ્કંધ, સંજ્ઞાસ્કંધ, સંસ્કારસ્કંધ અને વિજ્ઞાનસ્કંધ નામે પાંચ જુદા જુદા સ્કંધોનો ઉલ્લેખ કરે છે; છેલ્લા સ્કંધ સિવાય બાકીના બીજા સ્કંધો સંભવી ન શકે એવા હોવા છતાં બૌદ્ધો પાંચે સ્કંધોનો સ્વીકાર કરે છે. એટલે એક પદાર્થ બીજા પદાર્થ ઉપર આધાર રાખતો હોય તો પણ જો બન્નેના કાર્યમાં મૌલિક ભેદ હોય તો બન્ને પદાર્થનું જૂદું અસ્તિત્વ સ્વીકારવું જોઈએ.

ધર્મ અને અધર્મ અમૂર્ત દ્રવ્ય છે; એટલે તેઓ બીજા પદાર્થની ગતિ–સ્થિતિમાં કેવી રીતે સહાયક થઈ શકે? એવી શંકા લાવવાને કારણ નથી. દ્રવ્ય અમૂર્ત હોવા છતાં પણ કાર્ય કરી શકે છે આકાશ અમૂર્ત હોવા છતાં પણ બીજા પદાર્થને અવકાશ આપે છે સાંખ્યદર્શનસંમત પ્રધાન પણ અમૂર્ત છે, આમ છતા પુરુષને માટે એનુ જગત પ્રસવનું કાર્ય સ્વીકારાય છે. બૌદ્ધદર્શનનું વિજ્ઞાન અમૂર્ત હોવા છતાં નામ રૂપાદિની ઉત્પત્તિનું કારણ છે. વૈશેષિકસંમત અપૂર્વ પણ શું છે? એ પણ અમૂર્ત છે; એમ છતાં એ જીવના સુખ-દુ:ખાદિનુ નિયામક છે. એટલે ધર્મ અને અધર્મ અમૂર્ત હોવા છતાં કાર્ય કરે છે એ વિષે શંકા લાવવી નિરર્થક છે.

ધર્મ અને અધર્મ શબ્દ સાધારણ રીતે નૈતિક અર્થમાં વપરાય છે, છતાં જૈનદર્શનમા એ બન્ને દ્રવ્ય છે, બે એ અજીવ તત્ત્વ છે. કોઇ કોઇ ધર્મ અધર્મના એ બે અર્થ વચ્ચે સંબંધ શોધવાનો પ્રયત્ન કરે છે, તેની જ આલોચના અમો ઉપસંહારમાં કરીશું. ધર્મ ગતિનું કારણ છે અને અધર્મ

સ્થિતિનું કારણ છે. નૈતિક અર્થમા ધર્મ એટલે પુણ્યકર્મ અને અધર્મ એટલે પાપકર્મ. કોઇ કોઇના મત પ્રમાણે ધર્મનો ગતિકારણ, એ તાત્ત્વિક અર્થ જ મૂળ અને પ્રાચીન છે; પાછળથી એમાંથી જ ધર્મનો નૈતિક અર્થ નીકળ્યો છે. તેઓ કહે છે કે જીવદ્રવ્ય સ્વભાવથી જ उड्ढगाई (ऊर्ध्वगति) છે. અર્થાત્ તે વિશુદ્ધ સ્વભાવમાં જેટલે અંશે સ્થિત હશે તેટલે જ અંશે તેની ઉર્ધ્વગતિ થશે અને લોકાગ્ર તરફ આગળ વધશે. ધર્મ એ ગતિકારણ છે, એટલે સુખમય ઉર્ધ્વલોકમાં જવામાં જીવને જે મહાયક થાય તેને ધર્મ કહી શકાય. આ તરફ વળી પાપસ્પર્શરહિત પુણ્યકર્મ કરવાથી જ જીવ ઉર્ધ્વ-લોકમાં જઇ શકે છે. એ કારણથી જે ધર્મશબ્દ પહેલાં જીવની ઉર્ધ્વગતિનો સહાયક એવો અર્થ પ્રકટ કરતો હતો તે શબ્દ વખત જતા પુણ્યકર્મવાચક થઈ ગયો. તેવી રીતે અધર્મ મૂળથી જીવની સ્થિતિનો સહાયક એવા અર્થનો વાચક હોઈ પાછળથી જીવો જે વડે સંસારમાં બંધાઇ રહે છે તે પાપકર્મનો વાચક થઈ પડ્યો છે. આ મતમાં અમારી આસ્થા બેસતી નથી. ધર્મ અને અધર્મના તાત્ત્વિક અને નૈતિક એ બે અર્થો વચ્ચે ઉપર જે સબંધસ્થાપન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે યુક્તિસંગત (logical) પણ નથી અને કાલક્રમને બંધ બેસતો (chronological) પણ નથી. જીવની માત્ર સ્વાભાવિક ઉર્ધ્વગતિને જ ધર્મ સહાયતા કરે છે એમ માનવું કેવી રીતે યુક્તિયુક્ત હોઈ શકે? જૈનદર્શનમા ધર્મ સર્વ પ્રકારની ગતિનુ કારણ છે, એમ કહેવામા આવ્યુ છે. જીવની ગતિને એ જેમ સહાયતા કરે છે તેમ પુદ્ગલની ગતિને પણ સહાયતા કરે છે. બધા પ્રકારની ગતિનુ કારણ ધર્મ જીવને

માત્ર ઉર્ધ્વગતિમાં સહાયતા કરે એમ કેમ માની શકાય? જ્યારે જીવ જૈનસમત નરકોમાંના કોઈ એકમા જાય છે ત્યારે જીવની તે અધોગતિમાં પણ ધર્મ સહાયતા કરે છે એમ અમે સમજી શકીએ છીએ, ધર્મતત્ત્વ ઉર્ધ્વગતિને જે રીતે સહાયતા કરે છે તેવી જ અધોગતિને પણ સહાયતા કરે છે. એટલા માટે ધર્મશબ્દના 'ગતિકરણ' એવા તાત્ત્વિક અર્થ સાથે તેના 'પુણ્યકર્મ' એ નૈતિક અર્થનો કોઈ પણ પ્રકારનો સબંધ હોઇ શકે નહિ. અધર્મની બાબતમાં પણ કહી શકાય કે એ તત્ત્વ દુ:ખમય સંસાર અથવા યંત્રણાપૂર્ણ નરકોમાં જીવની સ્થિતિ જેવી રીતે સભવિત કરે છે તેવી જ રીતે વળી આનંદધામ ઉર્ધ્વલોકમાં જીવની સ્થિતિ સંભવિત કરે છે. એથી સ્થિતિકરણ અધર્મની સાથે પાપકર્મ રૂપ અધર્મનો કોઈ પણ સબંધ હોઈ શકે નહિ. વળી એમ પણ કહી શકાય નહિ કે પુણ્યકર્મ કરવામાં અમુક પ્રયત્નશીલતા હોય છે. અને પાપકર્મમા અમુક જડતા હોય છે, તેથી ગતિ-કારણવાચક ધર્મ-શબ્દની સાથે પુણ્યકર્મવાચક ધર્મ-શબ્દનો સંબધ છે અને સ્થિતિકારણ વાચક અધર્મશબ્દની સાથે પાપકર્મવાચક અધર્મશબ્દનો સબંધ છે. જૈનધર્મની નીતિમાં જ નહિ પણ ભારતની લગભગ બધી જ ધર્મનીતિમાં એક વાતનો સ્વીકાર થએલો છે કે પુણ્યવાન, સુકર્મી અથવા ધર્મસાધક વ્યક્તિ ક્રિયાવાન ન પણ હોય. અચંચળ સ્થિતિ કે ચિરગંભીર ધૈર્યની ભારતીય ધર્મનીતિમાં અનેક સ્થળે પ્રશંસા કરવામાં આવેલી છે અને એને જ સાધનાનુ મૂળ અને લક્ષ્ય કહેલ છે. એ દૃષ્ટિએ જોતા ધર્મ કરતાં અધર્મ જ વધુ પ્રમાણમા ધર્મ-પોષક છે એમ કહી શકાય.

ખરી વાત એ છે કે ગતિસ્થિતિ–કારણરૂપે ધર્મ અધર્મની તાત્ત્વિકતાનો સ્વીકાર એ જૈનદર્શનની વિશિષ્ટતા છે. એના નૈતિક અને તાત્ત્વિક બન્ને અર્થો વચ્ચે સંબંધ સ્થાપન કરવાનો પ્રયાસ સર્વથા વ્યર્થ લાગે છે.

# આત્મ જ્યોતિ

આ પુસ્તક શ્રીમદ્ રાજચંદ્રમાંથી લઇને સુદર રીતે ગોઠ-વવામાં આવ્યુ છે. અને તેની સાથે આત્મસિદ્ધિ વિસ્તૃતાર્થ સહિત આપવામાં આવેલ છે તેના સગ્રાહક શ્રી૦ હરિલાલ [illegible]રાજ ભાયાણી છે. પુસ્તક દરેકને અત્યંત ઉપયોગી છે. મૂલ્ય [illegible]૬-૦

શ્રીમદ્ રાજચન્દ્ર કૃત

# આત્મસિદ્ધિશાસ્ત્ર.

( અર્થ તથા વિવેચન સહિત )

[illegible]આત્માનુ સ્વરૂપ સમજવા માટે અત્યન્ત ઉપયોગી પુસ્તક છે દરેક વાચવા તથા વિચારવા યોગ્ય છે. મૂલ્ય ૦-૩-૦

# પ્રમાણનય તત્ત્વાલોક.

( રત્નાકરાવતારિકા ટીકા અને તેના અનુવાદ સહિત )

પરિચ્છેદ ૪

આ ન્યાયશાસ્ત્રનો ગ્રન્થ છે અને તેમાં પ્રમાણ અને નયના સ્વરૂપનું મુખ્યત્વે વર્ણન છે. અને પ્રસંગે જૈનેતર દર્શનનુ ખડન કરી જૈનદર્શનનું સ્થાપન કરવામાં આવ્યું છે. તેની કીંમત ૩-૦-૦ હતી પરન્તુ ઘટાડી રૂ. ૧-૮-૦ રાખવામા આવી છે.

ઊંઝા ફાર્મસી-ઊંઝા, રીચીરોડ અમદાવાદ, કાલબાદેવી મુંબઈ ૨, લક્ષ્મી રોડ, પુના સીટી.